શાલિની પૂજા ક્યાં અને મારી યથાર્થરીત્યા પૂજા કરવાની શક્તિ ક્યાં ? એ બેનો વિચાર કરતાં તો કોઈ પણ રીતે બની શકે તેમ છે જ નહી છતાં પણ શુભ કાર્યમાં શક્તિ અનુસાર પ્રયત્ન કરવો જોઇએ. કેમકે છતી શક્તિ ગોપવવાથી પન્ન વીર્યાન્તરાય લાગે છે. એ વાતનો ખાસ ખ્યાલ કરી ઉપર્યુક્ત કાર્ય કરવા તત્પર થયો છું.

પરિશિષ્ટ વિભાગ લખવાનું કારણ પણ તેઓશ્રીના પટ્ટધર ઇતિહાસતત્ત્વમહોદધિ જૈનાચાર્ય શ્રીવિજયેન્દ્રસૂરિજી મહારાજનો પણ મ્હારા ઉપર ખાસ ઉપકાર છે તેઓશ્રી પણ વખતો વખત યોગ્ય વિચારો યોગ્ય સાનુકૂળ સામગ્રીઓ અને આન્તરિક પ્રેમભાવ વિગેરે નિરંતર પ્રદર્શિત કરતા આવ્યા છે. તે માટે તેઓશ્રીના ઉપકારનો બદલો વાળવો તે પણ મ્હારા જેવાને તો અશક્ય પ્રાય હોવા છતાં પણ તેઓના ગુણાનુવાદરૂપ પરિશિષ્ટ ભાગ લખી તેઓશ્રીના ઉપકાર–ઋણથી કેટલેક અંશે મુક્ત થઇશ એવી સંભાવના પૂર્વક પરિશિષ્ટરૂપી ફૂલની પાંખડીને તેઓશ્રીના ચરણ–કમલમાં ચડાવીશ તો જરૂર તેઓશ્રી ઉદાર હોવાથી સ્વીકાર કરી મ્હારા જેવાને પ્રોત્સાહન આપવાના જ એવી આન્તરિક ભાવના રાખું છું.

કિંચ જેઓએ ખૂબ ભક્તિ પૂર્વક પોતાનાથી બનતો ફાળો આપી આ ગ્રંથને સુશોભિત કર્યો છે, તેઓનાં શુભ નામ આપવાં તે પણ અસ્થાને તો નહી જ ગણાય તેમાં મુખ્યતયા ભાગ લેનાર ગુરુદેવના ઉપકારને ખુબ યાદ કરનાર

સુશીલા, અનેક ભાષા શાસ્ત્રમાં નિષ્ણાત, સદાચારિણી, જર્મન વિદુષી શ્રાવિકા શ્રીમતી **મીસ ક્રૌઝે. પી. એચ. ડી.** (સુભદ્રાદેવી)એ પ્રસ્તાવના અંગ્રેજીમાં લખી પોતાની ભક્તિ જે પ્રદર્શિત કરી છે, તેઓનો તથા શ્રીમાન્ વિદ્યાવારિધિ શાસનદીપક-મુનિરાજ શ્રીવિદ્યાવિજયજીએ ગુજરાતીમાં ઉપોદ્ઘાત લખી ગ્રંથ ખૂબ શૃંગારવાનો જે પ્રયત્ન કર્યો છે તેમનો અને ગ્રન્થ લખવામાં પ્રોત્સાહ આપનાર શાન્તમૂર્તિ મુનિરાજ શ્રીજયંત વિજયજી અને પંડિતવર્ય લાલચંદભાઈએ પ્રુફો સુધારી જે સેવા બજાવી છે તેઓ વિગેરેનો પણ ઉપકાર માનવો અનુચિત તો નહીજ ગણાય;ને હેતુથી તે સર્વેનો ઉપકાર માની છેવટે આ ગ્રન્થની અંદર પરમાત્માની આજ્ઞાથી જે કંઇ વિરુદ્ધ લખાણું હોય યા દૃષ્ટિદોષથી તે માટે મિથ્યા દુષ્કૃત માગી વિરમુ છું ૐ શાંતિ.

ધર્મ સં. ૬ લેખક મંગલવિજય.
અષાઢ સુદિ પંચમી મુ. આકોલા ( વરાડ પ્રાંત )

---

# બે બોલ.

આ જે અત્યુત્તમ સમય અમારે પ્રાપ્ત થયો છે, એમ કહેવામાં લગાર સંકોચનો અવકાશ નથી. કારણ કે જગત્ પૂજ્ય મહાત્મા વિજયધર્મસૂરીશ્વરજી મહારાજનાં જીવન વૃત્તાંતો અનેક ભાષામાં બહાર પડી ચુક્યાં છે, પરંતુ માતૃભાષા (ગુજરાતી) માં પદ્યરૂપે સંપૂર્ણ જીવન તો આ ધર્મજીવનપ્રદીપ રાસમાં જ આલેખાયેલ છે. એના લેખક ન્યાયવિશારદ ન્યાયતીર્થ. ઉપાધ્યાય મંગલવિજય મહારાજ છે તેઓશ્રીએ પોતાની કસાયેલી કલમથી અનેક ગ્રંથો લખી પ્રકાશમાં મૂકવા અમોને જે આપેલ છે તેથી અમો એમના ઘણુજ કૃતજ્ઞ છીએ.

તેઓશ્રીના આજ સુધીમાં સંસ્કૃત, હિન્દી, ગુજરાતી વિગેરે ભાષામાં લખેલા દસ ગ્રન્થો તો બહાર પડીજ ચૂકયા છે. આ ગ્રન્થનો નંબર અગીયારમો છે. તેઓશ્રીના તાત્વિક ગ્રન્થો જૈન, જૈનેતરોમાં ઘણુજ પ્રસિદ્ધિ પામેલા છે, એ વિષે તો કોઇના બે મત છેજ નહિ. તેવા વિદ્વાન્ સાધુ જયારે આવા ગ્રન્થો બનાવે તેમાં તો કહેવું જ શું ?

બીજા પણ અનેક ગ્રન્થો લખેલા છે, તે પણ જયારે બહાર પડશે ત્યારે સમાજ ઘણો જ આનંદિત થશે.

તેઓશ્રીએ તેવા અનેક ગ્રન્થો લખી આ ગ્રન્થમાળાને જે પુષ્ટ બનાવી છે, તે વિષે તેઓશ્રીનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે. અંતિમ પ્રાર્થના એ છે કે બીજા ગ્રન્થો જલદી બહાર પાડવા ભાગ્યશાળી થઇએ.

લિ. પ્રકાશક.

## ધર્મ-જીવનપ્રદીપ રાસના પ્રકાશનમાં દ્રવ્યસહાયક સદ્ગૃહસ્થોની શુભ નામાવલી.

---

નકલ

૩૫૦ પોરબંદરનિવાસી દાનવીર શેઠ વરજીવનભાઇ મૂલચંદ તથા રુગનાથભાઇ મૂલચંદે પોતાના ધર્મપ્રિય ભાણેજ સ્વર્ગસ્થ ભાણુશાળી દયાળભાઇ ગંગાધરના સ્મરણાર્થે.

૧૦૦ જામનગરનિવાસી ઝવેરી જગજીવનભાઇ પાનાચંદ તરફથી.

૧૫૦ બ્યાવર નિવાસી રાયબહાદુર શેઠ કુન્દનમલજી લાલચંદજી કોઠારી : મહાલક્ષ્મી મીલ માલીક.

૬૫ બોરુનિવાસી શેઠ ડાહ્યાભાઇ કાળીદાસ તરફથી.

૩૫ માંગરોળનિવાસી શેઠ પ્રાણુલાલ વેલજી તરફથી.

ઉપર્યુક્ત મહાશયોએ જે સહાયતા આપી ગુરુ-ભક્તિ પ્રદર્શિત કરી છે, તેઓનો ધન્યવાદની સાથે ઉપકાર માનવામાં આવે છે અને આવીજ રીતે જ્ઞાનદાન સેવા સંપાદન કરવા ભાગ્યશાળી બને એવી વિનતિ કરવામાં આવે છે.

લિ. પ્રકાશક.

# અનુક્રમણિકા.

---

## પરિશિષ્ટ વિભાગ.

સમાપ્ત.

---

ॐ

नमो नमः श्रीप्रभुधर्मसूरये ।

# ધર્મ-જીવન પ્રદીપ.



## (વિજયધર્મસૂરિ-રાસ)

### પ્રથમ ખંડ.

દૂહા.

જય યુગાદિ જિનેશ્વરા, જય કરુણાભંડાર;
જય પ્રથમ તીર્થંકરા, જય જય જગદાધાર. ૧

ઈતિ ઉપદ્રવસંહરા, મિથ્યા-તિમિર હરનાર;
ધર્મચક્રી જગદીશ્વરા, જય શાન્તિ કરનાર. ૨

જગતારક ચિન્તામણિ, જય જય નેમિ કુમાર;
યદુવંશશિરોમણિ, ભવ્યાંભોજ—દિનકાર. ૩

સ્વોચિત કર્મમાં તત્પરા, કમઠ ધરણપતિ જાણ;
સમભાવે વર્તે સદા, જય પાર્શ્વ જગભાણ. ૪

જગ-રક્ષણ સમર્થ છો, જગ-વિધ્વંસન શકત;
તેહવા તુમે બલવાન્ છો, પણ ન કર્યું બલ વ્યક્ત. ૫

સંગમ સુરાધમ ખરો, રૌદ્રધ્યાન-ભંડાર;
કર્યો ઉપસર્ગ આકરો, પણ નહિ દુઃખ લગાર. ૬

અનાચાર દેખી કરી, કોપ ધરી મન રોષ;
નાઠો રોષ મનમાં ધરી, રોષ ગયો દુઃખપોષ. ૭

કલ્યાણવૃક્ષારામ ખરા, હિમાલય શ્રુત-ગંગ;
વિશ્વાંભોજ-દિવાકરા, નમો મહાવીર જિન ચંગ.[1] ૮

અભિધા યોગી ગ્રહે સદા, પ્રણમે ઉઠી સવાર;
તે ગુરુ ઇન્દ્રભૂતિ કદા, ભૂલું ન મનથી લગાર. ૯

જન-જડતા સંહારિણી, પાહાણ પલ્લવ કરનાર;
તે ભગવતી દુઃખહારિણી, શ્રુતદેવી મન ધાર. ૧૦

ગુરુદેવ પ્રણમી કરી, ધર્મ-જીવન સુખકંદ;
ચરિત્રરૂપ મનમાં ધરી, ગાવું ધર્મસૂરીન્દ. ૧૧

કિહાં ચરિત્ર-સાગરૂ, કિહાં જડબુદ્ધિ અજાણ;
સૂરજ ખદ્યોત[2]સમ ખરૂં, અંતર મ્હારૂં જાણ. ૧૨

પણ ગુરુ-કૃપાકટાક્ષથી, જિહ્વા અતિ લલચાય;
ગુણ ગાતાં શુદ્ધ પ્રેમથી, તન મન વિકસિત થાય. ૧૩

ઉત્તમના ગુણગાનથી, જિહ્વા થાય સુપવિત્ર;
ઉત્તમત્તા આવી વરે, જશ પામે અગણિત. ૧૪

ગુણ ગાતાં સૂરિરાજના, સંભવ ખલના હોય;
ઉત્તમ નર જે પરિહરે, ગુણગ્રાહી શુદ્ધ સોય. ૧૫

---

૧ મનોહર. ૨ આગીયો.

## ઢાળ ૧.

( એમ કેઇ સિદ્ધિ વર્યા મુનિરાયા–એ દેશી )

લક્ષ યોજન જંબૂદ્વીપ ધારો,
હાં રે એ છે ગુણી-રત્નોનો આધારો રે;
ભવિજન મન ભાવો.

નાભિસમો મધ્ય મેરુ વિચારો,
હાં રે લાખ યોજન ઉંચાઇવાળો રે. ભવિ૦ ૧

સપ્ત ક્ષેત્રી ષટ પર્વત ભરીઓ,
હાં રે ગુણ કોઇથી ન જાય કળીઓ રે. ભ૦

ભરત હૈમવત ને હરિ ધરીઓ,
હાં રે વિદેહ રમ્યક ન વિસરીઓ રે. ભવિ૦ ૨

હેરણ્યવત ઐરાવત સારો,
હાં રે સાત ક્ષેત્ર તે મનથી વિચારો રે; ભ૦

હિમવત ને મહાહિમવત ધારો,
હાં રે નિષધ નીલ રુક્મિ વિસ્તારો રે. ભવિ૦ ૩

શિખરી પર્વત છઠ્ઠો વિચારો,
હાં રે જંબૂદ્વીપમાં તે અવધારો રે; ભ૦

તેહમાં વળી ભરતક્ષેત્ર ઉદ્દેશી,
હાં રે સુણો વાત કહું સુખદેશી રે. ભવિ૦ ૪

ષટ ખંડો વળી તેહના જાણો,
હાં રે તે સાધે ચક્રવર્તી રાણો રે; ભ૦

આર્ય અનાર્ય દેશ ઘણેરા,
હાં રે સાઢીપચવીસ આર્ય ભલેરા રે. ભવિ૦ ૫

જિન ચક્રીની ઉત્પત્તિ ત્યાં ભાવો,
હાં રે એથી બીજે ન મનમાં લાવો રે; ભ૦
તે કારણથી તે આર્ય વખાણો,
હાં રે જિહાં જન્મે ધર્મચક્રી રાણો રે. ભવિ૦ ૬

ધર્મશબ્દ શ્રવણે આર્ય ઘણેરા,
હાં રે ગણનાએ જાણો ભલેરા રે; ભ૦
સર્વોત્તમ સૌરાષ્ટ્રને જાણો,
હાં રે જિહાં વિમલાચલ સુપ્રમાણો રે. ભવિ૦ ૭

જન ભદ્રિક વસે ગુણરાગી,
હાં રે જિન-વચનમાંહિ લય લાગી રે; ભ૦
વિમલાચલ ફરસે મન વિમળા,
હાં રે દુઃખ દોહગ જાય સબળા રે. ભવિ૦

તેહ ગિરિની સમીપ વખાણો,
હાં રે મધુમતી[1] નગરી મન જાણો રે; ભ૦
જીવન્તસ્વામી નામે પ્રસિદ્ધ,
હાં રે વીરવિભુ દેવાલય સિદ્ધ રે. ભવિ૦

જાવડ[2] ભાવડ[3] ભૂમિ એ ધારો,
હાં રે કર્યો વિમલાચલનો ઉદ્ધારો રે; ભ૦

---

૧ મહુવા બંદર. ૨ જાવડશા શેઠ. ૩ ભાવડશા શેઠ.

વનસ્પતિ બહુ જાતિની જાણો,
હાં રે રસાલ દ્રુમોને વખાણો રે. ભવિ૦ ૧૦
શ્રીફલ ફ્લ તીહાં દીસે ઘણેરાં,
હાં રે રાણુબાગની વચ્ચમાં ભલેરાં રે; ભ૦
અનેક વાડી અનેક આરામ,
હાં રે જગ મનમોહનનાં એ ઠામ રે. ભવિ૦ ૧૧
વ્યવહારી અનેક તિહાં ભારી,
હાં રે શ્યામવચ્છ કુટુંબ ગુણધારી રે; ભ૦
પાંચ ભાઇ પાંડવ-સમ જાણો,
હાં રે પ્રેમચન્દ્ર-તનુજ વખાણો રે. ભવિ૦ ૧૨
હેમચન્દ્ર રાયચન્દ્ર નિહાળો,
હાં રે લક્ષ્મીચંદ ને વેલજી ધારો રે; ભ૦
રામચન્દ્ર પાંચમા મન જાણો,
હાં રે એ કુટુંબ વિસ્તાર વખાણો રે. ભવિ૦ ૧૩
રામચન્દ્ર સિદ્ધાંતના જ્ઞાતા,
હાં રે શાન્તસ્વભાવી ગુણીમાં ખ્યાતા રે; ભ૦
કેમળાવતી દેવીને ધારો,
હાં રે તસ ધર્મપત્ની કહી ગાવો રે. ભવિ૦ ૧૪
સૌભાગ્યવંતી ને સતી-શિરોમણિ,
હાં રે જિનભક્તિમાં ન વિસરાણી રે; ભ૦
હરખી નિરખી જિન-ગુણ ગાવે,
હાં રે મનમાં આનંદ ન માવે રે. ભવિ૦ ૧૫

પુત્ર પ્રથમ દેવીએ જાયો,
હાં રે નામ નરસિંહ ઠરાયો રે; ભ૦
મૂળનક્ષત્રમાં બીજો વખાણ્યો,
હાં રે મૂળચન્દ્ર સહુ એ પીછાણ્યો રે. ભવિ૦ ૧૬
ગતિ ગજરાજ મુખ દ્વિજરાજ,
હાં રે મનમોહન છે શિરતાજ રે; ભ૦
સાત વરસ તણો જબ થાવે,
હાં રે વિદ્યાધ્યયન પિતા મન લાવે રે. ભવિ૦ ૧૭
પાઠશાલામાં જાયે નિશદિન,
હાં રે અક્ષર ન ભણે લયલીન રે; ભ૦
ઉપદેશ આપી બહુ સમજાવે,
હાં રે ધર્મ મંગલ મન નહિ ભાવે રે. ભવિ૦ ૧૮

---

દૂહા.

અધ્યયનકાલ જાયે ઘણો, ભણ્યા ન અક્ષર એક;
વ્યસન મ્હોટું સટ્ટા તણું, દ્રવ્ય ખોવાની એ ટેક. ૧
નિશદિન દ્રવ્ય હરણ કરી, રમે જૂગાર અપાર;
માત પિતા ચિંતા ધરી, આપે શિખ તે વાર. ૨
દ્રવ્ય-વિનાશક પુત્રનું, નહિ ઘરમાં સુખ કામ;
જુઓ સગપણ સ્વાર્થનું, અજ્ઞાનિનું એ ધામ. ૩
એકાંતે બેસારીને, કહે પિતા સુણો વાત;
સટ્ટા વ્યસન છોડીને, રહો ઘરમાં સુખ સાત. ૪

વાણી સુણી પિતા તણી, લાગી ચિત્તમાં ચોટ;
મનમાં રીસ આવે ઘણી, ધરતા નિજ મન ખોટ. ૫
મારગ જાતાં મુનિવરા, દેખીને ચિંતે સ્વરાજ;
હે હે કાર્ય આ શું કર્યું?, છોડી નિજ કુલ-લાજ. ૬
આણુ ભાગી ગુરુવર્ગની, છોડયો આત્મિક ધર્મ;
શી ગતિ થાશે અમ્હ તણી, જાણે કેવલી મર્મ. ૭

## ઢાળ ૨.

( વાસુપૂજ્ય વિલાસી, ચંપાના વાસી, પૂરો અમારી આશ-એ દેશી )

વૈરાગ્યવાસના જાગી, ભાવક ભાગી; આગળ વાત રસાળ;
મુનિવરોને દેખી, કર્મ ઉવેખી, કરે મનમાં વિચાર.
કોઇ ન કરે તે, મેં કર્યું હવે, કેમ ઉતરૂં ભવ-પાર;
વૈરાગ્ય ચિન્તારત્ન સમ કહ્યો રે, ભવ જલ તારણહાર રે. વૈ૦ ૧
ગુરુ-શરણુ વિના નહિ રે, માહરો કોઇ આધાર;
પૂર્વ પુણ્ય ઉદયે કરી રે, મળ્યા ચિંતામણિ સાર રે. વૈ૦ ૨
કૃપા કરી મુજને કહો રે, કેમ ઉતરૂં ભવ-પાર;
આધિ વ્યાધિ છૂટે સહી રે, ન રહે દુઃખ લગાર રે. વૈ૦ ૩
યોગ્ય જીવ જાણી કરી રે, આપે દેશના તે વાર;
જ્ઞાન વૈરાગ્ય વિના નહિ રે, તરવાનો કોઇ આધાર રે. વૈ૦ ૪
જ્ઞાન વિનયથી પામીએ રે, જ્ઞાન દીપકસમ જાણ,
હેય જ્ઞેય ઉપાદેયના રે, અર્થની થાએ પહેચાણુ રે. વૈ૦ ૫
જ્ઞાન વિના ચારિત્ર નહિ રે, ભાખે ત્રિભુવન-નાથ;
તે માટે ઉદ્યમ ઘણો રે, કરો વૈરાગ્યની સાથ રે. વૈ૦ ૬

ષટ ખંડ રાજ્ય છોડી કરી રે, ચક્રવર્તી ગ્રહે તેહ;
તે ચારિત્ર ભવી જે ગ્રહે રે, તે લહે દુઃખ-વિછેહ રે. વૈ૦ ૭
સુણી ઉપદેશ સોહામણો રે, કરવો એહવો ઉપાય;
ચારિત્ર-રત્ન જેથી મળે રે, ભવ-ભ્રમણ મીટ જાય રે. વૈ૦ ૮
ભ્રમણ દુઃખો સહ્યાં આકરાં રે, કહેતાં ન આવે પાર;
ચઉગતિ-ચોકની વેદીમાં રે, ભવ-પાટણમાં ધાર રે. વૈ૦ ૯
નિર્મલ ભાવથી જાણીએ રે, સંવેગ શ્રદ્ધા નિદાન;
મિથ્યા-વેલીને પરિહરી રે, માગે વિરતિનું દાન રે. વૈ૦ ૧૦
આત્મ-સાખે નિર્મળ મને રે, કરે ત્યાં શુદ્ધ વિચાર;
સદ્ગુરુના સુપસાયથી રે, ધર્મ મંગલ દુઃખ જાય રે. વૈ૦ ૧૧

---

## દૂહા.

પુત્ર—વચન જાણી કરી, માતા મન અકળાય;
દૈવ ઓળંભો મન ધરી, કોપે કળકળી કાય. ૧
થર થર કંપે હૃદયમાં, નયણે આંસુની ધાર;
સ્વજન કુટુંબના દિલમાં, થયો આઘાત અપાર. ૨
બોલાવી મૂળચંદને, સમજાવે તે વાર;
ચારિત્રમાર્ગ લેઈને, પાળવો ખડ્ગની ધાર. ૩
લઘુ વયમાં ન પળી શકે, કરો મનમાં વિચાર;
ખેલ નહી બાળક તણો, સમજો મનમાં લગાર. ૪
હઠ કદાગ્રહ નવિ કરો, કરો વૈરાગ્ય અભ્યાસ;
જ્ઞાનદશા અનુભવ ધરો, ચરિત્રનો એ પ્રકાસ. ૫

## ઢાળ ૩.

( ગોયમ મ કર પ્રમાદ—એ દેશી. )

ધિક ધિક વિષય કષાયને જી રે, ધિક ધિક મોહ સ્વભાવ;
દેવ મરી તિર્યંચ હુવે જી રે, ચક્રી નરકે વિભાવ રે;
પ્રાણી રે મ કરીશ વાર લગાર. ૧

વિરસ વિષય સુખ લેશમાં જી રે, અટતું મન અટકાય રે.પ્રાણી રે.
સંસાર ફાસીસમ કહ્યો જી રે, પુત્ર વનિતાનો સ્નેહ;
નિજ ઉદ્દેશ ન સાચવે જી રે, ખાય ફાંસો નર તેહ રે. પ્રા૦ ૨

ઘાતક સુભટ સામટા જી રે, દ્રવ્ય કુટુંબ નિહાળ;
ગરજ લગે જી જી કરે જી રે, ગરજ વીતે થાય કાળ રે. પ્રા૦ ૩

કુટુંબ કબીલો સ્વાર્થી જી રે, સ્વાર્થીઓ છે સંસાર;
માત પિતા પણ સ્વાર્થી જી રે, ભાઈ ભગિની પણ ધાર રે.પ્રા૦ ૪

દેહ અથિર ધન થિર નહી જી રે, યૌવન જલના તરંગ;
મદિરાઘટ સમ દેહડી જી રે, તેહમાં શો હોય રંગ રે. પ્રા૦ ૫

રસ રુધિર માંસ મેદથી જી રે, અસ્થિ વીર્ય મન લાવ;
સ્નાયુ સીવી બહાર ઉજળી જી રે,શરીર કોથળી ભાવ રે પ્રા૦ ૬

બાહ્ય અને આભ્યન્તરે જી રે, શરીર જો વિપરીત થાય;
સમળી કાગ ઉડાડવા જી રે, યત્ન કરવા દિલ જાય રે. પ્રા૦ ૭

નવ દ્વાર અશુચિ તણાં જી રે, વહેતાં રહે નિશ-દિન;
નગર-ખાળ-સમ નિરખવાં જી રે, શુદ્ધ ન થાય કોઈ દિન રે. પ્રા૦ ૮

ગરભની વેદના આકરી જી રે, સહેવાં દુઃખ ત્યાં અપાર;
ક્ષણમાત્ર સુખ નવિ હુવે જી રે,શો કહું તેહનો વિચાર રે. પ્રા૦ ૯
મમતા-રાક્ષસી-વશ થઇ જી રે, રખડે ચેતન બહુ વાર;
તે માટે સમતા ગ્રહી જી રે, લેશું સંયમ-ભાર રે. પ્રા૦ ૧૦
વચન સુણી કુંવરતણાં જી રે, મનમાં કોપ ન માય;
રોષ ભરી વચને વદે જી રે, શો કરે તું અન્યાય રે.
જાયા ! રે દીક્ષા કદિ ન લેવાય. ૧૧
જિહાં લગે જીવ માહરો જી રે, દેહ પિંજરની છે માંહ;
તિહાં લગે છોડું નહી જી રે,મુજ મન મત દે છેહ રે. જાયા૦૧૨
પ્રાણ કહું તો અધિક નહી જીરે, સુણો મૂળચન્દ કુમાર ! ;
કેણે ધૂર્તે તને ભોળવ્યો જી રે,કેણે સમજાવ્યું અસાર રે.જાયા૦ ૧૩
ધન કમાવો સુખ ભોગવો જી રે, કરો સંસાર વિલાસ;
રાગ-વશે માતા વદે જી રે; ભૂલી ધર્મ સુવાસ રે. જાયા૦ ૧૪
મન ચિંતે મહિમાનિધિ જી રે; આજ્ઞા ન દે કોઇ વાત;
ભાગીને સંયમ ગ્રહું જી રે, ધર્મ સંગળ સુખ શાત રે. જાયા૦૧૫

---

દુહા.

આજ્ઞા અસંભવ જોઇને, નીકળ્યા લઇ અધરાત;
ભાવનગરમાં આવીને, કરે વિચારોના વાત. ૧
શું કરવું કિહાં જઇ વસું ?, કોણ આગળ કહું વાત ? ;
સુગુરુ પાસે જઇ વસું, ચેતનને સુખ-શાત. ૨

દૈવયોગે શ્રાવક મળે, કહે પોતાનો વિચાર;
ગુરુ-ચરણે આવી મળે, તેહની સાથ સુખકાર. ૪

ઢાળ ૪

( સાહેબ શિવ વસીઆ—એ દેશી )

વંદના કરી શુભ ભાવથી રે, હૃદયે હરખ ન માય ગુરુજી સુખકારી
સુખકારી રે ભવિ-હિતકારી રે,તુમે ભવજલ-તારણહાર; ગુરુજી
ધર્મ-લાભ પૂછતા રે, કેમ આવ્યા ગુણધાર, શ્રદ્ધાવંત સારા.
કિહાંથી તુમે આવીઆ રે, કિહાં જાવાનો ઉદ્દેશ ? શ્રદ્ધાવંત૦ ૧
એમ પ્રશ્નો સુણી ગુરુતણા રે, આપે ઉત્તર સુવિશેષ. શ્રદ્ધા૦
ભવ-પાટણમાંહે વસું રે, ચઉગતિ ચોક મોઝાર; ગુરુ૦
લાખ ચોરાશી બજારમાં રે, રખડું નહિં કંઇ સાર, ગુરુ૦
કષાયાનલ તિહાં લાગીઓ રે, નહિ છોડ્યું કોઇ સ્થાન. ગુરુ૦ ૨
તે કારણ તિહાંથી ભાગીઓ રે, આવ્યો અટવી મેદાન, ગુરુ૦
ચોર મલ્યા તીહાં સામટા રે, લૂટ્યું સઘળું તે ધન, ગુરુ૦
રાગ દ્વેષ બે મુખ્ય હતા રે, મોહરાજાના દિવાન, ગુરુ૦
કોઇ જીવને છોડ્યા નહિ રે, શું કહું મારૂં નિદાન. ગુરુ૦ ૩
સ્વજન કુટુંબ સહુ ભાગીઆ રે, એકલો રહ્યો હું ત્યાં રાત, ગુરુ૦
મેં જાણ્યાં સવિ કારમાં રે, નહિ થાય કોઇ ત્રાત; ગુરુ૦
ભાવ બીના કહી માહરી રે, દ્રવ્યથી કહું સુણો વાત, ગુરુ૦
મહુવા નગરમાંહે વસું રે, શિવપુરી જાવા ઉદ્દેશ. ગુરુ૦ ૪

ગુરુ—શરણુ વિના નહિ રે, નહિ પહોંચું તે દેશ, ગુરુ૦
તુમ દરિસણુ મુજ મન વસ્યું રે, તુમ દરિસણુ સુખકંદ; ગુરુ૦
તુમ દરિસણુથી પામીએ રે, સકળ પદાર્થના વૃંદ, ગુરુ૦
કૃપા કરી મુજ દીજીએ રે, સર્વ વિરતિનું દાન. ગુરુ૦ ૫

વચન સુણી મળચંદ્રનાં રે, ગુરુ મહાકૃપાનિધાન, શ્રદ્ધા૦
કામ ઘણું કઠિણુ છે રે, નહિ સાહસનું સ્થાન; શ્રદ્ધા૦
માથે મેરુ ઉપાડીને રે, તરવો જલધિ અપાર, શ્રદ્ધા૦
અગ્નિ-ફરસ ન સહી શકે રે, વેળુ—કવળ સમ આહાર. શ્રદ્ધા૦ ૬

તેહથી સંયમ આકરૂં રે, નહી જલદી કર વિચાર, શ્રદ્ધા૦
માથે લોચ કરાવવો રે, સહેવા પરિસહ અપાર; શ્રદ્ધા૦
તપ કરવા બહુ પ્રેમથી રે, બાહ્યાભ્યન્તર સાર, શ્રદ્ધા૦
મહી રમ્યા શય્યા વિષે રે, સુવું પલંગ નવિ ધાર. શ્રદ્ધા૦ ૭

છોડવી મમતા શરીરની રે, બીજાની શી કહું વાત, શ્રદ્ધા૦
વચન સુણી ગુરુજી તણા રે, ભાખે ઉત્તર ભલી ભાત; શ્રદ્ધા૦
શૂરા નરને સોહીલું રે, ગુરુવચન સુપ્રમાણુ, ગુરુ૦
અલ્પ દુઃખે બહુ સુખ હુવે રે, તે તો દુઃખ નવિ જાણુ. ગુરુ૦ ૮

ચઉ ગતિમાં ભમતાં થકાં રે, સહ્યાં મેં દુઃખ અપાર, ગુરુ૦
તે આગળ તિલમાત્ર છે રે, મેરુ સરસવ મન ધાર; ગુરુ૦
કૃપાનિધિ કૃપા કરી રે, મુજ આપો શુભ દાન, ગુરુ૦
આજ્ઞા માત પિતા તણી રે, મેળવો શુભ નિદાન. ગુરુ૦ ૯

પ્રજ્ઞાચક્ષુ તાત માહરા રે, નહી આપે તે ખાસ, ગુરુ૦
આજ્ઞા કેમ આપે સહી રે, હું તસ પ્રાણુસુવાસ; ગુરુ૦

તે વિના દીક્ષા નવિ હુવે રે, સમજાવો મન ધરી ધ્યાન, શ્રદ્ધા૦
વિનય વિવેક બહુ સાચવો રે, તુમે છો બુદ્ધિનિધાન. શ્રદ્ધા૦ ૧૦

અનુકૂળતા સવિ મેળવી રે, કહો નિજ મનનો વિચાર, શ્રદ્ધા૦
નિરાશ થઇ પાછા વળ્યા રે, મનમાંહિ ખેદ અપાર; શ્રદ્ધા૦

બહુ કઇ તે વચને થયું રે, પણુ નહિ અવર પ્રકાર. શ્રદ્ધા૦
નિજ ઘર પાછા આવીને રે, ધર્મ મંગળ કહે સાર. શ્રદ્ધા૦ ૧૧

---

## દૂહા.

અનુમતિ લેવા તાતની, ગયા સન્મુખ તત્કાળ;
પુત્ર-વદન નિહાળીને, વચન વદે સુરસાળ. ૧

રાત લઈ નાશી ગયા, એકાકી નિરધાર;
જાણી ચિંતાતુર થયો, મનમાંહે અપરંપાર. ૨

હા ! મૂળચંદ ! તું કીહાં ગયો, હા ! કુલ-દીપક ખાસ,
હા ! મુજ પ્રાણાધાર ખરો, હા ! મુજ પ્રેમ-પ્રકાસ. ૩

શિર કુટે દુઃખ લાવતી, તુમ માત સસનેહ;
રોતી હૃદય કંપાવતી, ધરતી મન દુઃખ એહ. ૪

આર્તધ્યાનવશ હું થઇ, કરૂં વિકલ્પ અપાર;
મોહવશે શુદ્ધ બુદ્ધ ગઇ, ન કર્યો મનમાં વિચાર. ૫.

## ઢાળ ૫

( ચેતનજી ! ચેતો કોઇ નથી દુનિયામાં તારૂં—એ દેશી. )

પિતાજી ! સુણો ગુરુ-શરણુ જગ સારૂં,
મુજ મન લાગે ઘણું પ્યારૂં રે આ પ્યારૂં રે; પિતાજી૦
ભવ-સમુદ્રથી પાર ઉતારે, મિથ્યાત્વ-કીચથી ઉગારે;
ગર્ભની વેદનાઓને હઠાવે; અજ્ઞાન દૂર ભગાવે રે
ભગાવે રે. પિતાજી૦ ૧

શ્રદ્ધા વિવેક-દીપક પ્રગટાવે, શમ સંવેગ પધરાવે;
નિર્વેદતા અનુકંપા જણાવે, આસ્તિકતાને સમજાવે રે
સમજાવે રે. પિતાજી૦ ૨

ગાડી વાડી લાડીમાં સહુ ભૂલ્યો, પુદ્દગલભાવમાં ડૂલ્યો;
કાળ અનંતો એળે ગમાયો, પણ ધર્મ—ધન ન કમાયો રે
કમાયો રે. પિતાજી૦ ૩

પુદ્દગલ-પરાવર્ત અનંતાં, ભવ-અટવીમાંહે ફરતાં;
સુખ તણો લવ લેશ ન દીઠો, ફોગટ ફરે થઇ ધીઠો રે
આ ધીઠો રે. પિતાજી૦ ૪

દુર્જન-સંગની ગોઠડી મીઠી, જાણી નહિ તે મેં જૂઠી;
ખાન પાન ગાન તાનમાં પહેલો, ધર્મે ભાગવા માંડે વ્હેલો રે
આ વ્હેલો રે પિતાજી૦ ૫

દમડી એક ના કટોરે સંભાળી, ખીર ભરી રઢીયાળી;
દસ કલાક તક નહી ખરાબી, જલદી ખાવાને નિહાળી રે
આ નિહાળી રે. પિતાજી૦ ૬

ત્યાંથી નીકાલી પેટે પધરાવી, જુઓ તમાસો થયો ભારી;
દ્રવરૂપે કફાશયે સંભાળી, પિત્તાશયે વિકરાળી રે
વિકરાળી રે. પિતાજી૦ ૭

વાતાશય બેઠો વ્હેંચણ કરવા, રસ મલરૂપે બનાવી;
ખીર મટી મળ નામ ધરાવ્યું, દુર્જન પેટે એ કરાવ્યું રે
કરાવ્યું રે. પિતાજી૦ ૮

ઉત્તમ ચીજો અધમ બનાવે, દુર્જન-સંગ જો થાવે:
એક દિન પોષણ જો ન થાય તેનું, તો ન કરે કામ આતમનું રે
આતમનું રે. પિતાજી૦ ૯

પેટકારણ રાત દિન રખડવું, અનીતિ અન્યાયથી ભરવું;
તે તો બળીને રાખ જ થાય, ઉડી આકાશમાં જાય રે
આ જાય રે પિતાજી૦ ૧૦

ફળ તેનું દુર્ગતિ માંહિ એકીલો, ભોગવે નર તે છબીલો;
છોડાવવા તેહને નહી કોઇ આવે, પછી ઘણો તે પસ્તાવે રે
પસ્તાવે રે પિતાજી૦ ૧૧

એ રીતે પુદ્‌ગલ-મર્મ જણાવી, પોલ ખોલીને બતાવી;
મોહ મમતામાંહે લયલીનો, ન જાણે એ સવી કિનો રે
આ કિનો રે. પિતાજી૦ ૧૨

જ્ઞાની ગુરુનું શરણ મન ધારો, તિહાં નહી કર્મનો ચારો;
ગુરૂ વિના કહો કોણ જણાવે ?, ધર્મોતમ દિલ ભાવે રે
આ ભાવે રે. પિતાજી૦ ૧૩

પુત્ર-વચન વૈરાગ્યનાં સુણી, નયણે આંસુ વરસાવે;
ધિક ધિક મોહવશે થઇ ઘેલો, સ્નેહ-સાંકળમાં ફસેલો રે
ફસેલો રે.
કુંવરજી! સુણો વાત તુમે કહો સાચી, બીજી જાણી સવી કાચી રે
આ કાચી રે કુંવરજી૦ ૧૪

અજ્ઞાને અંધ થઇ મમતાધીન થઇ, આ ભવ એળે ગમાયો;
વૃદ્ધપણું ને ચક્ષુવિહીનતા, પાપ-ઉદયથી કમાયો રે
કમાયો રે. કુંવરજી૦ ૧૫

ભવજલ-તારૂ ને દુઃખવારૂ, ચારિત્ર લાગે ઘણું સારૂં;
અંતરાય ન કરૂં તે કાજે સારૂં, ભવાંતરમાં દિલ ધારૂં રે
દિલ ધારૂં રે. કુંવરજી૦ ૧૬

સંયમ લઇ ગુરુકુળમાં રહીને, પાળજો ખૂબ થિર થઇને;
પ્રમાદ-શત્રુને પરિહરજો, ગુરુ—સેવાદિ દિલ ધરજો રે
ધરજો રે કુંવરજી૦ ૧૭

મોહ-સેના ચકચૂર કરીને, વિજયના ડંકા બજાવો;
ધર્મ મંગળ બહુપરે ગવરાવો, ભવભ્રમણને મીટાવો રે
મીટાવો રે. કુંવરજી. ૧૮

---

દૂહા.

આશીર્વાદ પિતાતણો, મેળવ્યો આજ્ઞા સંગાથ;
થયો હરખ મનમાં ઘણો, હવે કલ્યાણ નિજ હાથ. ૧

તિલક કરી વળાવીઆ, સજ્જ થયા તેણી વાર;
ભાવનગરમાં આવીઆ, ગયા ગુરુ-દરબાર. ૨
અનુમતિ તાત તણી ખરી, સંભળાવી સાવધાન;
ગુરુચરણે કર જોડીને, માગે વિરતિનું દાન. ૩
મ કરો વિલંબ હવે ઘડી, ક્ષણુ લાખીણો જાય;
કરે વિનતિ પાયે પડી, સ્વીકારો જગ-તાય. ૪
વિઘન આવે શુભ કાર્યમાં, જાણો છો દીન-દયાળ;
તે કારણ વિલંબમાં, છે દુઃખ અપરંપાર. ૫

ઢાળ ૬.

( આવો આવો ને મર્દ હળી મળી—એ દેશી )

શ્રીસંઘ તે સમયે બોલાવીઓ, દીક્ષા અનુમતિ લેવા કાજ
લગન લાવો ભાવશું;
વાત સુણી ખુશી સંઘ સહુ થયો, ધન્ય ધન્ય એહ કુલ ચિરતાજ.
લગન૦ ૧
મુખ્યશેઠ આણંદજીભાઈ તિહાં, જસરાજ ગીરધરભાઈઆજ લ૦
દીસે કુંવરજીભાઈ ફુટરા, શ્રીસંઘતણા શ્રૃંગાર. લગન૦ ૨
જ્યોતિર્વિદ આવી મૂરત ભણે, રુડો ઉત્તમ વૈશાખ માસ; લગન૦
સંવત ઓગણી તેંતાલી તણો, વદિ પંચમી દિવસ ખાસ. લ૦ ૩
વધાવ્યું મૂરત સંઘે મળી, કરે ઉત્સવ અતિમનોહાર; લગન૦
દિવ્ય મંડપ રચ્યો સર્વે મળી, દેખી ભવિજન મન ધરે પ્યાર.
લગન૦ ૪

રચ્યું સમોસરણ સોહામણું, પધરાવ્યા સોળમા જિનરાય; લગન૦
શોભે મહોત્સવ મંડપમાં ઘણો, કરી ભાવના જિન-ગુણ ગાય.
લગન૦ ૫
હજારો જન ભાવના ભાવતાં, કરે પૂજાનો ઠાઠ અપાર; લગન૦
ઘરે ઘરે મંગળ સહુ ગાવતા, નિત્ય પ્રભાતે નવનવાં ધાર. લ૦ ૬
રૂડાં મંગલિક વાજાં વાગતાં, વરઘોડો ચઢાવે સુરસાલ; લગન૦
હાથી ઘોડા ને રથ જોડાવતાં, છાબ દીક્ષા તણી સુરસાલ. લ૦ ૭
ગાવે સુહાગણ સોહામણી, ગીત મંગલિક અદ્ભુત રાગ; લગન૦
વચ્ચે સૂળચંદભાઈ નભોમણિ, જુવે વિરતિ-વધૂનો લાગ. લ૦ ૮
સખીઓ પીઠી ચોળો પ્રેમભાવની, ચંદન કસ્તૂરી સુગંધ સાર; લ૦
રૂડો બરાસ ઘોળો સુહાગણી, કરો વિલેપન દુઃખહાર. લગન૦ ૯
પહેરો જરકસી જામો સોહામણો, શિરે મુગટ અતિમનોહાર; લ૦
બાંધો કેસરીઆ ઘણા દીપતા, થાય શિવ-વધૂ વરવા તૈયાર.
લગન૦ ૧૦
હાર મોતીનો કંઠમાં શોભતો, કર્યું તિલક વધાવે નાર; લગન૦
પહેરી અંગુઠી હીરા માણેકજડી, કંદોરો કટીમાંહે ધાર. લ૦ ૧૧
મુખ પૂર્ણ શશિપરે શોભતું, ભાલ અષ્ટમીચંદ્ર સમાન; લગન૦
મીઠી દૃષ્ટિથી મુખડું દીપતું, ગજરાજે ચઢયા ધરી ધ્યાન. લ૦ ૧૨
વાજાં વાગે અનેક પ્રકારનાં, રૂડા છત્રીસ તેહમાં રાગ; લગન૦
વાર્ષિક દાન આપે ભલી ભાતનાં, ધરે સમિતિ ગુપ્તમાં સુરાગ.
લગન૦ ૧૩
વરઘોડો ચડયો ઠાઠ માઠથી, જેની શોભા કહી નવી જાય; લગન૦
સંઘ ઘેલો બન્યો સહુ હરખથી, જીહાં અગણિત ધનવ્યય થાય.
લગન૦ ૧૪

રાવણુહીવો રૂપાળીએ અહો, કુંવરજીતણી ધરનાર; લગન૦
ગાય ગીત મધુર સ્વરે કરી, સુણે સહુ જન મન ધરી પ્યાર.
લગન૦ ૧૫

આગે નિશાન ડંકો ગાજતો, ચાલે ઘોડેસ્વાર અપાર; લગન૦
ચાલે હાથીએ વચમાં મલપતા પગે ઝાંઝરનો ઝણકાર. લ૦ ૧૬

ઉપર અંબાડી સોનાની દીપતી,જુઓ ઐરાવણુ અવતાર, લગન૦
વચમાંહે વાજાં સારાં ગોઠવ્યાં, ચાલે શ્રીસંઘ મધ્ય મોઝાર.
લગન૦ ૧૭

શોભે મૂળચંદભાઇ સોહામણા, જુવે નર નારીના થોક; લગન૦
અનુમોદીને આંસુ વરસાવતા, ધન્યવાદ બોલે બહુ લોક લ૦ ૧૮

હજારો શ્રાવિકા વૃંદ શોભતો, પહેર્યો પંચરંગી પોશાક; લગન૦
હાથે સોનાનાં કંકણુ રણઝણે, પગે ઝાંઝર અતિ મનોહાર.
લગન૦ ૧૯

શિરે મંગલિક કળશો ઉપાડીઆ, જેના હરખતણો નહીં પાર;
આપે આશીર્વાદ પ્રેમભાવથી, થાઓ જલદી તમારૂં કલ્યાણુ.
લગન૦ ૨૦

સહુ સાથ આનંદથી ચાલતો,આવ્યા નગરપોળની બહાર; લગન૦
દાદાસાહેબમાંહે આવતો, જુઓ અપૂર્વ તેનો દેદાર. લગન૦ ૨૧

ગુરુરાજ આવીને પધારતા, સાથે સાધુવૃંદ દુઃખહાર; લગન૦
તપ-તેજે કરી ઘણા દીપતા, ધર્મ મંગળ મન સુખકાર. લ૦ ૨૨

---

## દુહા.

નાણુ માંડી સોનાતણી, ચઉમુખ પ્રતિમા ચાર;
દીપક ધૂપઘટા ઘણી, સુગંધીનો નહી પાર. ૧

પ્રભુ સન્મુખ શુભ ધ્યાનથી, બેઠા ગુરુ ગુણભંડાર;
ધર્મધ્યાન ધરે હૃદયથી, વાચકશિરોમણિ સાર. ૨

સ્યાદ્વાદ મુદ્રાએ શોભતા, કાઢતા દુર્નય વાત;
સિદ્ધાન્ત માનસર ઝીલતા, ચરણ રમણ સુખશાત. ૩

બ્રહ્મતેજે અતિ દીપતા, તપસ્વિમાં શિરદાર;
સંવેગ-વજ્રે હઠાવતા, માન મહાગિરિ ધાર. ૪

પ્રશ્નોત્તર સ્થિર ચિત્તથી, જિજ્ઞાસુ મન ધરે પ્યાર;
સુણી સંશય-વિનાશથી, વિકસિત વદને સિધાય. ૫

શાંતસ્વભાવી સુહંકરૂ, જગતપૂજ્ય ગુરુરાજ;
નામ છે મંગળરૂપ ખરૂં, વૃદ્ધિચન્દ્ર શિરતાજ. ૬

શ્રાદ્ધ શ્રાવિકાએ દીપતા, સાધુવૃંદ-શૃંગાર;
સાધુ-વૃંદમાં શોભતા, આપે દીક્ષા સુખકાર. ૭

## ઢાળ ૭

(રાગ ત્રિતાલી ચોપાઇનો.)

આપે દીક્ષા ભવજલ-તારૂ, દેખે ભવિજન ભવ-દુઃખહારૂ,
ધર્મધ્વજ અર્પણ તિહાં કીધો, ભાઇ મૂળચંદે પ્રેમથી લીધો;
લેઇ નૃત્ય કરે તે વાર, ધન્ય સફલ થયો અવતાર,
મનમાં ધરે હર્ષ અપાર, ગુરુયોગે થયું કામ સાર. આપે૦ ૧

સ્નાનમંડપમાં સહુ જાય, અંતિમ દ્રવ્યસ્નાન કરાય,
ઉપકરણો પહેરી શુભ ભાવે, દેખી ભવિજન ભાવના ભાવે;
તારાગણુમાંહે ચંદ્રસમાન, શોભે મુખકમલ અતિવાન,
હર્ષ ધરી ગુરુસન્મુખ આવે,સ્થિરચિત્તથી સુધ્યાન ધ્યાવે.આપે૦૨

સંઘ હરિસણુથી હરખાય, જયનાદ બહુ ત્યાં કરાય,
થયો સર્વવિરતિનો રાણો, સાચો શિવવધૂ-વર એ વખાણો;
સર્વ સાવદ્યનો કર્યો ત્યાગ, જાવજ્જીવ લગે મહાભાગ,
ક્રિયા દીક્ષાતણી તિહાં થાય, ઘોષ વાદ્યોના બંધ રખાય. આપે૦ ૩

નામ થાપે તે પરમ ઉદાર, ધર્મવિજય ધરી ઘણો પ્યાર,
સુણી જન સહુ હરખિત થાય, વાસક્ષેપ પ્રેમથી નખાય;
ઉપદેશ આપે ઘણો સારો, સુણી ભવિજન માંહે ધારો,
સુણો સજ્જન મહાનુભાવો, સાચો સંવેગ તે મન ભાવો. આપે૦૪

આતમ-શાસન જે આપે, દુર્ગતિનાં દુઃખડાં જે કાપે,
વીતરાગનું શાસ્ત્ર તે જાણો, બીજાં શસ્ત્ર સમાન વખાણો;
સંસારે ઉદાસીનભાવ, વૈરાગ્ય જાણો તે સ્વભાવ,
પહેલું દુઃખગર્ભિત મન આણો, મોહગર્ભ તે બીજું વખાણો.
આપે૦ ૫

જ્ઞાનગર્ભ તે પરમ ઉદાર, જેથી ભવિ ઉતરે ભવપાર,
ઇષ્ટ-વિયોગથી તે ધારો, સંયોગ અનિષ્ટ નઠારો;
તે કારણુ મન ન સુહાવે, ઉદ્વેગ હૃદયમાંહે આવે,
કેઇ વિષ ખાવા લલચાય, કેઇ કૂપ-પતન સારૂ જાય. આપે૦ ૬

કેઇ જ્વલિત જ્વાલામાં હોમાય, કેઇ ઘર ભાગી વનમાં સિધાય,
ઘાત આતમનો એ પાસ, ભવ-નાટકના તે વિકાસ;

આવા ખેલ તમાસા જયાં થાય, દુઃખગર્ભ ત્યાં નામ ધરાય,
તે કારણ નહી તેહનું કામ, સુણો બીજાનું ભવિ હવે નામ.
આપે૦ ૭

કુશાસ્ત્રના મોહે ભરીઆ, જાણો કુવિચારોના દરીઆ,
કેઇ સર્વથા નિત્ય વખાણે, કેઇ વ્યાપકતા મન આણે;
કેઇ આત્મ તત્ત્વ ન માને, કેઇ ક્ષણિક રૂપથી પિછાણે,
કેઇ અંગુષ્ઠપર્વ સમાન, કેઇ પરમાણુરૂપ મન માને. આપે૦ ૮

એ રીતે વિરુદ્ધતા ભાવે, સુણી ચિત્ત ડામાડોળ થાવે,
પણ આત્મતત્ત્વ છે સાચો, મન નવી જાણે તે કાચો;
ભવ-નિર્ગુણતા ભલી ભાવે, સર્વથી ઉદાસીનતા લાવે,
પણ શાસ્ત્રીય મોહ-પ્રભાવે, વીતરાગ-વચન નવિ ભાવે. આપે૦ ૯

નહિ શુદ્ધ ક્રિયાનું કામ, નહિ સ્વાધ્યાય તણું તિહાં નામ,
ઉંધે મસ્તકે અગ્નિ તપાવે, ફલ કન્દ મૂળ બહુ ખાવે;
કુશાસ્ત્ર-વાસના તે ધારો, મોહગર્ભ તણો એ પ્રચારો,
નિજ મન માન્યું કરે ભાવે, સંસારે ઉદાસીન થાવે. આપે૦ ૧૦

મમતા-રાક્ષસીના આધીન, થઇ પડયા ભવ-કૂપમાં દીન,
જિહાં તૃષ્ણા તણો નહી પાર, તિહાં નહી કોઇ વસ્તુ સાર;
જગ નિત્યાનિત્ય વખાણો, અનેકાંત મુદ્રા છે પ્રમાણો,
ઉત્પાદ વ્યય ધ્રુવથી જાણો, તત્ત્વ લક્ષણ તેહ પીછાણો. આપે૦ ૧૧

દ્રવ્યથી સવિ નિત્યને માનો, પર્યાય અનિત્ય ન છાનો,
એમ જાણી સંવેગ જે ભાવે, જ્ઞાનગર્ભ તણા તે પ્રભાવે;
એહ વૈરાગ્ય લક્ષણ ત્રીજું, અવરે મુજ મનડું ન ભીંજયું,
દુઃખ-મોહગર્ભ વળી થાવે, જ્ઞાનગર્ભ સુગુરુના પ્રભાવે. આપે૦ ૧૨

બાર ભાવના મનમાં ભાવો, કર્મ-શત્રુને ઘરથી ભગાવો,
સંસાર દાવાનલરૂપ, ન પડો જાણીને ભવ-કૂપ;
શસ્ત્રબદ્ધ શીકારી ટોળીએ, અહો હરણ મારણબુદ્ધિએ,
તિહાં બચવા તણો નહિ દાવ, તેમ જીવ હરણ મન ભાવ.
આપે૦ ૧૩

એક દિન વનમાં દવ લાગ્યો, તેમાં હરણ જાયે ઘણો ભાગ્યો,
ચારે ઓર આગે ઘાલ્યો ઘેરો, નહી નીકળી શકે તે ભલેરો;
તેમ જીવ હરણ મન ધારો, ભવ અટવીમાં કરે પ્રચારો,
દાવાનળ કષાય તે માનો, કહો કઈ રીતે નીકળે તે છાનો.
આપે૦ ૧૪

ધન્ય ધર્મવિજય મહાભાગ, નીકલ્યા ઉત્તમ જોઈ લાગ,
સિંહસમ લઈ સિંહપરે પાળો, ભાંગો ચોથો તે અજવાળો;
રોહિણીસમ બહુ વિસ્તારો, જેથી પામો તુમે ભવપારો,
દેશના સુણી ઇશાન કોણે, ધર્મસંગળ ધ્યાનના ટાણે; આપે૦ ૧૫

---

## દૂહા.

આવશ્યક ક્રિયા કરી, રાત ગાળી શુભ ધ્યાન;
ગુરુ-સેવા પ્રેમે કરી, ધરતા ગુરુ-ગુણ ગાન. ૧
પ્રાતઃકાળ જબ આવીઓ, સંઘ મળ્યો તે વાર;
સામૈયું બહુ લાવીઓ, મન ધરી હર્ષ અપાર. ૨
મ્હોટે મંડાણે પધરાવતા, ગુરુ નિજ-નગરમોઝાર;
વાદિત્ર-ઘોષ બજાવતા, આવ્યા મધ્ય બજાર. ૩

સોના રૂપાના ફૂલથી, થાળ ભરી ભરી સાર;
વધાવે ભલી ભાતથી, સોહાગણ સુખકાર. ૪
સ્વસ્તિક કરે મોતીતણા, ઉપર શ્રીફલ ધાર;
સોહાગણ વૃંદો ઘણાં, કરે એમ ભક્તિ અપાર. ૫
એ રીતે બહુ ઠાઠથી, આવ્યા ગુરુ-દરબાર;
ગંભીર સ્વરે શુદ્ધ ઘોષથી, ઉપદેશ આપે રસાળ. ૬
સુણી શ્રોતા હરખિત થયા, પ્રભાવના શુભ ભાવ;
શ્રીફળ ફલ લઇને ગયા, વંદના કરી મન ભાવ. ૭

## ઢાળ ૮.

( જિણિંદા પ્યારા મુણીંદા પ્યારા-એ દેશી )

ગુરુજી અમ્હારા મુનીશ્વર મ્હારા મુનીશ્વર મ્હારા,
સુણો રે ગુરુજી એક વાત સુણો રે ગુરુજી અમ્હારા મુનીશ્વર મ્હારા;
ધન્ય દિવસ આજ સફલ થયો મુજ સફલ થયો મુજ,
ભવજલ-તારણ જહાજ. સુણો રે ગુરુજી૦ ૧
વિરતિદાન મળ્યું મનમાન્યું મળ્યું મનમાન્યું,
આપો શિક્ષા સુરસાળ સુણો રે ગુરુજી;
વિનીત શિષ્યનાં વચન સુણીને વચન સુણીને,
આપે શિક્ષા ધરી પ્યાર. સુણો રે મુનિ સૌભાગી મુનિ સૌભાગી.
આસેવન ગ્રહણ વળી શિક્ષા ગ્રહણ વળી શિક્ષા,
ધારો શુદ્ધ સ્વભાવ; સુણો રે મુનિ૦
આત્મ-ધ્યાનમાં રમણ કરંતા રમણ કરંતા,
ગ્રહો શિક્ષા ધરી પ્યાર. સુણો રે મુનિ૦ ૩

પંચ સમિતિ ત્રણ ગુપ્તિ નિહાળો ત્રણ ગુપ્તિ નિહાળો,
પ્રવચન-માતા એ જાણો; સુણો રે મુનિ૦
સૂર્યકિરણ-ફરસિત મારગમાં ફરસિત મારગમાં,
લોકે કર્યું જ્યાં પ્રયાણ. સુણો રે મુનિ૦ ૪
યુગપ્રમાણ દૃષ્ટિથી નીહાળી દૃષ્ટિથી નિહાળી,
મૂકો જમીનમાં પાય; સુણો રે મુનિ૦
જન્તુ-રક્ષણ એ સમિતિ એ જાણો એ સમિતિ એ જાણો,
કરો તુમે ઉગ્ર વિહાર. સુણો રે મુનિ૦ ૫
પ્રિય પથ્ય જંતુ-હિતકારી જંતુ-હિતકારી,
હિત મિત વચન બોલાય; સુણો રે મુનિ૦
બીજી એ ભાષાસમિતિ વખાણો સમિતિ વખાણો,
ચૂકો ન મનથી લગાર. સુણો રે મુનિ૦ ૬
દોષ બેંતાલીસ આહારના ટાળી આહારના ટાળી,
ગ્રહો તુમે શુદ્ધ આહાર; સુણો રે મુનિ૦
માંડલિ પાંચ દોષ ન વિસારો દોષ ન વિસારો,
કરો સમભાવે આહાર. સુણો રે મુનિ૦ ૭
રાજમારગમાં પડ્યો એક ખાડો પડ્યો એક ખાડો,
પૂરવા કરે બહુ ઇલાજ; સુણો રે મુનિ૦
સોના ચાંદી હીરા વળી માટી હીરા વળી માટી,
ભરવો કોઇ પ્રકાર. સુણો રે મુનિ૦ ૮
રાગ દ્વેષ ન ધરે કોઇ ઉપરે ધરે કોઇ ઉપરે,
ખાડા પૂરણનું છે કામ; સુણો રે મુનિ૦
તેમ એ પેટનો ખાડો ભરવો આ ખાડો ભરવો,
સરસ વિરસ લેવો આહાર. સુણો રે મુનિ૦ ૯

તજો મમતા ધર્મોપકરણની ધર્મોપકરણની,
આદાન નિક્ષેપ મન ધાર; સુણો રે મુનિ૦
પ્રતિલેખન યતનાએ કરીએ યતનાએ કરીએ,
રાખી શુદ્ધ ઉપયોગ. સુણો રે મુનિ૦ ૧૦

ષટ્કાય-વિરાધના તજીએ વિરાધના તજીએ,
મનથી અહિંસક ભાવ; સુણો રે મુનિ૦
ચોથી સમિતિ તુમ મન ધારો સમિતિ મન ધારો,
પાંચમી ગ્રહો ધરી પ્યાર. સુણો રે મુનિ૦ ૧૧

ઉચ્ચાર પાસવણ સિંઘાણ વળ્ સિંઘાણ,
થંડિલ ભૂમિએ જાણ; સુણો રે મુનિ૦
જંતુરહિત શુદ્ધ ભૂમિ વખાણો શુદ્ધ ભૂમિ વખાણો,
થંડિલ તેહ સુજાણ. સુણો રે મુનિ૦ ૧૨

એ રીતે પંચ સમિતિને પાળો સમિતિને પાળો,
હવે ગુપ્તિ મન ધાર; સુણો રે મુનિ૦
વિકલ્પ-જાળ વિહાર કરાવો વિહાર કરાવો,
સમભાવે મન ધાર. સુણો રે મુનિ૦ ૧૩

આતમ-ધ્યાનમાં રમણ જે કરવું રમણ જે કરવું,
મનોગુપ્તિ તે સંભાળ; સુણો રે મુનિ૦
સંજ્ઞાદિક પરિહાર કરીને પરિહાર કરીને,
મૌનાલંબન જેહ. સુણો રે મુનિ૦ ૧૪

તત્ત્વરમણ મનમાં ખૂબ લાવો મનમાં ખૂબ લાવો,
વચનગુપ્તિ ગ્રહો તેહ, સુણો રે મુનિ૦

વાગ-અનુચ્ચારણુ મૌન કહીએ રણુ મૌન કહીએ,
તો એકેન્દ્રિય મન ધાર. સુણો રે મુનિ૦ ૧૫
પુદ્ગલભાવથી પ્રવૃત્તિ જે તજવી પ્રવૃત્તિ જે તજવી,
તે શુદ્ધ મૌન આચાર. સુણો રે મુનિ૦
કાયોત્સર્ગ શુભ ધ્યાનમાં રહેવું શુભ ધ્યાનમાં રહેવું,
કરવું થિર જે શરીર. સુણો રે મુનિ૦ ૧૬
ઉપસર્ગ પ્રસંગ જો આવે પ્રસંગ જો આવે,
છોડવું પણ નહિ ધ્યાન; સુણો રે મુનિ૦
ત્રીજી એ કાયગુપ્તિને વખાણો ગુપ્તિને વખાણો,
પ્રવચન-માતા એ આઠ. સુણો રે મુનિ૦ ૧૭
જયણાએ બેસો જયણાએ ઉઠો જયણાએ ઉઠો,
જયણાએ કરો વિહાર; સુણો રે મુનિ૦
જયણાએ બોલો જયણાએ ખાવો જયણાએ ખાવો,
જયણાએ પીવો પાન. સુણો રે મુનિ૦ ૧૮
મન વચ કાયને યતનામાં રાખો યતનામાં રાખો,
બાંધો ન પાપ લગાર; સુણો રે મુનિ૦
એ રીતે ગુરુ-શિક્ષાને પામી ગુરુ-શિક્ષાને પામી,
કરે અધ્યયન મનોહાર. સુણો રે મુનિ૦ ૧૯
આવશ્યક દશવૈકાલિકને આ વૈકાલિકને,
ભણે મનમાં ધરી પ્યાર; સુણો રે મુનિ૦
શુભ યોગે ચઢતે શુભ ભાવે ચઢતે શુભ ભાવે,
ધર્મ મંગળ વર્તાય. સુણો રે મુનિ૦ ૨૦

---

## દૂહા.

અભ્યાસ કરે બહુ ખંતથી, પણ કંઠે નવિ થાય;
તર્ક કરે બહુ હૃદયથી, અર્થ વિચાર ચિત્ત લાય. ૧
ગુરુ-વૈયાવચ્ચ પ્રેમથી, કરે મૂકી સવિ કાજ;
સાધુનું પણ હૃદયથી, તેહ કરે મુનિરાજ. ૨

વૈયાવચ્ચ ગુણ છે ઘણો, સવિ ગુણમાં શિરદાર;
અપ્રતિપાતી એ ગણ્યો, ધારો હૃદય મોઝાર. ૩
રત્નાધિક વિનય ઘણો, સાચવે મન ધરી પ્યાર;
વયે લઘુ ગુણમાં વડો, સાધુ-વૃંદમાં શૃંગાર. ૪

શમ દમ ગુણે સોહામણા, બ્રહ્મતેજનો નહી પાર;
વિનયવંત રળીયામણા, શોભે અતિ મનોહાર. ૫
વિનયે વૈરી વશ હુવે, વિનય ચારિત્ર-આધાર;
ગુરુ વિનય જાુવે ઘણો, વિનય સુખ-ભંડાર. ૬

વિનય માન-ગિરિ ભેદવા, વજ્રસમાન મન ધાર;
વિનય મૂલ વિદ્યા તણું, શકે વિનય ધરી પ્યાર. ૭
વિનયવંત સુશિષ્યનાં, દેખો લક્ષણ મનોહાર;
એકાંતે જઈ સાધુને, સંભળાવે તેણી વાર. ૮
ધર્મવિજય લઘુશિષ્ય છે, ઉત્તમ લક્ષણ આણ;
શાસન-શોભા વધારશે, જિનશાસનમાં એ જાણ. ૯
ભાવી શાસનથંભ એ, થાશે ગુણભંડાર;
વળી આચારજ જાણજો, ધર્મ-ધુરા ધરનાર. ૧૦

વિજયડંકા બજાવશે, કરશે ધર્મ—ઉદ્યોત;
દેશ વિદેશમાં પ્રસરશે, એ કોણુ પ્રગટી જ્યોત ૧૧

ઢાલ ૯.

( મનડું કમહી ન બાજે હો કુંથુજિન, મનડું કમહી ન બાજે-એ દેશી )

ગુરુવચન મન ધારે સૌભાગી ગુરુવચન મન ધારે,
એકાંતે એ વચન સુણીને, નિજમન હરખિત થાય;
ચમકે સાધુ–વૃંદ જાણીને. પુણ્યથી શું નવી થાય.
સૌભાગી ગુરુ૦ ૧

ગુરુ–સેવાનું ફલ ઘણું મ્હોટું,કદિ નવી થાય તે ખોટું;
મન વચ કાયાથી જે કરશે, તે ભવી ભવજલ તરશે.
સૌભાગી તે૦ ૨

પંથક શિષ્ય દૃષ્ટાંત નિહાળો, ગુરુભક્તિને સંભાળો;
ક્ષુલ્લક શિષ્ય તણું મન લાવો,ઉત્તરાધ્યયનમાં ગાવો.
સૌભાગી ઉ૦ ૩

વિનયે શિષ્ય ચિંતામણિ થાય, વિનયે પારસ થવાય;
અઢાર ગુણ યોગ્ય શિષ્યના ભાવો, ધર્મબિન્દુ મન લાવો.
સૌભાગી ધર્મ૦ ૪

કુશિષ્ય સુવર–પોત સરીખો, શ્વાનસમો વળી નિરખો;
તે કારણુ તે વાસના ત્યાગો, સુશિષ્યતણું મન માગો.
સૌભાગી સુ૦ ૫

સ્વપર કલ્યાણનો સાથી તે થાય, ભવસાયર ઉતરાય;
એ રીતે વિચાર કરે મન જાણી, શિષ્ય સહુ ગુણખાણી.
સૌભાગી શિ૦ ૬
ગુણગ્રાહી કેઇ ગુણ વખાણે, અવર તે દોષ પીછાણે;
સમભાવ મનમાં પધરાવી, કરે સવિ ભક્તિ બનાવી.
સૌભાગી કરે૦ ૭
ભેદ ભાવ મનમાં નવિ રાખે, શુદ્ધ હૃદયથી ભાખે;
સૂત્રો ગુરુ-વિનયથી જાણે, દ્રવ્યાનુયોગ મન આણે.
સૌભાગી દ્રવ્યા૦ ૮
વ્યાકરણ ને કાવ્ય કોશાદિ, ગુરુ પાસે ભણે અપ્રમાદી;
યોગોદ્વહન ક્રિયા નવિ ચૂકે, ગુરુ-આણામાંહે ઝૂકે.
સૌભાગી ગુરુ૦ ૯
શુદ્ધાચાર પાળે શુભ ભાવે, ઉત્તમ કુળ અજવાળે;
જ્ઞાની ધ્યાની શુભ પરિણામી, નિજ-ગુણે રમે નિષ્કામી.
સૌભાગી નિ૦ ૧૦
સંગ્રહણી ગુરુરાજને લાગી, કાયા-વાડી જાય ભાગી;
સંઘે અનેક કર્યા ઉપચારો, મીટે ન કોઇ પ્રકારો.
સૌભાગી મીટે૦ ૧૧
અશાતા-ઉદય મન જાણી, કરે વિચાર ગુણ-ખાણી;
કર્મ તણી ગતિ છે જગ ન્યારી, સુણો ભવિ હિતકારી.
સૌભાગી સુણો૦ ૧૨
કર્મ રંકને રાજા બનાવે, કર્મ તે ભીખ મંગાવે;
કર્મે સુરૂપી કર્મે કુરૂપી, કર્મે રાગી કર્મે ભોગી.
સૌભાગી કર્મે૦ ૧૩

સુભૂમ ચક્રવર્તી પણ જાણો, કર્મે સાગર પીછાણો;
સનત્કુમાર ને સગર નિહાળો, કર્મની રીતિ સંભાળો.
સોભાગી કર્મની૦ ૧૪
કર્મવશે બહુ રોષને લાવી, તેજોલેશ્યા પ્રગટાવી;
ગોશાલાનું કામ એ જાણો, કર્મે હરિચંદ્ર રાણો.
સોભાગી કર્મે૦ ૧૫
તે કારણ કોઈ ગર્વ ન ધરશો, કરતાં કર્મથી ડરશો;
બાંધ્યું કર્મ ઉદય તે આવે, ભોગવો શુદ્ધ સ્વભાવે.
સોભાગી ભોગવો૦ ૧૬
શાહુકારની પેઢીઓ ખોલીને, બેઠો સુણો મન ભાવે;
વાત સુણીને લેવા જે આવે, આપો સરલ સ્વભાવે.
સોભાગી આપો૦ ૧૭
રાજી કરી વિદાય કરાવો, ફરી નહી મનમાં લાવો;
દેણદારનું દેણું સવિ આપો, શુદ્ધાતમ નિજ થાપો.
સોભાગી શુદ્ધા૦ ૧૮
દીન વદન કરવાથી ન છોડે, વ્યાજ ઘણું તેહ જોડે;
તે માટે દીનતા દીલ ત્યાગી, હર્ષથી આપો મહાભાગી.
સોભાગી હર્ષથી૦ ૧૯
મુજ વેદનથી ખેદ ન ધરશો, વૈરાગ્ય વાસ મન કરશો;
હું નહી કોઈનો મ્હારૂં નહી કોઈ, એહ ભાવ ન વિસરશો.
સોભાગી એહ૦ ૨૦
સદ્ગુરુ-પ્રીતિ જો સાચી માનો, શુભ ધ્યાન મન આણો;
વચન સુણી ગુરુવરનાં ભલેરાં, નયણે આંસુ સંઘેરાં.
સોભાગી નયણે૦ ૨૧

પુદ્ગલ ભાવ અસાર નિહાળી,ધર્મ ધ્યાનમાં લટકાળી;
આર્ત્ત ધ્યાન-અભાવે મનમાં,ચઉ સરણ ધારે દિલમાં.
સૌભાગી ચઉ૦ ૨૨

મારણાન્તિક સંલેખના સારી,ગુરુદેવે નવિ તે વિસારી;
વિનીત શિષ્યની ભક્તિ રૂપાળી,સંઘે હૃદયથી નિહાળી.
સૌભાગી સંઘે૦ ૨૩

આતમ-ધ્યાનમાં રમણ કરંતા,સ્વર્ગ નિવાસ કરંતા;
શોકસાગર હૃદયે શિષ્ય વ્યાપ્યો,સંઘ-હૃદય બહુ થાપ્યો.
સૌભાગી સંઘ૦ ૨૪

જગતપૂજ્ય! મૂકી શું સિધાયા,સ્વર્ગના રસ્તે પધાર્યા;
ઉપદેશ કોણ આપશે હવે અમને ?, શું ઝાઝું કહું તમને.
સૌભાગી શું૦ ૨૫

શિષ્યપણાનો નેહ ન આણ્યો, સમભાવે વિસરાણો;
જગત-જંતુના હતા વિસરામી, કહું છું હું શિર નામી.
સૌભાગી કહું૦ ૨૬

જૈનશાસનનો સ્તંભ તે ત્રુટ્યો,મહેલ તે થયો વિખુટો;
કોણ સંભાળે કોણ નિહાળે, ધર્મ મંગળ એ ટાણે.
સૌભાગી ધર્મ૦ ૨૭

---

## દૂહા.

શોક છવાયો નગરમાં, નયણે આંસુની ધાર;
જૈન જૈનેતર વર્ગમાં, ભક્તિ તણો નહિ પાર. ૧

શણગારી ઘણા ભાવથી, પાલખી પરમ ઉદાર;
હજારો જન પ્રેમથી, મળી ઉપાડે તે વાર. ૨

જય જય નંદા ભદ્રા તણા, ઘોષ તણો નહિ પાર;
દાન તે સમયે આપે ઘણાં, ભાવ ભક્તિ ધરી પ્યાર. ૩

મૃતકનું ડિંડિમ વાજતું, જગાવે બાળ ગોપાળ;
સંઘ સહુ દુઃખ લાવતું, કરે વિકલ્પોની જાળ. ૪

દાદાસાહેબમાં આવીને, પધરાવે શબ તે વાર;
ચંદનચય પ્રગટાવીને, શોકસહિત મન ધાર. ૫

શોક છવાયો ઝડપથી, પ્રતિ ગામની મોઝાર;
ઉત્સવ પાખીઓ પ્રેમથી, મનાવે સહુ તે વાર. ૬

ઘોષ અમારિ તણા વળી, વજડાવે પરમ ઉદાર;
પ્રતિગ્રામ પ્રેમે વળી, આપે દાન અપાર. ૭

થૂભ કરાવ્યો દીપતો, ચરણપાદુકા સાર;
પધરાવે આદર કરી, સંઘ–કર્ત્તવ્ય એ ધાર. ૮

શિષ્ય–હૃદયમાંહે ઘણો, શોક–સાગરે કર્યો વાસ;
કાઢ્યો જ્ઞાનબળે ખરો, કરે કર્ત્તવ્ય ગુણ ખાસ. ૯

વૈરાગ્યવાસિત મન થકી, આપે દેશના સુખકાર;
સમજાવે આદર કરી, સંઘને શિષ્ય તે વાર. ૧૦

ગુરુ–વિરહ જાણી ખરો, મનમાંહે કરે વિચાર;
રહેવું નહિ ઇહાં એક ઘડી, કરીએ ઉગ્ર વિહાર. ૧૧

મુખ્ય શિષ્યો એકાદશ, પ્રશિષ્યો અલગ વિચાર;
સાધુસમુદાય સામટો, ચાલ્વી પણ મન ધાર. ૧૨

સાત વરસ ગુરુકુલમાં, રહ્યા ગુરુજીની પાસ;
જ્ઞાન ધ્યાન ભક્તિ ઘણી, કરી બહુ વિનયથી ખાસ. ૧૩
વિક્રમ સંવત ઓગણી, ઓગણપચાસ ધાર;
સ્વર્ગવાસ ગુરુદેવનો, મનમાં એહ નિરધાર. ૧૪
પ્રથમ વિહાર સિદ્ધાચળે, યાત્રા કરી મનોહાર;
હિમવિજય સાથે ગ્રહી, લીંબડી ગયા સુખકાર. ૧૫

## ઢાળ ૧૦.

( ભરતને પાટે ભૂપતિ રે—એ દેશી. )

ધન્ય ધન્ય તે ગુરુરાજને રે, જે કરે ઉગ્ર વિહાર સલૂણા,
સાપ-કાંચળીની પરે રે, ત્યાગ્યું નગર તે વાર સલૂણા;
લીંબડી નગરમાં આવતા રે, ઉત્સાહ સંઘ ન માય સલૂણા,
આનંદથી વધાવતા રે, મનમાંહે અતિ મહલાય સલૂણા. ધન્ય૦
સામૈયું ઘણા ભાવથી રે, સંઘ કરે તેણી વાર સલૂણા,
ગુરુશ્રીના આગમનથી રે, હર્ષ હૃદયમાં અપાર સલૂણા;
ભાવથી ગુરુ પધરાવતા રે, ગાવતા જિન-ગુણ ગાન સલૂણા,
ધર્મશાલામાં આવતા રે, પરીબાઈ તણી જાણ સલૂણા. ધન્ય૦ ૨
જિનમંદિર દરસણ કરી રે, આપે વ્યાખ્યાન રસાલ સલૂણા,
જાણે નવ રસ ભલીપરે રે, મુખ્ય પોષણ બેનું ધાર સલૂણા;
શાંત વૈરાગ્ય પ્રધાનતા રે, ભોગવે સહુ શિરદાર સલૂણા,
વીરરસ પણ પોષતા રે, સમય ઉચિત મન ધાર સલૂણા.
ધન્ય૦ ૩

કરે ચોમાસાની વિનતિ રે, ભાવ ભક્તિથી અપાર સલૂણા,
સંઘ સહુ મળી તે સમે રે, કરાવે ચોમાસું ખાસ સલૂણા;
વ્યાખ્યાનપર્ષદા બહુ મળી રે, ધર્મનો કરે બહુ પ્રકાશ સલૂણા,
જૈન જૈનેતર વર્ગનો રે, ભેદ તિહાં ભૂલાય સલૂણા.
ધન્ય૦ ૪

શ્રવણ મનન નિદિધ્યાસથી રે,કાપે વ્યસનનો સંઘાત સલૂણા,
તપશ્ચર્યા કરે ભાવથી રે, શ્રાદ્ધ શ્રાવિકા સંગાથ સલૂણા;
સમોસરણ રચના ભલી રે, કરાવે સંઘ તે વાર સલૂણા,
સાધર્મિ-વત્સલ પ્રેમ ભાવના રે, અઠ્ઠાઇ ઉત્સવ ધાર સલૂણા.
ધન્ય૦ ૫

મંડપ રચીઓ સોહામણો રે, પ્રભુ પધરાવે તે વાર સલૂણા,
પૂજા ભણાવે ઘણા ભાવથી રે,આનંદ મનમાં ન માય સલૂણા;
રથયાત્રા રળીયામણી રે, નીકાળે ધરી મન પ્યાર સલૂણા,
લુંપક-ચિત્ત બહુ ચમકીઆં રે, દેખી સૂરજ જેમ ઘૂક સલૂણા.
ધન્ય૦ ૬

ભાવ ભક્તિ એ નવી ગમે રે, અંધશ્રદ્ધાના પ્રભાવે સલૂણા,
આનંદ મંગળ વર્તીઆં રે, પ્રથમ ચોમાસા મોઝાર સલૂણા;
દેશ ક્ષેત્ર કાલ ભાવને રે, ઓળખી કરે ગુરુ કામ સલૂણા,
અવસર ઉચિત સાચવે રે, સહુ ગુણમાં મુખ્ય ધાર સલૂણા.
ધન્ય૦ ૭

વિહાર-સમય હવે આવીઓ રે, શોક સંઘમાંહે થાય સલૂણા,
માસકલ્પ કરો ઇહાં ફરી રે, એમ સહુ બોલે તે વાર સલૂણા;

એહવા સમયે ત્યાં આવીઓ રે, ઢુંઢક સાધુ સુવાસ સલૂણા,
કરે વિનતિ ઘણા ભાવથી રે, દેખી ગુરુનો દેદાર સલૂણા. ધન્ય૦ ૮
પાપ ઉદયથી આવી ફસ્યા રે, લુંપકપંથની માંહે સલૂણા,
મહેર કરી મહારાજજી રે, નીકાળો મુજ ગ્રહી બાંહ સલૂણા;
અરજ સુણી હરખિત થયો રે, સંઘ હવે તેણી વાર સલૂણા,
સંવેગરંગમાં ઝીલતા રે, પીલતા કર્મ-પ્રકાર સલૂણા. ધન્ય૦ ૯
મહાનુભાવ સુણો સહુ રે, ભાખે ગુરુ મહારાજ સલૂણા,
સામગ્રી સવિ સજ કરો રે, દીક્ષા દેવાની કાજ સલૂણા;
ભવજલ-તારણ તરી ખરી રે, સર્વવિરતિ મન ધાર સલૂણા,
કુમતિ કદાગ્રહ છોડીને રે, સંવેગ ધર્યો સુખકાર સલૂણા. ધન્ય૦
પ્રથમ શિષ્ય ભાવનગરમાં રે, અમરવિજય મન ધાર સલૂણા,
કોઠયાસી તપસ્યા કરી રે, પહોંચ્યા સ્વર્ગ મોઝાર સલૂણા;
બીજી દીક્ષા આપી એહને, કર્યો તે જીવનો ઉદ્ધાર સલૂણા,
આપી વિરતિને વિહરે રે, ન રહ્યા ઘડી એક વાર સલૂણા. ધન્ય૦
સંઘ વળાવવા સજ્જ થયો રે, હજારો જન પરિવાર સલૂણા,
વઢવાણ શહેર પધારીઆ રે, આનંદ સઘ અપાર સલૂણા;
થોડો સમય તિહાં રહી રે, કરતા ભવિ-ઉપકાર સલૂણા,
ગ્રામાનુગ્રામ વિહારથી રે, થાય સમાજ-સુધાર સલૂણા. ધન્ય૦ ૧૨
અનુભવ થાયે નવનવો રે, વિહારના પ્રભાવ સલૂણા,
વહેતાં પાણી નિર્મલાં રે, બંધતે ગંદાં વિભાવ સલૂણા;
માસકલ્પથી અધિક નહી રે, શેષકાલમાં એક થાન સલૂણા,
જિન-વચન મન ભાવતા રે ધર્મ આંગણ શુભ ધ્યાન સલૂણા.
ધન્ય૦ ૧૩

---

## દુહા.

જન-બોધનના તાનમાં, દેખે ન કષ્ટ લગાર;
ન્હાના મોટા પ્રતિગ્રામમાં, વિચરે શુદ્ધ આચાર. ૧
વ્યાખ્યાનો બહુ આપતા, પ્રતિગ્રામ મોઝાર;
જડતા-જનની કાપતા, થાપતા શ્રદ્ધા અપાર. ૨
અનુક્રમે તેમ વિચરતા, આવ્યા વીરમગામ પાસ;
આવાગમન જાણી કરી, સંઘ-મન હર્ષ ન માય. ૩
નર નારી ટોળે મળી, જાય સન્મુખ તેણી વાર;
શણગારી બજાર વળી, ધ્વજા પતાકાથી સાર. ૪
ધવળ મંગળથી વ્યાપતો, સંઘના મનમાં ઉત્સાહ;
ગુણ અનેક વખાણતો, આવ્યો ઉપાશ્રયમાંહ. ૫

## ઢાળ ૧૧.

( ભવિ ! તુમે સુણજો રે, ભગવતીસૂત્રની વાણી-એ દેશી. )

ભવિ ! તુમે સુણજો રે, દેશના અમૃત-ક્યારી;
મનમાં ધરજો રે, ગુરુ-ગુણની બલિહારી.
ગુરુ-ઉપદેશ અમૃતની ધારા, વરસે ભવિ-સુખકારા;
પાન કરી વિકારને ત્યાગો, કુગતિ તણો નહી લાગો.
ભવિ ! તુમે૦ ૧
શુદ્ધ દેશના હૃદયે પહેચાણી, કરે વિનતિ ગુણખાણી;
ચાતુર્માસ કરો શુભ ભાવે, સંઘ આનંદે વધાવે.
ભવિ ! તુમે૦ ૨

ખરા દિલની વિનતિ સારી, માને મન નિરધારી;
ત્રૈસ્તુતિક આગમનથી શ્રદ્ધા-ભ્રષ્ટ હતા કેઇ શ્રાદ્ધા.
ભવિ ! તુમે૦ ૩

તેરાપંથી હતી કેઇ જનતા, ઉપદેશે કાપી તે મમતા;
સંશય વાતનો છેદ કરંતા, શુદ્ધ શ્રદ્ધામાં ધરંતા.
ભવિ ! તુમે૦ ૪

દયા દાન તપશ્ચર્યા વળી, કરાવે અતિ લટકાળી;
ઉપદેશથી સવિ કાર્ય કરાવે; ધર્મભાવના મન લાવે.
ભવિ ! તુમે૦ ૫

ચાતુર્માસ પૂરૂં જબ થાવે, વિહાર-ભાવના મન ભાવે;
વિચરંતા વિચરંતા આવ્યા, કપડવણજ સંઘ ભાવ્યા.
ભવિ ! તુમે૦ ૬

નૈયાયિક અંબાદત્ત પાસે, ન્યાયનો કરે બહુ અભ્યાસ;
વ્યાખ્યાન વાણી કરે બહુ ભાવે, સ્વ પર કલ્યાણ પ્રભાવે.
ભવિ ! તુમે૦ ૭

કરી ચઉમાસું ને ત્યાંથી આવે, સાદરી ગ્રામ મન ભાવે;
ગોળવાડનું મુખ્ય એ ગામ, એતાજી પેથાજીનું ધામ.
ભવિ ! તુમે૦ ૮

પાગ વિના થે છો ચઉરેન્દ્રિ, પાગથી અમે પંચેન્દ્રિ;
આવા પ્રકારના જિહાં જાણકાર,ધર્મનો તિહાં શો પ્રચાર !.
ભવિ ! તુમે૦ ૯

ખરી જડતા આ ગ્રામમાં દેખી,સુણી વાત મનમાં ઉવેખી;
રાણકપુરનું તીરથ અતિસારૂં, ત્રૈલોકયદીપક મન ધારૂં.
ભવિ ! તુમે૦ ૧૦

સાર સંભાલ ન કરે કોઈ મારૂ, કામ ન થાય તેથી સારૂં;
સાત જ ક્ષેત્રનો એક હીસાબ, રાખે પણ તે ખરાબ.
ભવિ ! તુમે૦ ૧૧
વાત વિચારી ઉપદેશને આપે, જડતા તે જનની કાપે;
તીરથ-આશાતના મન ધારી; જિન-ભક્તિ દુઃખહારી.
ભવિ ! તુમે૦ ૧૨
સંઘ-હસ્તે અર્પણ તે કરવા, આશાતના-દુઃખ હરવા;
રાજનગરથી ગૃહસ્થો બોલાવી, વીકાજી ખેતાજી સમજાવી.
ભવિ ! તુમે૦ ૧૩
આણંદજી કલ્યાણજી હસ્તે, અપાવી ભંડાર પડયા રસ્તે;
જ્ઞાતિતણા સુધારા કરાવ્યા, મંગળ તૂર વગડાવ્યાં.
ભવિ ! તુમે૦ ૧૪
પ્રથમ ખંડ પૂરો મન ભાવો, સૂરિ-ગુણ સહુ મળી ગાવો;
શુચિજનના જે ગુણ નિત્ય ગાવે, ધર્મ મંગલ સુખ પાવે.
ભવિ ! તુમે૦ ૧૫

इति जगत्पूज्य-शासनप्रभावक--शास्त्रविशारद-जैनाचार्यश्रीविजयधर्मसूरीश्वरचरित्रे उपाध्यायमङ्गलविजयेन कृते धर्मजीवनप्रदीपे जन्म-दीक्षा-गुरुस्वर्गवास-विहारवर्णननामा प्रथमः खण्डः समाप्तः ॥





## ખંડ બીજો.

### દૂહા.

ગોલવાડમાં[1] વિચરતા, અતિશય ગુરુરાજ;
દેશના-પાન કરાવતા, કરતા ભવિ-હિતકાજ. ૧
શ્રાદ્ધધર્મ ઓળખાવતા, કાપતા મિથ્યા પ્રવાદ;
તીર્થ-યાત્રા મન ભાવતા, કરતા સુખ સંવાદ. ૨
મોટી પંચ[2]તીરથ તણી, યાત્રા કરી મનોહાર;
કરી યાત્રા પંચ લઘુતણી, આવ્યા શિરોહી મોઝાર. ૩
જિનમંદિર સોહામણાં, અર્ધ સિદ્ધાચલ રૂપ;
ચતુર્દશ રલિયામણાં, દેખી ન પડો ભવ-કૂપ. ૪
આબૂ અચલગઢ ઉપરે, ચઢતે વીર્ય ઉલ્લાસ;
યાત્રા અપૂર્વ તિહાં કરે, તોડતા કર્મનો પાસ. ૫
ભારત-ભૂષણ એ ગિરિ, અપૂર્વ તેહનો દેદાર;
જિનમંદિરને તિહાં ફરી, દેખે ન તેહ ગમાર. ૬
મૂર્તિ અપૂર્વ છે તિહાં, અપૂર્વ કોરણી ધાર;
મનમોહન સોહામણાં, સુવર્ણબિંબ પ્રાય ધાર. ૭
ચઉમુખ પ્રતિમા દીપતી, શાન્ત સુધારસ સાર;
સમતા-રસમાં ઝીલતી, કલ્યાણરસ આગાર. ૮

---

૧ મારવાડ અને ગુજરાતની વચ્ચેનો ભાગ. ૨ વરકાણા, નાડોલ, નાડલાઇ, ઘાણેરાવ અને રાણકપુર.

ધન્ય વિમલશા શેઠને, વસ્તુપાલ મન ધાર;
ધન્ય ધન્ય તાસ કમાઈને, ધન્ય એહનો અવતાર. ૯
ફરસ્યા એ ગિરિ ભાવથી, ચઢતે શુભ પરિણામ;
અનુક્રમે વિહરણ થકી, આવ્યા પાટડી ગામ. ૧૦

## ઢાલ પહેલી.

( હવે અગ્નિશર્માં તે તપસી, તપ કરતાં પડ્યો લપસી રે;
ક્રોધાનલ ભરીઓ—એ દેશી. )

શ્રીપાટડી નગરમાં આવ્યા રે, નગરવાસી મન ભાવ્યા રે
ગુરુજી ગુણખાણી,
સંઘમાં સઘળે આનંદ છવાયો, ગુરુ–ગુણ દિલમાં ગવાયો રે ,, ૧
વ્યાખ્યાને શ્રોતાજન ઘણા રસીઆ, ઉપદેશામૃત વરસ્યારે; ,,
વાત ઉપરીઆળા તીર્થની જાણી,અવનતિ દશા સમજાણી રે.,, ૨
ઉદ્ધાર કરવા ભવદુઃખ હરવા, આશાતના દૂર કરવા રે; ,,
આરંભે શૂરા અન્તમાં અધૂરા, કોઈ વાતે વેશ્ય ન પૂરા રે. ,, ૩
લાંબા હાથે કરે મોટી વાતો, ખરચે ન પૈસો રાતો રે; ,,
વણિક જાતિની વાત પીછાણી, ઠગબાજી ઘણી જાણી રે. ,, ૪
કરવો ઉદ્ધાર ને દ્રવ્ય–અભાવ, કામ તે કેમ બની આવે રે; ,,
'સાધારણના દ્રવ્ય અભાવે, દુર્બુદ્ધ કાર્ય કરાવે રે. ,, ૫
દેવ–દ્રવ્ય જે હતું સીલકમાં, ખરચ્યું તે ધર્મશાલામાં રે; ,,
ઉતરે તિહાં જઈને ઘણા હરખે, પણ તિહાં દોષ ન પરખે રે. ,, ૬

જિહાં દ્રવ્ય-ખપ તિહાં કોડી ન એક, દેવદ્રવ્ય ભંડાર અનેક રે; ,,
માલિક ટ્રસ્ટીઓ થઇ બેઠા, મમતા-મંદિરમાં પેઠા રે. ,, ૭

લાખો રૂપીઆ હજમ કરે મીઠા, મોહાવનિમાંહિ તે દીઠા રે; ,,
પારકી પુંજીથી શેઠ કહાયા, ધર્મમાં નહી તે સહાયા રે. ,, ૮

કુવ્યવસ્થા મંદિરમાં દેખી, કહો કેમ જાય તે ઉવેખી રે; ,,
દ્રવ્યથી ટંટા ફીસાદ વખાણ્યા, દ્રવ્યથી ક્લેશ મન આણ્યા રે.,, ૯

સાધારણનો પોષ જો થાય, ક્ષેત્ર તો સવી સચવાય રે; ,,
સાધારણ સાત ક્ષેત્રમાં જાય, યુનિવર્સલ તે કહેવાય રે. ,, ૧૦

દેવદ્રવ્ય તેથી વધવા ન પામે, ન રહ્યો ઝઘડાનો ઠામ રે; ,,
દેવદ્રવ્ય થાનકે ન ઠરાય, જીર્ણોદ્ધાર નવી થાયે રે. ,, ૧૧

પાટડીમાં નહી દ્રવ્ય વિશેષ, વીરમગામ માંડલે કરે પોષ રે; ,,
અજાણાદિ ગામ ઘની સમજાવી, ટીપ સાધારણ કરાવી રે. ,, ૧૨

દેવદ્રવ્યના દોષોથી બચાવ્યો, સહુ સંઘે આનંદ ફેલાવ્યો રે; ,,
જીર્ણોદ્ધાર કરાવ્યો રૂપાળો, નિભાવે મેળો થપાવ્યો રે. ,, ૧૩

ફાગણ શુદિ અષ્ટમી નિરધારો, મેળો ભરાય ઘણો સારોરે; ,,
અજ્ઞાનતાને દૂર હઠાવી, પાઠશાલા સુંદર થપાવી રે. ,, ૧૪

સંખેશ્વર તીરથમાં આવ્યા, કેઇક ભવિ-મન ભાવ્યા રે; ,,
ઉપદેશ તિહાં એક ગૃહસ્થને આપ્યો, મનસુખ[1]શિષ્ય કરી
થાપ્યો રે. ,, ૧૫

અનુક્રમે તિહાંથી વિહાર કરંતા, ચોમાસું લોસાણા કરંતા રે; ,,
શાસન-સેવાનાં કાર્યો તિહાં કીધાં, પાઠશાલા વિગેરે પ્રસિદ્ધાં રે. ,,

૧ પ્રસ્તુત ગ્રંથકાર હાલના ઉપાધ્યાય મંગલવિજય.

ન્યાય અભ્યાસ પણ કર્યો સારો,તાર્કિકશિરોમણિ ધારો રે; „
સીંચ ગ્રામ થઇ સમી નગરમાં,વિચાર ચોમાસાનો મનમાં રે. „
જન ભદ્રિક તપસ્વી રૂપાળા, ધર્મધ્યાનમાં તે રઢીયાળા રે; „
ઇન્દ્ર[1] વિજયાદિ શિષ્ય તે જાણો,ગુરુ ભક્ત પરમ વખાણો રે. „
જે દિનથી એવો શિષ્ય-સંયોગ,ધર્મોન્નતિનો મળ્યો યોગ રે; „
દેશ વિદેશમાં ધર્મ-પ્રચાર, સુયોગ્ય શિષ્યના વિચાર રે. „ ૧૯
સિદ્ધાચલ થઇ મહુવા નગરમાં,જન્મભૂમિ જાણે ગુરુ મનમાં રે;
બે ભાવુકની વિનતિ સારી, ગુરુ માની લે તે નિરધારી રે.„ ૨૦
સંઘ વચ્ચે તેહ વાત જણાવી, ઉપદેશામૃત વરસાવી રે; „
કરે સહુ સંઘ ઉત્સવની તૈયારી,ધામધૂમ મચી ઘણી સારી રે. „
વૈશાખ વદિ છઠના તે દિવસે, વૈરાગ્ય રંગ ઘણો વરસે રે; „
શુભ લગ્નમાંહે આપે દીક્ષા,સાથ સર્વવિરતિની શિક્ષા રે. „ ૨૨
વિજયાન્ત [2]મંગલ [3]વલ્લભ સારૂં,નામ તે ભવિ સુખકારૂં રે; „
ધર્મ વલ્લભ હોય સર્વને સારો,કોઇ કર્મથી ફસે બિચારો રે. „
ચાતુર્માસ કર્યું તિહાં સારૂં, ગુણિજન મન હિતકારૂં રે; „
જાહેર વ્યાખ્યાન તણો પ્રચાર,ગુરુજીએ કર્યો તિહાં વિચાર રે „
જાહેર તણો ત્યાં પ્રારંભ કીધો,શ્રોતાજન મળી લાભ લીધો રે; „
નિડરપણે વ્યાખ્યાન અપાય, ઘણા ધર્માન્ધો અકળાય રે. „ ૨૫
પુસ્તકાલય તિહાં સુંદરથાપ્યું,જ્ઞાનામૃત તિહાં ઘણું વ્યાપ્યું રે,„
કામ અનેક કરીને સિધાવ્યા, ધર્મ મંગલ ત્યાં ગવાયા રે. „ ૨૬

---

૧ હાલના વિજયેન્દ્રસૂરિ. ૨ મંગલવિજય. ૩ વલ્લભવિજય.

## દુહા.

દુષ્ટ રીવાજો હતા ઘણા, કાહડા વિગેરેના જેહ;
મોદક ચકાચક તણા, મૃતક પાછળના તેહ. ૧

ઘરબાર વેચે ભલે, પણ મોદક ન છોડાય;
કુલ-મર્યાદા નવિ ચલે, ભીખ માગે ભલે ભાઈ. ૨

બે ચાર મળી સમજાવતા, કાજ કરાવે અસાર;
મનમાં મોદ વરસાવતા, સફલ થયો અવતાર. ૩

રૂદન કરતા જાય જિહાં, ખાય મોદક ધરી પ્યાર;
લજ્જા પણ ન આણે તિહાં, દુષ્ટ કરમના વિચાર. ૪

હરખ હૃદયમાંહિ ઘણો, મુખ પર શોક દેખાવ;
મોહરાય નાટક તણો, સુંદર દેખો બનાવ. ૫

આનંદ પુત્ર-જન્મ વિષે, જમણ તિહાં નિરધાર;
પ્રીતિભોજન વૃદ્ધિ વિષે, હાનિમાં તે નહી લગાર. ૬

રીવાજ એ ક્યાંથી આવીઓ?, પિશાચનો અવતાર;
લાડુભટ્ટે ઘુસાવીઓ, સ્વાર્થાન્ધે ધરી પ્યાર. ૭

ધર્મશાસ્ત્રમાં એ નહી, દુષ્ટ રાક્ષસી રિવાજ;
જો છોડો એહને નહિ, તો ઉન્નત ન સમાજ. ૮

સુખ સંપત્તિ નાશી ગયાં, ન રહ્યો ધર્મ લગાર;
ધનાઢ્યો તે નિર્ધન થયા, કરો હવે મન વિચાર. ૯

સમજાવી સહુ સંઘને, કરાવ્યો તેહનો ત્યાગ;
તે બદલ સંઘ લેઈને, ગયા યાત્રાએ જોઈ લાગ. ૧૦

## ઢાળ બીજી

( જી રે મારે લોભ તે દોષ અથોભ—એ દેશી. )

જી રે મારે વિચરંતા ગુરુરાજ, ચાણસ્મા ગ્રામ આવીઆ જી રે જી
જી રે મારે ભટેવાપાર્શ્વ શિરતાજ, ભેટીને મનમાં આણંદીઆ.
" " વડી દીક્ષા દેવા કાજ, સાધુને યોગમાં પેસારીયા જી રે જી
" " પંન્યાસજી મહારાજ, ઉમેદવિજય મન ભાવીઆ. " ૨
" " ઉત્સવ મોટે મંડાણ, દીક્ષા દેવાનો સમય થયો; "
" " ઓગણીસમી જાણ, સાલ સત્તાવનમાં ભયો. " ૩
" " પોષ એકાદશી જાણ, પ્રાતઃકાલનો શુભ થયો; "
" " ઇંદ્રવિજય મુખ્ય આણ, મંગલ વલ્લભ મન વર્યો. " ૪
" " અપાવી દીક્ષા તે વાર, શિષ્યો સાથે લેઇ સંચર્યા; "
" " સમી નગર મોઝાર દીક્ષા દેવાને પરિવર્યા. " ૫
" " સુંદર માઘ જ માસ, દશમી દિન સોહામણો; "
" " અઠ્ઠાઇ મહોત્સવ ખાસ, મંડપ રચ્યો રળીઆમણો. " ૬
" " ઉત્તમ ગ્રહ વિચાર, દીક્ષા દેવાનો શુભ થયો; "
" " ભક્તિવિજય ધરી પ્યાર, નામ થાપે જશવાદ ભયો. " ૭
" " ગુરુજી સાથ વિહાર, સાધુ એકાદશે કર્યો; "
" " રાજનગર શાહપુર[૧], આનંદ તિહાં વરતાવીઓ. " ૮
" " ગોધાવી સાણંદ મોઝાર, વીરમગામ તિહાંથી આવતા;
" " કર્યું ચોમાસું ધરી પ્યાર, આનંદ બહુ દેલવતા. " ૯

---

૧ અમદાવાદનું એક પરું.

" " પાઠશાલા સહુ કાજ, પુસ્તકાલય તિહાં થાપતા; "
" " પુસ્તક ઘણાં સુખકાજ, તેહમાંહે ગુરુ આપતા. " ૧૦
" " યોગક્રિયા ઘણો પ્યાર, કરવા પંન્યાસ બોલાવતા; "
" " **કમલવિજય** મનોહાર, યોગક્રિયાને કરાવતા. " ૧૧
" " મહાનિશીથ સૂત્રના યોગ, ગુરુજી કરે આંબિલ કરી; "
" " બે માસના એ યોગ, કરે તપસ્યા ઘણી આકરી. " ૧૨
" " જ્ઞાન ધ્યાનનો સંયોગ, મૂકે ન મનથી તે જરી; "
" " ઉત્તરાધ્યયનાદિ યોગ, સાધુ બીજા વહે ભાવથી. " ૧૩
" " તેહ સમયે સારો યોગ, આવ્યો હુંઢક સાધુ પ્રેમથી; "
" " **રત્નચંદ્ર** મનોહાર, મિથ્યાત્વ વાસ હઠાવવા. " ૧૪
" " ગુરુજી પાસે ધરી પ્યાર, અરજ કરે સુખ પામવા; "
" " **બોયણી** તીરથ મોઝાર, કરે ઉદ્ધાર તે ભવિતણો. " ૧૫
" " નામ તે **રત્નવિજય** સાર, આપ્યું તે ઘણું સોહામણું; "
" " ગૂજરાતનો વિહાર, કરી અજ્ઞાનતા દીઠી ઘણી. " ૧૬
" " જૈન શાસનમાં અપાર, વાત કહેતાં દિલગીરી તણી; "
" " સંસ્કૃત પ્રાકૃત સાર, ભાષા ઉત્તમ હતી આપણી. " ૧૭
" " અભ્યાસી તેહના ખાસ, જેહવા જોઇએ તેહવા નહી; "
" " જિનવાણી તેહમાં વિચાર, સર્વદા દેવ તણી સહી. " ૧૮
" " ખાલી પોથાં રાખી પાસ, કરે આડંબર અતિ ઘણો; "
" " વાંચે **સુબોધિકા**[1] ખાસ, તેહ પંડિત સોહામણો. " ૧૯
" " ન્યાય વ્યાકરણ અભ્યાસ, અત્યલ્પ સાધુમાંહે સુણો; "
" " ગૃહસ્થો અજ્ઞાનની રાસ, જ્ઞાનનો **લવલેશ** નવી સુણો. " ૨૦

૧ કલ્પસૂત્રની વિનયવિજયગણિએ રચેલી ટીકા.

,, ,, દર ચોમાસાં મોઝાર, પંડિતો સાધુ ભણાવવા; ,,
,, ,, બોલાવે ધરી પ્યાર, દ્રવ્ય ખરચનો હિસાબ નહીં. ,, ૨૧

,, ,, ચાર માસ પઠન કરાય, આઠ માસમાં સવી ભૂલતા; ,,
,, ,, સમય વ્યતીત બહુ થાય,પણ વિદ્વત્તા નવિ ભાવતા. ,, ૨૨

,, ,, જૈનેતર વિદ્વાન ભણાવે, દ્રવ્યમાં લક્ષ્ય ઘણું; ,,
,, ,, ભાવો આરંભ અસમાન,લાભ ન થાય તે દુઃખ ઘણું. ,, ૨૩

,, ,, જૈન પંડિતો તૈયાર, કરવા મન ઉલટ ઘણો; ,,
,, ,, કરવા મિથ્યાત્વને દૂર, ઉદ્દેશ તે ગુરુ-મન તણો. ,, ૨૪

,, ,, તીર્થ ઉપરીઆળા ખાસ, કર્યો સંકલ્પ તે કારણે; ,,
,, ,, કરી પ્રતિજ્ઞા પ્રભુ પાસ, જાવા કાશીના બારણે. ,, ૨૫

,, ,, પાઠશાલા સુખકાર, ખોલવા ઇચ્છા મન ધરી; ,,
,, ,, ઉપદેશ તે કાજે અપાર, આપે પરિશ્રમ બહુ કરી. ,, ૨૬

,, ,, ફંડ પ્રારંભ ત્યાંથી થાય,વચનો પણ ભકતોનાં લહ્યાં; ,,
,, ,, માંડલ નગર મોઝાર, કરી ચોમાસું ફંડ દઢ કર્યો. ,, ૨૭

,, ,, આપે ઉપદેશ મેઘ-ધાર, શ્રાવક-મન પ્રમોદ ધરે; ,,
,, ,, ભદ્રિકજન સુખકાર, ફંડ વધારે તે બહુપરે. ,, ૨૮

,, ,, પાઠશાલા ખોલી સાર, યોગ્ય જીવ જોવા સહી; ,,
,, ,, અવર ગ્રામ મોઝાર, ટીપ કરવા તેઓ જાય સહી. ,, ૨૯

,, ,, બુદ્ધિમાનો લીધા સાથ, અવરને ત્યાંથી વિદાય કરે; ,,
,, ,, જો હોય મૂરખ સંગાથ, તો નુકશાન થાય અતિઘણું ,, ૩૦

,, ,, કર્યું પ્રયાણ સહુ સાથ, કાશી જાવા રળીઆમણું; ,,
,, ,, નિંદક-જવાસા સુકાય, વાત સુણી ચમકે ઘણું. ,, ૩૧

" " ભક્તોને પ્રેરણા કરાય, વિઘ્ન લાવે તે હામમાં; "
" " પણ બુદ્ધ અપૂર્વ પસાય, વિખરાય ગયા ગુરુ-ધ્યાનમાં. " ૩૨

" " સાંડણ નગરથી વિહાર, વીરસગામ લોયણી ગયા; "
" " લીંચ ગામ નિરધાર, મૌન એકાદશી દિન રહ્યા. " ૩૩

" " ચઉદમી સદી વિભાવ, વિચાર ભાવના એ સહી; "
" " કેળવણીનો નહીં ગંધ, બાળલગ્નનો હિસાબ નહી. " ૩૪

" " મ્હેહસાણે કર્યો વિહાર, વ્રત ઉચ્ચરાવ્યાં પ્રમોદ ઘણો; "
" " બેચરદાસ[1] ધરી પ્યાર, ગુરુ-મુખ દેખણ તણો. " ૩૫

" " કર્યો લોભ બહુવાર, ગુરુ-વિહારે ન સફલ થયો; "
" " કપડવંજ સુખકાર, ગોધરા દાહોદ વિચરતા. " ૩૬

" " પારા રાજગઢ વિહાર, કરીને વડનગર આવતા; "
" " આનંદ હર્ષ અપાર, પ્રતિષ્ઠાસમાં જન ભાવતા. " ૩૭

" " ભાવ ભક્તિ બહુ પ્યાર, પધરાવે આનંદ ઘણો; "
" " [2]અવન્તી નગર મોઝાર, યાત્રા કરે પ્રમોદ ભરે. " ૩૮

" " જ્વરાક્રાન્ત ત્યાં શરીર, સાધુ-મન ચિંતા ઘણી; "
" " શંકરલાલ વૈદરાજ, સુજાણમલ્લ ભક્તિ ધરી. " ૩૯

" " લાવી કરાવે ઇલાજ, રોગને ત્યાંથી ભગાવતા; "
" " માસકલ્પ શુભ સાજ, વ્યાખ્યાન ઠાઠ જમાવતા. " ૪૦

---

૧ હાલના મુનિ વિદ્યાવિજયજી. ૨ ઉજ્જૈન.

„ „ શ્રદ્ધા સંવેગનાં બીજ, ભદ્રિકજન-મન વાવતા; „
„ „ મક્ષીતીરથ મહારાજ, યાત્રાથી ભવ-દુઃખ કાપતા.„૪૧
„ „ બ્યાવરા શુજાથી વિહાર, કરીને શિવપુરી આવતા;„
„ „ દેશના અમૃત ધાર, વરસાવી ઉપકાર ભાવતા.„૪૨
„ „ ઝાંસી કાલપી મોઝાર, મંદિર-વ્યવસ્થા કરાવતા; „
„ „ કાનપુર મનોહાર, કાચનું મંદિર નિહાળતા. „૪૩
„ „ સંઘમાં આનંદ અપાર, વ્યાખ્યાન જાહેર આપતા; „
„ „ નવ દિન ઓળી સાર, ચૈતર માસ મન ભાવતા.„૪૪
„ „ પાઠશાલાનો ઉપદેશ, આપીને ટીપ કરાવતા; „
„ „ [1]પ્રયાગરાજ બહુ ખાસ, ઋષભ કલ્યાણક ભાવતા „૪૫
„ „ ભાવથી ફરસના જાણ, પુરિમતાલ પાટક તણી; „
„ „ ધન્ય દિવસ તે વખાણ, ફરસના પવિત્ર ભૂમિ ઘણી.„૪૬
„ „ વિક્રમ ઓગણીશ સાલ, ઓગણસાઠ મન ભાવતા; „
„ „ વૈશાખ શુદિ રસાલ, ત્રીજ ને બુધ નિહાળતા.„૪૭
„ „ જિહાં જિનવર-કલ્યાણ, તેહ પવિત્ર ભૂમિ ખરી; „
„ „ પ્રવેશ સુંદર વખાણ, ધર્મ મંગલ મન હર્ષ ધરી.„૪૮



૧ અલ્હાબાદ.

## દૂહા.

આબુજીના ફેરસમાં, જિનમંદિરની પાસ;
ઉતર્યાં ત્યાં ધર્મશાલમાં, આજ્ઞા ગ્રહી કર્યો વાસ. ૧

પ્લેગ તણો ઉપદ્રવ ઘણો, હેતો બહુ જન પ્રાણ;
કાઢે મ્હાનું શ્રાવક સુણો, યતિ ભંભેર્યા અજાણ. ૨

અહીં રહેવાનો ધર્મ નહિ, સાધુનો નહિ આચાર;
સાર સંભાળ થાય નહિ, ગૃહસ્થો બોલે તે વાર. ૩

ગુરુ ઉત્તર આપે સહી, ચિંતા ન કરો લગાર;
ખરચ કરાવીશ કંઇ નહિં, દમડી એક નિરધાર. ૪

ગોચરી લેવા સાધુ આવશે, લેશે શુદ્ધ આહાર;
ઇચ્છા હશે તેહ આપશે, ધર્મ આશીર્વાદ ધાર. ૫

શાન્તસ્વભાવી ગુરુતણા, વચનથી ઠંડા થાય;
ઉત્તર એક આપ્યા વિના, જેવા આવ્યા તેવા જાય. ૬

આંબિલ તે દિનથી કર્યાં, પ્રતિદિવસ મોઝાર;
વારા પ્રમાણે સહુ કરે, ધર્મ હૃદયે ધરી પ્યાર. ૭

મરકી રોગ નાશી ગયો, લોક આશ્ચર્ય અપાર;
ધર્મધ્યાન સહુ મન વસ્યો, તપનો થયો વિસ્તાર. ૮

પાઠશાલા તિહાં થાપતા, યશોવિજય શુભ નામ;
અભ્યાસ બહુ કરાવતા, વિદ્યાનું જાણો એ ધામ. ૯

ન્યાય વ્યાકરણ શાસ્ત્રના, પંડિત દીસે અપાર;
સુંદર પંડિત ધર્મના, રાખી કરાવે અભ્યાસ. ૧૦

સાધુદ્વેષી યતિજને, રચ્યો પ્રપંચ ફરી વાર;
તેહ જ થાન છોડાવીને, મન માને હર્ષ અપાર. ૧૧

એકવીસ ભૂત જિહાં વસે, અત્યન્ત જીર્ણ દેખાવ;
ધર્મશાલામાં તે જઇ વસે, મનથી ભયંકર વિભાવ. ૧૨

એક દિન તે દૈવયોગથી, ગુરુ મહાજ્ઞાન-ભંડાર;
આવ્યા અકસ્માત વેગથી, સંભળાવે સહુને તે વાર. ૧૩

બહાર આવો સહુ એહથી, હમણાં પડશે એમ ધાર;
કતિપય નિકળ્યા તેહથી, એકદમ પડી તે વાર. ૧૪

અડધા છાત્રો તેમાં રહ્યા, અડધા બહાર વિભાવ;
આવો અચંબો દેખી થયો, મનમાં શોક સદ્ભાવ. ૧૫

હા! હા! દૈવ! આ શું કર્યું, કર્યો મોટો અન્યાય;
એ રીતે મન ચિન્તન થયું, ચિંતા અવર મન થાય. ૧૬

શોક ન કરશો ગુરુ હવે, સર્વને કુશલ કલ્યાણ;
આપ જો ઇહાં ન પધારતા, તો સર્વના જાતા પ્રાણ. ૧૭

અતીન્દ્રિયજ્ઞાની ગુરુ, ધન્ય અવસરના જાણ;
દેવગુરુ-પસાયે ખરૂં, કાજ થયું દુઃખ-હાણ. ૧૮

પંડિતજન-મન હરખીઓ, દેખી ધર્મ-પ્રભાવ,
જૈનધર્મ-રાગી થયા, પેખી પ્રત્યક્ષ તે ભાવ. ૧૯

પત્ર લખ્યો મુંબઇ વિષે, વીરચંદભાઇ દીપચંદ;
દલ વાંચી નિજ મન વિષે, પીયે વિચાર-મકરન્દ. ૨૦

## ઢાળ ત્રીજી.

( ભવિ તુમે નિરખો રે સિદ્ધાચલ ગુણખાણી—એ દેશી )

ભાવ ! તુમે સુણજો રે, વારાણસીની વાતો;
હૃદયમાં ધરજો રે, ગુરુ-ગુણ ખાસ ગવાતો.
જિન-વાણીનો કરવા ઉદ્ધાર, સહે ગુરુ કષ્ટ અપાર.
અજ્ઞાન-વેલીને પરિહરવા, જ્ઞાનામૃત પાન કરવા. ભવિ૦ ૧
મુકામ થાપ્યા વિના નહિ ચાલે, ગુરુજી મનમાં તે સાલે;
પત્ર વાંચી વિચાર જ કીધો, શેઠે ઉપદેશ રસ પીધો. ભવિ૦ ૨
પ્રત્યુત્તરમાં શેઠ જણાવે, શાસન-સેવા બજાવે;
મુકામ ખરીદવા મોકલીઆ, દહેર હુકમ શુભ ભાવે. ભવિ૦ ૩
કોઠી અંગ્રેજી નામ તે પહેલું, મધ્ય નગરમાં રહેલું;
મુકામ ભવ્ય જોઇ ગુરુ-તનડું, હરખ્યું લેવા સાથ મનડું. ભ૦ ૪
ગીરધરલાલ શાવ સમજાવી, ઉપદેશ મનમાં ઠસાવી;
લેવા મુકામનો નિર્ણય કીધો, ભાસ્કરને દેશવટો દીધો. ભ૦ ૫
જેણે જૈનોને નાસ્તિક કહાવ્યા, તેને ત્યાંથી ગુણા ભરાવ્યા;
નાસ્તિક આસ્તિક અર્થ ન સમજે, ધર્માન્ધપણાની તે ગરજે. ભ૦ ૬
અપૂર્વ થાન એ હાથ ન આવે, ગુરુ વિના કોણ સમજાવે ?;
ચોવીશ હજારનું આપ્યું ન્હાનું, શાવ ઘરવાળે લીધું છાનું. ભ૦ ૭
પાંચ મજલ રાજમહેલ સમાન, નહિં તેની કોઇ ઉપમાન;
સંવત ઓગણીસાઠ સાલમાં, પાઠશાલા થાપી તેહમાં. ભ૦ ૮
વીરચંદ ગોકુલભાઇ શાળા કાજે, ઉદારભાવે તે નિવાજે;
થાપી શાળા ને અભ્યાસ કરાવે, પંડિત-મન અકળાવે. ભ૦ ૯

સો મસાલામાંહે એક ધનીઓ, તેમ જાણો બ્રાહ્મણમાં બનીઓ;
તીવ્ર બુદ્ધિનિધાનને નિરખી, બોલ્યા શિવકુમાર તે પરખી. ભ૦
ન્યાય વ્યાકરણના ઘોષ તિહાં થાવે, ગુરુદેવના ત્યાં પ્રભાવે;
પબ્લિકને ભણવાની છૂટ, થંઇ જ્ઞાન તણી લુંટાલુંટ. ભ૦ ૧૧
જૈનેતર આવે ઘણા ભણવા, ગુરુ-ઉપદેશ સાથ સુણવા;
સુણી વ્યાખ્યાનો થયા ઘણા રાગી, ગુરુ જગ કીર્તિ જાગી. ભ૦ ૧૨
યશોવાદ સુણી બહુ આવે, વિતંડાવાદ મન ભાવે;
ધારાબન્ધ સંસ્કૃત ગુરુ બોલે, સુણી પંડિત-મન ડોલે. ભ૦ ૧૩
જૈનધર્મના પ્રખર વિદ્વાન, આવ્યા કાશીમાં શુભ વાન;
છ છૂ કરી જે મ્લાન મુખ કરતા, તે ગુરુ-ચરણમાં ઝૂકતા. ભ૦
પાઠશાલા મંદિર-અભાવે, છાત્રો બહુ કષ્ટ ઉઠાવે;
નગર ખંભાતથી મૂરતિ મંગાવી, પાર્શ્વનાથની મન ભાવી. ૧૫
પ્રવેશ ઉત્સવ તેનો કરાવે, શાસનના જયડંકા બજાવે;
હાથી ઘોડા રથ સુખકારા, દીસે સાંબેલા મનોહારા. ભ૦ ૧૬
અંગ-રચના કરી પધરાવ્યા, ગજરાજ પર સહુ ભાવ્યા;
વિવિધ જાતિ વાજાના ત્યાં ઘોષ, કરતા તે ધર્મનો પોષ ભ૦ ૧૭
હજારો જન મેદિની એવા, ભવો ભવનાં પાપ ખોવા;
નિરખી હરખી જિન-ગુણ ગાવે, આનંદ મન વરસાવે. ભ૦૧૮
શુદ્ધ હૃદયથી પ્રેમ પ્રગટાવે, જન્મ સફલ મન ભાવે;
ધન્ય દિવસ આજ સફલ થયો મુજ, ખરા વીતરાગ પ્રભુ તુંજ. ૧૯
નાસ્તિક જે જૈનોને કહેતા, તે મનમાં દુઃખ વહેતા;
ભર બજારમાં જિન-ગુણ ગાવે, થાળ ભરી ફૂલે વધાવે. ભ૦૨૦

પવિત્ર ધર્મની વાત પહોંચાણી, સહુ જન-મનલલચાણી;
નગ્નમૂરતિવાળા દિગમ્બર, સનાતન શુદ્ધ શ્વેતાંબર. ભ૦ ૨૧

નગ્નતાનું કલંક તિહાં આવ્યું, સ્લેચ્છનું ઢુંઢકે આપાવ્યું;
નાસ્તિકતા બાધ્યે અણાવ્યું, અજ્ઞાનતાએ કરાવ્યું. ભ૦ ૨૨

સત્ય વાત છૂપી ન છૂપાય, અન્તે સત્ય વાત તરી આવે;
એ રીતે મન વિકલ્પોને કરતા, રથ-યાત્રામાંહે ફરતા. ભ૦૨૩

ફરી બજાર ગોપાળ-મંદિર થઇ, ગલીઓમાં ખૂબ ઘૂમાવે;
પ્રખર પંડિત નિજ ખંધે લાવે, આનંદ રંગ વધાવે. ભ૦ ૨૪

કટ્ટર વૈષ્ણુવ જન-મન ભાવે, પાઠશાલામાંહે આવે;
જૈનધર્મની વિજય પતાકા, ગુરુ ઘર ઘર ફરકાવે. ભ૦ ૨૫

જૈનદર્શન તણી ઉન્નતિ કરવા, રથયાત્રા દુઃખ હરવા;
સ્થાન વિશેષમાં ઉત્સવ એહવા, ધર્મ મંગલ સુખ વરવા.૨૬

---

## દૂહા.

જિનમંદિર સોહામણું. ઉપર બનાવ્યું શ્રીકાર;
પ્રભુ-પ્રતિમાસ્થાપનતણું, જોયું મુહૂર્ત મનોહાર. ૧

શુભ દિનમાં પધરાવીને, ચલાવ્યો પૂજા પ્રકાર;
ગુરુ-મંદિર બનાવીને, ગુરુ-દર્શન મન ધાર. ૨

સુધર્મા સ્વામી પ્રભુતણી, વળી હેમચંદ્રસૂરિ ધાર;
યશોવિજય રળીઆમણી, એ ત્રણ મૂરતિ વિચાર. ૩

પુસ્તકાલય-અભાવથી, છાત્રો ઘણા અકળાય;
સાહિત્ય-પ્રેમ જિહાં નથી,તિહાં સદ્‌ગુણો કેમ થાય ?. ૪

પુસ્તકો જે ગુરુનાં હતાં, વીરમગામ મોઝાર;
ત્યાંથી ગુરુ મંગાવતા, પરોપકાર દિલ ધાર. ૫

બીજાં પણ પુસ્તકો ઘણાં, અલભ્ય લભ્ય ધરી પ્યાર;
તે પણ ગુરુ ભાવે ઘણો, સંગ્રહ કરે સુખકાર. ૬

વ્યાકરણને સાહિત્ય તણા, અન્ય વિષય વળી જાણ;
અનેક ભાષાના ઘણા, અનેક ગ્રંથો વખાણ. ૭

હેમચંદ્ર-પુસ્તકાલય, નામ થાપ્યું મનોહાર;
વીરચંદ શેઠ તે સમય, ધરે ઉત્સાહ અપાર. ૮

આવ્યા ગુરુ-દર્શન ભણી, શાસન-સેવા વિચાર;
ગુરુ-વચન મનન તણી, તાળી લાગી સુખકાર. ૯

ગ્રન્થ-પ્રચાર ઈચ્છા ઘણી, પણ સાધન નહિ પાસ;
શિષ્યવર્ગ વિચાર સુણી, ગુરુજી મન વસ્યો ખાસ. ૧૦

હર્ષચંદ્રભાઇ તે સમે, મુદ્રણાલય મનોહાર;
પુસ્તક પ્રકાર સહુ ગમે, ખોલ વિલંબ ન ધાર. ૧૧

...જંર સાધુ મન થયો, ખેદ તે અપરંપાર;
ગ્રન્થો વિધર્મીએ જો ગ્રહ્યા, ખંડન થશે તો અપાર. ૧૨

ઉત્તર કહો કોણ આપશે ?, કરે એમ અનેક વિચાર;
કૂપ-મંડૂક સમજે નહિં, આચાર્ય-બુદ્ધિ અપાર. ૧૩

શા માટે બનાવ્યા સહી ?, વિચારે નહિ તે નિદાન;
પ્રખર પ્રતિભા બીજે નહિ, ધારો હૃદયે ખૂબ વાન. ૧૫

અભેદ્ય વજ્ર-આકારમાં, માયા-ગોળા નવી જાય;
આવે નહિ તેના સમજમાં, હદ અજ્ઞાનતા કહેવાય. ૧૧

## ઢાળ ચોથી.

( દેશ મનોહર માળવો—એ દેશી )

પ્રત્યુત્તર સમભાવથી, વદે ગુરુ બુદ્ધિ-નિધાન લલના
સુધારા બહુ પ્રકારથી, કરે દેશ કાલ અનુમાન લલના.
ગુરુ-ગુણ ગાવો પ્રેમશું. ૧
સેંકડો વર્ષે જે નવિ થયું, કર્યું તેવું અપૂર્વ કામ લલના;
કાયર હૃદયે ન ચિત્ત ધર્યું, પ્રસર્યું ગુરુ બહુ નામ લલના.ગુ૦૨
ગ્રંથમાલા પહેલી એ ખરી, પુસ્તક-પ્રચાર નિમિત્ત લલના;
નિકાળી બહુ પ્રેમે કરી, કરાવે સદ્વ્યય વિત્ત લલના. ગુરુ૦ ૩
છુટા હાથે પુસ્તક તણો, કરે પ્રચાર અપાર લલના;
વિદ્વાન-મન ચમકે ઘણાં, આશ્ચર્યનો નહિ પાર લલના ગુ૦૪
સમાલોચના કરો એહની, એમ કહી આપે ગ્રંથ લલના;
જો શકિત હોય જ્ઞાનની, તો લ્યો ખંડન-પંથ લલના ગુ૦૫
જોઈ પુસ્તકો ચકિત થયા, કર્તા તે બુદ્ધિ-નિધાન લલના;
મર્મજ્ઞના મદ ગળી ગયા, ન રહ્યું ખંડિત તાન લલના. ગુરુ૦૬
સિદ્ધહેમ જોઈ ભાવતા, કરતા મનમાં વિચાર લલના;
પાણિનીય પ્રલાપતા, દેખી ચિત્તમાં અપાર લલના. ગુરુ૦૭
મૂઢ કાતંત્રમાં કંઈ નહિ, શ્રવણગોચર ન સુહાય લલના;
શાકટાયન કટુ તે સહી, નામ તે દૂર તજાય લલના. ગુરુ૦૮

શુદ્ર ચાંદ્રના અવગુનો, ત્યજવો મૂળથી પ્રેમ લલના;
જો જિજ્ઞાસા છે જ્ઞાનની, તો પઢો એ સિદ્ધહેમ લલના. ગુ૦૯

બોધ ઉત્તમ હોય તેહથો, ભાષ્ય ટીકાનું ન કામ લલના;
ઋષિ ત્રણે ભેગા મળી, બનાવ્યું ચોથું તે એક લલના. ગુ૦૧૦

કુચોદ્ય કલ્પના છે ઘણી, પણ નહિ બોધ તે છેક લલના;
એમ પ્રશંસા હૃદય તણી, સુણી તેહમાં ધરો ટેક લલના. ૧૧

ન્યાયશાસ્ત્ર પણ તેહવાં, તર્ક યુક્તિ જ્યાં પ્રધાન લલના;
[1]સંમતિ [2]અનેકાન્ત જેવાં [3]શાસ્ત્રવાર્તા અસમાન લલના.

સ્યાદ્વાદ રત્નાકર ખરા, ન્યાયાવતાર વિભાવ લલના;
ખંડનખાદ્ય એ મુખ્ય ધરા, ન્યાયાલોક વિભાવ લલના.

પ્રમાણ મીમાંસા ચિત્ત ધરો, પ્રમા લક્ષણ સદ્ભાવ લલના;
તર્ક વિતર્ક બહુ કરો, તર્કભાષા દિલ ભાવ લલના. ગુ૦૧૪

એ રીતે ગ્રન્થો બહુ જાણવા, જૈનદર્શનના પ્રકાર લલના;
નાસ્તિક કહી જે ત્યાગવા, એ નહિ બુદ્ધિ-પ્રકાર લલના.ગુ૦૧૫

એ રીતે પંડિત ઉચ્ચારતા, મુખથી શુદ્ધ અવાજ લલના;
પઠન પાઠન તે કરાવતા, લેતા યુક્તિ સમાજ લલના. ગુ૦૧૬

દરેક વિદ્વાનોને આપતા, પુસ્તકો પ્રેમે અમાપ લલના;
કર ગ્રહી યુક્તિ વિચારતા, જુઓ એહ બુદ્ધિ-પ્રતાપ લલના ગુ૦

---

૧ સમ્મતિ તર્ક ૨ અનેકાન્તજયપતાકા ૩ શાસ્ત્રવાર્તા સમુચ્ચય

નિરખીને શિર ઝૂકાવતા, તજી મિથ્યાત્વ-કુવાસ લલના;
એમ શાસન-સેવા ભાવતા, કાઢી પ્રમાદ-પિશાચ લલના. ગુ૦
કાશી-નરેશ તે સાંભળી, થયો મળવાને ઉત્સાહ લલના;
વિદ્વાનજન જાણે વળી, પરિશ્રમ વિજ્ઞનો તેહ લલના. ગુ૦ ૧૯
જેમ વાંઝણી જાણે નહિ, પ્રસૂતિને શ્રમ એહ લલના;
તેમ રાજા વિદ્વાન સહી, જાણે ગુરુ-શ્રમ તેહ લલના. ગુ૦ ૨૦
આવી ગુરુ પાસે એમ વદે, નમ્રતા હૃદયે અપાર લલના;
આમંત્રણ મોકલાવીયું, શ્રીગુરુને દરબાર લલના. ગુ૦ ૨૧
વિનવે નરેશ આપને, ઉપદેશ સુણવા કાજ લલના;
તત્વો જાણવા આપ કને ધર્મતણાં સુખ કાજ લલના. ગુ૦ ૨૨
[1]રામનગર રાજમહેલમાં, પધારો કૃપાનિધાન ! લલના;
હાથી ઉપર આવો નાવમાં, જે રીતે આવવા ધ્યાન લલના. ગુ૦
તેહ વાહન આવે સહી, કહેવરાવ્યું મુજ સંગાથ લલના;
આપો ઉત્તર એહનો સહી, શાન્તસેવધિ કૃપાનાથ ! લલના. ગુ૦
કોઇ વાહને બેસવું નહિ, એ અમતણો આચાર લલના;
પગે ચાલતાં આવવું સહી, તેમાં નહિ કષ્ટ લગાર લલના. ગુ૦
બીજા સાધુને પણ એહવો, શાસ્ત્રોમાંહે આચાર લલના;
યાનારૂઢ[2] સાધુ દેખતાં, પ્રાયશ્ચિત્ત સ્નાન વિચાર લલના. ગુ૦
દરેક સાધુ-સમાજમાં, નહિ બેસવાનો આચાર લલના;
પગે ચાલી વિહારમાં, ધર્મ-સંગત મન ધાર લલના. ગુ૦ ૨૭

---

૧ કાશી-નરેશની રાજધાની રામનગર ૨ यानारूढं यतिं दृष्ट्वा सचेलं स्नानमाचरेत् इति श्रुतिः ।

## દૂહા.

કાશીનરેશ-દરબારમાં, ઉપદેશ કરવા કાજ;
શિષ્ય છાત્રોના વૃન્દમાં, ચાલે ગુરુ મહારાજ. ૧
રાજમહેલમાં પહોંચતાં, રાજા મન હરખાય;
પ્રેમથી સામા આવતા, કરે દર્શન સુખકાર. ૨
આસન પ્રથમ ગુરુ તણું, આપે બેસવા ધરી પ્યાર;
કહે ઉપયોગે ગુરુ ઘણું, સાધુ ન કલ્પે તે ધાર. ૩
દૃષ્ટિ દેઈ પાદ મૂકવો, વસ્ત્ર ગાળી જળ-પાન;
સત્ય પૂરણ વાણી વદો, એ આચાર સમાન. ૪
તે કારણ જૈનસાધુ તે, ન ગ્રહે આસન સાર,
ઊણીસન છે મુજકને, ગ્રહી બેસું સુખકાર. ૫
આચાર સુણી તે જૈનનો, પંડિત ચમકયા તે વાર;
જો લાગ ફાવે તો એહનો, કરીએ ફજેતો અપાર. ૬
સાધુના ઉપદેશ તણી, અસર રાજા-મન થાય;
તો પંડિત સમુદાયની, અપકીરતિ ગવરાય. ૭
અસર જો જૈનધર્મ તણી, સહુના હૃદયમાં થાય;
તો પૂજા બ્રાહ્મણ તણી, મૂળમાંથી ઉઠી જાય. ૮
સ્વાર્થનિષેધક જો ખરા, કરે પરમાર્થનો પોષ;
વિઘન વચ્ચે જો થાય જરા, તો સ્વાર્થનો થાય પોષ. ૯
એ રીતે વિચાર કરી, કરે વિઘનનો પ્રારંભ;
રાજગુરુ સ્થિર ચિત્ત કરી, પ્રગટાવે નિજ દંભ, ૧૦

## ઢાળ પાંચમી.

( મ્હેતાજી રે શું મહી-મૂલ બતાવું-એ દેશી. )

સાધુજી રે ! પ્રશ્ન એક છે અમારો, સુણી આપો ઉત્તર તુમે સારો;
સુણી કીર્તિ રે વિદ્વત્તાભરી તુમ કેરી, થાય આનન્દલહરી ભલેરી.
ષડ્ દર્શન જે કહેવાય રે, તેમાં જૈનદર્શન ગવાય રે;
કહો પહેલું કે છેલું સહાય રે
આપો ઉત્તર રે સ્થિર ચિત્તે સુખકારી, અમ સંશય જાય સાવ હારી.
સાધુજી રે૦ ૧

ગુરુ ઉત્તમ બુદ્ધિનિધાન રે, જાણ પાથરી એહ અસમાન રે,
રંગમાં ભંગ કરવા નિદાન રે;
ઠગબાજી રે સ્વાર્થિ લોકોની તે સારી, કામ કરે તે કહેવાં વિકારી.
સાધુજી રે૦ ૨

શુષ્કવાદથી પ્રશ્ન એ કીધું રે, ગુરુએ વિચારી મન લીધું રે,
ઝટ મનમાં સ્થિર કરી દીધું રે;
સુણો પંડિત ! રે ! પ્રશ્નોત્તર શુભ ભાવે,
જેથી સંશય તુમ મીટ જાવે રે—સાધુજી રે૦ ૩

મોક્ષ જે દર્શનથી થાયે રે, અમ દર્શન તેહ કહેવાય રે,
બીજે દર્શને દિલ ન રખાય રે;
માનો પહેલું રે અન્તિમ મન યા વિચારો,
જિહાં શુદ્ધાચાર-પ્રચારો;
પંડિતજી રે ઉત્તર એહ અવધારો,
કહો સંશય હોય જો તુમારો. ૪

સુણી ઉત્તર ચમકયા તે વાર રે,અવકાશ પ્રશ્નનો નહી લગાર રે,
કર્યું મૌન તે સવિ તેણી વાર રે;
રાજા ખડખડ રે હસે આનન્દથી અપાર,
બુદ્ધિ સાધુની જાણે અગાધ. સાધુજી રે૦ ૫

બીજો સુણો ઉત્તર હવે જેહ રે, ષડ્ દર્શનમાં નહી એહ રે,
પક્ષપાતનો દેખો ઝરો તેહ રે;
માને પરલોક આતમ ને વળી મોક્ષ,
કહો દર્શન કેમ નહી દક્ષ ? પંડિતજી રે૦ ૬

વૈદકીય દર્શન ષડ્ જાણો રે, તેમાં જૈન દર્શન નવિ આણો રે,
એથી મીટે ન દર્શન ટાણો રે;
યૂનિવર્સલ રે જૈનદર્શનને વખાણો,
વર્ણ ચારેને મોક્ષ ન છાનો. પંડિતજી રે૦ ૭

નહીં પક્ષપાતનું અહીં કામ રે, જુઓ ઓને છે મોક્ષનું ધામ રે,
ચારે વર્ણને ભણવાનું કામ રે;
એમ કહે છે રે જૈનદર્શન પોકારી,
કહો દર્શન કેમ નહી સારી? પંડિતજી રે૦ ૮

કહે ગુરુ સુણો રાજના રે, વિઘન ભાગ્યું અસમાન રે,
મુલાકાત અટકાવવાનું ધ્યાન રે;
કનુંત રે રચ્યું પંડિતજીએ ખાસ,
ધૂર્ત–બાજી તણો તે પાસ,
રાજેન્દ્ર રે ! વાત કહું છું સાચી,
નવિ જાણો તે મનમાં કાચી. ૯

સુણો વાત બીજી અસારી રે, પંડિત-બુદ્ધિ જુઓ ભારી રે,
સ્વાર્થ-સાધનમાં તેહ સારી રે;
હાથી મારે રે તો પણ મરવું સારૂં,
નહિ જૈન-મન્દિર જવું સારૂં. રાજેન્દ્ર રે૦ ૧૦

યવન-ભાષા ન ભણાય રે, જો કંઠમાં પ્રાણ હોય જાય રે,
પણ નહી તે કાર્ય કરાય રે;
આવી જાળ રે બીછાવી પંડિતે ભારી,
કલિયુગતાની બલિહારી. રાજેન્દ્ર રે૦ ૧૧

નહિ શ્રુતિ સ્મૃતિમાં એહ રે, તેમ વેદમાં નહિ પણ તેહ રે,
એ છે પંડિત જનોનો મોહરે;
એ પ્રશ્નનો રે ઉત્તર છે ઘણો સારો,
પંડિતોના ગર્વ હરનારો. રાજેન્દ્ર રે૦ ૧૨

સિંહ ચારે બાજુથી જો મારે રે, તેથી મરવું સુંદર વિચારે રે,
શિવ-મંદિર જવું નવિ ધારે રે;
નહિ ભણવી રે વૈદિકી હિંસકી ભાષા,
જો કંઠમાં હોય પ્રાણ ખાસા. રાજેન્દ્ર રે૦ ૧૩

વિચાર-સંકોચની ખાણિ રે, લકુલકુોની એહ નીશાની રે,
મૂરખ જનની એ કહાણી રે;
દૂર તજવી રે ખરાબ એહવી વાસ,
અધઃપતનનું બીજ ખાસ. રાજેન્દ્ર રે૦ ૧૪

ઉદાર વિચાર મન ભાવો રે, સત્યાસત્ય તે મનમાં લાવો રે,

સંકોચને દૂર ભગાવો રે;
લેણ દેણ રે વિચારોની બહુ કીજે,
ધર્મ મંગલ સુખ બહુ લીજે. રાજેન્દ્ર રે૦ ૧૫

---

## દૂહા.

પ્રસંગોપાત વાતો પૂછે, તાત્વિક ચર્ચા કરાય;
ધર્મ-જિજ્ઞાસુ એહ છે, પંડિતરત્ન કહાય. ૧
સાહિત્ય-પ્રેમ છે અતિઘણો, પાદ-પુર્તિ કરનાર;
ગુણ દોષ કાવ્યો તણા, એહ છે જાણનહાર. ૨
તાત્વિક વાતો કર્યા પછી, પૂછે તે સાધુ-આચાર;
કહે ગુરુજી બહુ કઠણ છે, સુણો જૈનસાધુ-આચાર. ૩
મહાવ્રત ધારણમાં ખરા, યોગાંગને પાળનાર;
ભિક્ષા-ભોજન તત્પરા, ન ગૃહસ્થ-ઘરમાં એ ધાર. ૪
સમભાવમાંહિ વર્તતા, સત્ય ઉપદેશ દેનાર,
વાહનમાં નવિ બેસતા, છત્ર જૂતા નવિ ધાર. ૫
માધુકરી વૃત્તિ કરે, શુદ્ધ મળે જ્યાંથી આહાર;
એકાન્ત-ભોજન નવિ કરે, ઉપનિષદે પણ સાર. ૬
મઠ અખાડા બાંધે નહિ, કરે પ્રતિગામ વિહાર;
પણ એક સ્થાને નવિ રહે, જલ પ્રાસુક મન ધાર. ૭
આહાર પણ દિનમાં સહી, નહિ રાત્રિમાં લગાર;
આણુ જાય તો જાય વહી, જલબિન્દુ નવિ ધાર. ૮

ધર્મ—સાધન ઉપધિ ગ્રહી, કાષ્ઠપાત્ર સુખકાર;
ખંધે તે ઉપાડી સહી, એ રીતે સાધુ-વિહાર. ૯
પ્રતિપાદક આચારના, આચારાંગાદિક ધાર;
સૂત્રો અનેક પ્રકારનાં, આચાર એહમાં સુધાર. ૧૦
થોડો સમય આચાર ઘણો,કહો કઈ રીતે કહેવાય ?;
ટુંકાણમાં કહું હવે સુણો, દત્તચિત્તે મહારાય ! ૧૧
ગૃહસ્થોને ભૂષણ જે હુવે, સાધુને તે દોષરૂપ;
જે સાધુને ભૂષણ હુવે, તે ગૃહસ્થને દોષરૂપ. ૧૨
એ રીતે ધમ-ગોષ્ઠી કરી, રાજા અતિ હરખાય;
ધન્યવાદ દે અતિ ઘણો, ગુરુ પર પ્રેમ સુહાય. ૧૩
એહવા સાધુ દીઠા નહિ, નિર્લોભી-શિરદાર;
જિહાં ત્યાગ પૂરણ સહી, તિહાં નહિ ખામી લગાર. ૧૪
ધન્ય દિવસ મુજ આજનો, થયું તુમ દરસણ ખાસ;
પુણ્યહીનને આપનો, નહિ સમાગમ અવકાશ. ૧૫
એમ કહી સર્વે ઉભા થયા, વળી વળી કરે પ્રણામ;
દઈ ધર્મલાભ ગુરુ ગયા, પાઠશાલા શુભ ઠામ. ૧૬

## ઢાળ છઠ્ઠી.

( શ્રુતપદ ભજીએ ભાવે ભવીઆં–એ દેશી. )

સુન્દર ધર્મદેશના સુણાવી, પાઠશાલામાંહે આવ્યા જી રે;
વાત એ બ્રાહ્મણ-દિલ નવિ ભાવી, પક્ષપાતને મન લાવી.
મુનિ મનોહારૂ જી રે. ૧

ચર્ચા દિન દિન બહુ ફેલાણી; ગલીઓમાં વાત ગવાણી જી રે;
જૈનસાધુને રાજાએ બોલાવી, સુણ્યો ઉપદેશ દિલ લાવી. મુનિ૦ ૨
કેઇ તો મળવાને આવે, કેઇક વિદ્વત્તા છંટકાવે જી રે;
કેઇક તત્ત્વ—જિજ્ઞાસાને ભાવે, કેઇક છાત્ર બની આવે મુ૦ ૩
પંડિતશિરોમણિ સીતારામજી, તાતીઆશાસ્ત્રી શુભ નામ જી રે;
સાધુ છાત્રોની પરીક્ષા કરીને, મનસંતોષ જણાવે. મુનિ૦ ૪
વાર્ષિક મેળાવડો ત્યાં કરાવે, પારિતોષિક દેવરાવે જી રે;
સર્વતંત્ર સ્વતંત્રજી આવે, રામમિશ્ર નામ સુહાવે. મુનિ૦ ૫
પાઠશાલાના વિશાલ ચોકમાં, આપે વ્યાખ્યાન પબ્લીકમાં જી રે;
કિલ્લો અભેદ્ય અનેકાન્તવાદ છે, તત્ત્વ—નિર્ણાયક તેહ છે. મુ૦ ૬
અજ્ઞાનિ લોકોએ ન જાણ્યો, મર્મ સાચો ન પીછાણ્યો જી રે;
શંકરસ્વામી જેવા પણ ભૂલ્યા, ચઉગતિ—ચોકમાં રુલ્યા. મુ૦ ૭
સંશયવાદ કહી બહુ રાચ્યા, અજ્ઞાનતામાંહે માચ્યા જી રે;
મોહ તણે વશ થઇ નાચ્યા, પંડિતાઇએ રહ્યા કાચા. મુનિ૦ ૮
અનેકાન્ત—વજ્રપ્રાકારમાં, માયા—ગોળા ન જાય તેહમાં જી રે;
સ્યાદ્વાદ જે દર્શન નવિ હોવે, તત્ત્વરમણ નવિ જોવે. મુનિ૦ ૯
સર્વ દર્શનકારોએ માન્યો, પ્રકારાન્તરે નવિ છાનો જી રે;
પણ અનેકાન્ત નામ ન આપ્યું, અભિપ્રાયે ખૂબ વ્યાપ્યું. મુ૦૧૦
ઉત્તમ જૈનદર્શનને કેઇક, નાસ્તિક કહી મકલાવે જી રે;
સમજે નહિ તે તો અર્થ એક, જાણો તળાવના ભેક. મુ૦ ૧૧
કરો જૈનધર્મનો ફેલાવો, શાન્તિ જગ વરસાવો જી રે;
વિચાર લેણ દેણનો ભાવો, મૈત્રીભાવ પ્રસરાવો. મુ૦ ૧૨

એ રીતે વ્યાખ્યાનને આપી, જડતા સહુની કાપી જી રે;
સમભાવ બહુ મનમાંહે સ્થાપી, સ્યાદ્વાદની છાપ વ્યાપી. સુ૦ ૧૩
ગુરુજીએ સત્યતા વખાણી, મધ્યસ્થભાવને જાણી જી રે;
સાચા પંડિત તે જગમાં રે; ગ્રહે સત્ય વાત ઉત્સાહે. સુ૦ ૧૪
એમ કહી પંડિતજી સાથે, વાર્તાલાપ સંગાથે જી રે;
જ્ઞાનામૃતનો ભરી રે કટોરો, પીધો પરસ્પર સારો. સુ૦ ૧૫
મદનમોહન માળવીઆજી, કોઇક અવસર આવ્યા જી રે;
ગુરુની કીર્તિથી ઘણા રાજી, થઇ શાલામાં આવે ગાજી. સુનિ૦૧૬
સનાતન મહાધર્મસભા એક, કુંભમેળામાંહે છેક જી રે;
તિહાં કરી વ્યાખ્યાન અનેક, આપી ધર્મની રાખો ટેક.સુનિ૦૧૭
અગવડ જેહ વાતની હોય તેહ, સ્પષ્ટરૂપે કહો એહ જી રે;
આપ લોકના આચાર વિચારો, અમે અજાણ્યા દિલ ધારો.સુનિ૦૧૮
નિમંત્રણ ઉત્તર સુણીને, ગુરુ પણ ઉત્તર ભાખે જી રે;
અગવડ નહિં કોઇ વાતની અમને, શું ઝાઝું કહું તમને. સુ૦ ૧૯
આવશું અમે આનન્દની સાથે, શિષ્ય છાત્રો સંગાથે જી રે;
લક્ષાવધિ વિદ્વાન્ જન મળવા, વિચાર લેણુ-દેણુ કરવા. સુ૦૨૦
સ્વીકાર્યું આમંત્રણ નિરખી, માલવીઆજી હરખી જી રે;
વિચાર એક જણાવ્યો એકાન્તે, આપો સલાહ ભલી ભાંતે. સુ૦૨૧
વારાણસીમાં વિશ્વવિદ્યાલય, સ્થાપવા મન સુહાય જી રે;
કહીએ કાર્ય કઇ રીતે થાય, સુજ મન આનન્દ ગવાય. સુ૦ ૨૨
ઉત્તર ગુરુ પ્રતિભાએ જણાવે, રાજા મહારાજાને ઠસાવો જી રે;
ખાનગી દાનનાં વચનો લાવો, પછી પબ્લીક તે મૂકાવો. સુ૦ ૨૩

કાર્યકર્તા તરીકે રાજાને, બે ચાર સાથે જોડો જી રે;
કાર્ય તો જલદી થાશે તમને, વિદ્યા–પ્રચાર ભારતને. સુ૦ ૨૪

આવા પ્રકારની ગુરુ–સંમતિ તે, ઠસી માળવીઆજી મનને જી રે;
અહો અથાગ બુદ્ધિના નિધાન; કાર્યકુશલ સુલતાન. સુ૦ ૨૫

બીજી અનેક પ્રાસંગિક વાતો, જસ ગુરુ મનમાં ગવાતો જી રે;
પ્રયાગરાજ જવાની આણા, ધર્મ મંગલના એ ટાણા. સુ૦૨૬

---



દૂહા.

કરી તૈયારી વિહારની, પ્રયાગરાજ જવા કાજ;
સાધુ છાત્રો મળી મેદિની, સાથે પ્રયાણ ગુરુરાજ. ૧

પ્રતિગ્રામમાં વિચરતા, ભાષણ કરતા શ્રીકાર;
દેશનામૃત વરસાવતા, પબ્લીક જન સુખકાર. ૨

એકદેશી ભાષણ નહી, બહુ જનને અન્તરાય;
સાર્વજનીન ભાષણ સહી, ઉપકાર બહુ જ્યાં સમાય. ૩

જગ–નિસ્તારણ કારણે, મુખ્ય ઉપાય મન ધાર;
જાય ન દુર્ગતિ–બારણે, જે પાળે તેહ આચાર. ૪

અનુક્રમે આવ્યા સહી, પ્રયાગરાજ મોઝાર;
ઉતર્યા ધર્મશાલામાંહી, કરતા પર–ઉપકાર. ૫



## ઢાળ સાતમો.

( આવી વસંત બહાર રે પ્રભુ બેઠે મગનમાં—એ દેશી. )

આવ્યા પ્રયાગ મોઝાર રે, ગુરુ બેઠા મગનમાં ગુરુ બેઠા મ૦
કલ્યાણક પ્રથમજિન ગાવો, પુરિમતાલ મન ભાવો રે. ગુરુ૦ ૧

ધન્ય દિવસ આજ સફલ થયો મુજ, કલ્યાણકભૂમિ સુખધામ રે;
પાદનખાંશુ પ્રસર્યાં જેહમાં, તે પુહવીને પ્રણામ રે. ગુરુ૦ ૨

દેખી કલ્યાણકભૂમિ હરખે, પ્રેમથી વિશેષે નિરખે રે. ગુરુ૦
માલવીઆજીએ મન જાણ્યો, ગુરુ-આગમ વૃત્તાન્ત રે. ગુરુ૦ ૩

સન્મુખ આવી ભાવ જણાવ્યો, પધારો સંત સુખશાત રે; ગુરુ૦
આપશ્રી કાજે મુકામ તૈયાર, ઉતરવા નિરધાર રે ગુરુ૦ ૪

કામ કાજ સુખે કહો અમને, લાભ અપૂર્વ થાય તનને રે; ગુરુ૦
વીશ લાખ મનુષ્યોની સંખ્યા, મેળો જોવાની આકાંક્ષા રે. ગુ૦ ૫

દશ હજાર તિહાં નગ્નો નીહાળો, સ્નાન કરવા સંભાળો રે; ગુ૦
ધર્મચર્ચા ત્યાં થાય ઘણેરી, આનંદ બહુ દેનારી રે. ગુ૦ ૬

ચાર સભાઓ છે ઘણી મ્હોટી, જુઓ ત્રિવેણી નહિ છોટી રે; ગુ૦
સનાતન ધર્મસભા ભારી, લાગે મન ઘણી પ્યારી રે. ગુ૦ ૭

હજારો વિદ્વાનો ત્યાં રાજે, વ્યાખ્યાનધ્વનિ બહુ ગાજે રે; ગુ૦
રાજા મહારાજા સાધુ સંન્યાસી, પંડિત તૃષ્ણાના પ્યાસી રે ગુ૦ ૮

બીજી ભારતધર્મ—મંડલની, ત્રીજી ધારો સમાજીની રે; ગુ૦
ચોથી સભા ઇસાઇ જનની, ભારત ભ્રષ્ટ કરનારી રે. ગુ૦ ૯
આવી ચતુરંગી સભા નીહાળી, પ્રદર્શનની બલિહારી રે; ગું૦
તમામ દેશની વસ્તુ બિરાજે, ધર્મભાવ નવિ છાજે રે. ગુ૦ ૧૦
ઇસાઇ પાદરી વ્યાખ્યાન આપે, જડતા જન વિષ વ્યાપે રે; ગુ૦
તિહાં ગુરુજીએ ચર્ચા ઉઠાવી, તર્કોથી સરવે હઠાવી રે. ગુ૦ ૧૧
સનાતન ધર્મસભાની માંહે, સંસ્કૃતનો ઘણો નેહ રે, ગુ૦
સંસ્કૃત વાતચિત કરે જેહ, તે લાવે ટીકટ સસનેહ રે. ગુ૦ ૧૨
નિરન્તર સભા પ્રવેશ કરાવે, પાસ સાળવીઆ અપાવે રે; ગુ૦
બેઠક જૈનસાધુની નીરાળી, સહુ જન–મન હરનારી રે. ગુ૦ ૧૩
ગોવર્ધનમઠના અધીશ, શંકરાચાર્ય મુખ્ય દીસે રે; ગુ૦
શિવકુમારાદિ બહુ વિદ્વાન, દરભંગા કાશીપતિ જાણુ રે. ગુ૦૧૪
દશ મીનીટ કેઇ કેઇ પન્દર, વધુમાં વધુ મળે વીશ રે; ગુ૦
રસ શ્રોતાજનને નહી આવે, મન કંટાળો ઉપજાવે રે. ગુ૦ ૧૫
વ્યાખ્યાનસમય ગુરુનો જ્યાં આવ્યો, ઐક્ય વિષય મન ભાવ્યો રે;
દશ મીનિટનો ટાઇમ આપ્યો, પચ્ચાસ મિનિટ જઇ થાકયો રે. ગુ૦
પ્રભાવશાલી ખૂબ છટ્ટાધારી, ગુરુ–વ્યાખ્યાન મનોહારી રે; ગુ૦
સ્થિતિ વર્તમાન સમયની ભારી, છિન્ન ભિન્ન ભારત કરનારી.
સાધુસમાજ ઐક્ય અભાવે, ઝગડા સમાજ ફેલાવે રે; ગુ૦
જ્ઞાન ધ્યાન ઉપદેશને છોડી, દંડાબાજી મન જોડી રે. ગુ૦ ૧૮
છપ્પનલાખ સાધુની ગણના, ભારભૂત મન ધરના રે; ગુ૦
પક્ષપાત થયો ઐક્ય–વિનાશે, થયો ભારત ધર્મ–નાશ રે. ગુ૦૧૯

અધઃપાત ભારતનો કરાવ્યો, સાચો ઉપદેશ ન ઠસાવ્યો રે; ગુ૦
કેઈક મઠમાલિક થઇ બેઠા, કેઇક ગરાસમાંહે પેઠા રે. ગુ૦ ૨૦
કેઇક પોતપોતાના વાડામાં, કેઇક સમય ઝગડામાં રે; ગુ૦
રાજા મહારાજા પણ તે અભાવે, ઉન્મત્તતા ચિત્ત લાવે રે. ગુ૦ ૨૧
પ્રજાપાલન નિજ કાર્યને છોડી, નશાબાજીમાં મન જોડી રે; ગુ૦
ધર્મભાવના ભારતથી ભાગી, અધઃપતન સ્થિતિ જાગી રે; ગુ૦ ૨૨
હર્ષનાદ કરી તાળી બજાવે, સવિ શ્રોતા પ્રગટાવે રે; ગુ૦
જાગો પ્રમાદની નિદ્રા ત્યાગો, ધર્મોન્નતિ મન માગો રે. ગુ૦ ૨૩
સત્ય ધર્મ ને વળી તપો ધર્મ, ઇન્દ્રિયનિગ્રહ પણ ધર્મ રે; ગુ૦
સર્વભૂત-દયારૂપ ધર્મ, એ બ્રાહ્મણનો છે મર્મ રે. ગુ૦ ૨૪
સત્ય અભાવ તપનો અભાવ, ઇન્દ્રિયનિગ્રહ અભાવ રે; ગુ૦
સર્વભૂતદયાનો અભાવ, એ ચંડાલતા વિભાવ રે. ગુ૦ ૨૫
બ્રહ્મતત્ત્વોનો નહી જાણકાર, બ્રહ્મસૂત્રનો ધરનાર રે; ગુ૦
તેહ પાપથી દ્વિજ પશુ વખાણ્યો, જો ધર્મ-ભાવ મન નાણ્યો રે. ગુ૦
શુદ્ધ બ્રાહ્મણતા શુદ્ધ સાધુતા; શુદ્ધ ક્ષાત્રતા વસાવો રે; ગુ૦
ક્રૂરતા નીચતા દૂર ભગાવો, ધર્મ-ભાવના મન લાવો રે. ગુ૦ ૨૭
ભારતભૂમિ જ્ઞાનમયી બનાવો, વિશ્વવિદ્યાલય બાવો રે; ગુ૦
ઐક્યના ઘોષ સવિ ગામે બજાવો, ધર્મ મંગલ ગવરાવો રે.
ગુરુ૦ ૨૮






સુણી વ્યાખ્યાન સોહામણું, પક્ષપાત ગળી જાય;
એકયતાના અંશ વે ઘણું, મન માન્યું તે કરાય. ૧

ઉપદેશથી વચિત થયા, ન રહ્યો ધર્મ લગાર;
સંત-સમાગમો પણ ગયા, આચાર વિચાર ન ધાર. ૨

પ્લૅટફાર્મથી ઉતર્યા પછી, સહુએ કર્યો જયઘોષ;
જુઓ એ વ્યક્તિ કોણ છે, એમ સહુ પૂછે તે પોષ. ૩

કેઇ વદે અવતારરૂપ, કેઈ આચાર્ય વિભાવ;
જૈનાચાર્ય કેઈ વદે, કેઇ પરમહંસ સ્વભાવ. ૪

ધન્યવાદ મુખથી વદે, પાયે પડી ઘણી વાર;
ચરણરજ શિરમાં વહે, સાષ્ટાંગનો નહી પાર. ૫

પંડિત-મનમાં એ થયું, એ કોણ પ્રગટી જ્યોત;
ઉપદેશ-શ્રવણ કર્યું, ભાગ્યોદય ખૂબ દ્યોત. ૬

ગુણગ્રાહી જનતા મળી, કરે વિનતિ અપાર;
આવો અમારા દેશ વળી, આપો ઉપદેશ શ્રીકાર. ૭

રેલ મોટર ભાડું અમે, આપીશું બહુ ધરી પ્યાર;
તુમ સેવાભાવમાં અમે, કરશું ન ખામી લગાર. ૮

આચાર સુણ્યો સાધુ તણો, ગુરુ-મુખથી ઉદાર;
મનમાં પ્રમોદ થયો ઘણો, જુઓ જૈનસાધુ-વિચાર. ૯

આચાર કઠીણ અમ તણો, કાયર-હૃદય કંપાય;
સાચા સંન્યાસી ભણો, એહ આચાર ચિત્ત લાય. ૧૦

રેલ ગાડી મોટર વિષે, બેસે દ્રવ્ય લઈ સાથ;
ધર્મશાસ્ત્ર નવિ ઉપદિસે, જાણો તે ધૂર્ત સંગાથ. ૧૧

વારંવાર પ્રણમી કરી, હજારો જન-સમુદાય;
ધન્યવાદ ઉચ્ચરે ફરી, જય જય મનથી કરાય. ૧૨

જૈનશાસન ઉન્નતિ ઘણી, કરી ગુરુ એહવે પ્રસંગ;
જૈનેતર પ્રેમભાવ ધરી, સુણે ઉપદેશ મનરંગ. ૧૩

---




( મોહનગારા પ્રભુ વાણી તારી લાગે પ્યારી રે—એ દેશી )

સોહનગારા ગુરુજીની સુણો વાણી સારી રે, સુણો વાણી સારી રે,
સુણો વાણી સારી રે સોહન૦
આપી વ્યાખ્યાન ધર્મશાલામાં આવ્યા,
સહુ જન-મન ઘણું હરખાયા રે; સુણો૦
આનન્દ ઉત્સવ શાસન કેરાણો, ધર્મોન્નતિનો એહ ટાણો રે.
સુણો૦ ૧
સત્કાર જૈનેતર સભામાંહે, થયો ઘણો બહુ સન્નેહે; સુણો૦
ગુરુ-સેવાનું ફલ એ જાણો, ભારત યશ થયો ગવરાણો રે. સુણો૦

ઇર્ષ્યાલુ મુખે અંગુલી દઈ બેઠા, મોહાવનીમાં તે જઈ પેઠા રે;
**ધર્મવિજયે ધર્મધ્વજ ફરકાવ્યો,**
ડંકો શાસનમાંહે વગડાવ્યો રે. સુણો૦ ૩

એ રીતે સવી ગામ વાત ફેલાણી,
ગુણગ્રાહી હૃદયે પહેચાણી રે. સુણો૦
વિહાર કરી કાશીમાંહે આવ્યા,
પાઠશાલામાંહે પધરાવ્યા રે. સુણો૦ ૪

કલેક્ટર વિગેરે અધિકારી, મળે રમાશંકર ભારી રે;સુણો૦
ગુરુ-ઉપદેશ શ્રવણમાં લીનો, અન્તરાતમ પણ બહુ ભીનો રે.
સુણો૦ ૫

માંસાહારી પંડિત ઘણા આવે,
સુણી ઉપદેશ દિલગિરી થાવે રે; સુણો૦
માંસાહાર ત્યાગે ધર્મ-રાગે, ગુરુ-વચન મન નહી ત્યાગે રે.
સુણો૦ ૬

દેવી સમીપે મળી દેવી-ઉપસકો,
કરી પાપને પડે ભવ-કૂપે રે; સુણો૦
માતા પાસે માગે જઇ બેટા, કરે બકરાના તિહાં સાટા રે.
સુણો૦ ૭

પુત્ર પોતાના બચાવને માટે, પુત્ર બીજાના તિહાં જઇ કાટે રે; સુ૦
જગત-અંબા એ માતા વખાણો, અજ-માતા શું નહી માનો રે.
સુણો૦ ૮

પુત્ર-મરણે માતા ખુશી ન થાવે, તે માતા નહિ જે ખુશી થાવે રે;
સુણો૦
ભક્ષ્ય-ભક્ષકો ન્યાય ન શોભે, માતા પુત્રમાં કહો કેમ શોભે
રે. સુણો૦ ૯

દુર્ગાસપ્તતિમાં કહી સુણો વાત, પશુ પુષ્પોથી કરો પૂજા ખ્યાત રે;
જો હિંસામાંથી સ્વર્ગ જ થાવે, તો કહો નરકે કોણ જાવે રે.
સુણો૦ ૧૦

એહ અન્યાય કરવાથી તે જાણો, દુઃખ દારિદ્રનો થયો ટાણો રે;
હિંસક નર ધર્મિષ્ઠ કહાવે, કહો અધર્મી પછી કોણ થાવે રે.
સુણો૦ ૧૧

દેવી દર્શન તુમ અમરની વાંછા, પશુ પક્ષીની પૂરો તે કાંક્ષા રે;
કરાવી દર્શન અમર બનાવો, હિંસક છૂરીથી અટકાવો રે.
સુણો૦ ૧૨

અનાર્યતા નહી આર્યભૂમિમાં, કરો વિચાર ભાઇ! તુમે મનમાં રે;
સ્વાર્થ નહિ એહમાં કંઇ મ્હારો, થાય કલ્યાણ જેથી તુમ કેરો રે.
સુણો૦ ૧૩

શુદ્ધ પરમાર્થ સરલ વચનથી, ત્યાગી હિંસા શુદ્ધ તન મનથી રે;
શુદ્ધાતમ બની ભાવના ભાવે, ગુરુ-ઉપકાર બહુ દિલ લાવે રે.
સુણો૦ ૧૪

કેઇક સોમયાગાદિને ત્યાગી, શુદ્ધ મારગના થયા રાગી રે;
એ રીતે ઘણા અહિંસક બનાવ્યા, શુદ્ધમારગમાંહે લાવ્યા રે.
સુણો૦ ૧૫

કંપનીબાગે પ્રતિદિન જઇને,
આપે વ્યાખ્યાન ગુરુ સ્થિર થઇને રે;
ધીરે ધીરે કાશી વશ કીધી, આશ્ચર્યમાં ગરકાવ કીધી રે.
સુણો૦ ૧૬

દરભંગાપતિ કરે તત્ત્વની ચર્ચા, ગુરુ પર પ્રેમ-પ્રકર્ષ અર્ચા રે;
વિશ્વવિદ્યાલય કરવા ફરતા, હાથમાં ઝોળી ઘર ઘર ભમતા રે.
સુણો૦ ૧૭

એવા નરેશ ઉપકારમાં લીના, કામ ન થાય કહો કેમ બીના રે;
છાત્ર-સંખ્યા લાગી ઘણી વધવા, લાગ્યા પ્રેમે અભ્યાસ કરવા રે.
સુણો૦ ૧૮

કેઇક છાત્રો વ્યાકરણ-રસીયા, કેઇક દિલમાં ન્યાય વસીઆ રે;
કેઇક સાહિત્યે કમ્મર કસીયા, ભિન્ન ભિન્ન વિષયે રસીઆ રે.
સુણો૦ ૧૯

યાત્રા સમેતશિખરની કરવા, ભવોભવ પાપને વિખરવા રે;
જણાવી ઇચ્છા ને થયા તૈયાર, ધર્મ મંગલ નહી પલ વાર.
સુણો૦ ૨૦

---



## દુહા.

વિહાર ઇચ્છા પ્રબલ સુણી, દુઃખ જન-મનમાં ધરાય;
વિજ્ઞપ્તિ આવી કરે ઘણી, આંખે આંસુ નવી માય. ૧

અવસર ઉચિતથી વદે, હિતકર વાત મનોહાર;
સાંભળો સાવધાન મને, નહી તેમાં વિતથ લગાર. ૨

થાપી પાઠશાળા તણો, પઠન-ક્રમ વળી ધાર;
ઉદ્દેશ હતો જે મન ઘણો, તે પણ સફળ વિચાર. ૩

યાથી ભાવ શોભે નહી, જૈનસાધુને લવ લેશ;
આચાર સાધુનો એ સહી, તેહથી ન કહેવું વિશેષ. ૪

ધર્મ-ભાવના જિહાં નહી, તિહાં જો થાય સુપ્રવેશ;
વિચરવું તે પ્રદેશ સહી, જિહાં લાભ હો વિશેષ. ૫

અંગ બંગ મગધ વળી, જે હતા અહિંસક દેશ;
હિંસા રાક્ષસી ફરી વળી, ન રહ્યો ધર્મ લવલેશ. ૬

સુખ-સાધન ગુજરાતને, છોડી આવ્યો દૂર દેશ;
લાભ અપૂર્વની લાલચે, વિચરૂં તે દેશ પ્રદેશ. ૭

ઉપાશ્રયને મઠો કરી, ભક્ત શ્રાવકની પાસ;
સુન્દર દુસાલા ઓઢી કરી, કરે વિકથા બહુ ખાસ. ૮

આચાર ગ્રન્થોને વિસરી, પઠન બીજું નવી થાય;
સુખશીલતા પ્રવેશ કરી, મનમાની મોજ ઉડાવ. ૯

ઇર્ષ્યાનલ મનમાં ઘણો, કરે અનેક પ્રલાપ;
દેખે ન આચાર નિજતણો, મોહ કરમનો પ્રતાપ. ૧૦

શાસનસેવા મુખથી કહે, પણ જોગનો નહી પત્તર;
જ્ઞાન ધ્યાન નવિ ચિત્ત ધરે, અવસર ન મળે લગાર. ૧૧

શિષ્ય-પઠન સમય નહી, રાખે પંડિત ધરી પ્યાર;
ગપાટા મનમાન્યા સહી, ભક્તો સામે મન ધાર. ૧૨

એહ ધાંધલ દેખી કરી, સાધુ છાત્રો લઇ સાથ;
વિદ્યોન્નતિ મનમાં ધરી, આવ્યો કાશી સહુ સાથ. ૧૩

આચાર પણ સાધુ તણો, વિહારનો સુવિશેષ;
ઉદ્દેશ અંશે પૂરો થયો, કામ છે ઘણું અવશેષ. ૧૪

સત્ય વાત જાણી કરી, આગ્રહ ન કરે લગાર;
શુદ્ધોપદેશ-પાન કરી, સહાય કરે તેણી વાર. ૧૫

એ રીતે સમજાવીને, કરતા ગુરુજી વિહાર;
છાત્રો પણ આવ્યા સહી, તીર્થાટન દિલ ધાર. ૧૬



## ઢાળ નવમી.

( હાંરે વાળો વાળો તુમે રથડો વાળો—એ દેશી )

હાં રે ધ્યાવો ધ્યાવો તુમે તીરથને ધ્યાવો
હાં રે શુભ યાત્રાનો લ્યો મન લ્હાવો રે. ધ્યાવો (૨)
હાં રે આરાનગરમાં વિચરતા આવ્યા,
હાં રે આશાંબર જન-મન ભાવ્યા રે; ધ્યાવો૦
હાં રે કરી વિનતિ વ્યાખ્યાન કરાવે,
હાં રે દેવકુમાર મન લલચાવે રે; ધ્યાવો૦ ૧
હાં રે મળી પંડિત જન ઘણા આવે,
હાં રે સુણી ઉપદેશ ગુરુ-ગુણ ગાવે રે; ધ્યાવો૦
હાં રે પરીક્ષા છાત્રોની કરાવે,
હાં રે પ્રશ્નોત્તરથી ખુશ થાવે રે. ધ્યાવો૦ ૨
હાં રે પારિતોષિક છાત્રને આપે,
હાં રે આશાંબર મન સુખ વ્યાપે રે; ધ્યાવો૦

હાં રે ત્યાંથી પાટલીપુત્રમાં આવ્યા,
હાં રે થૂલિભદ્રનું ધ્યાન મન લાવ્યા રે. ધ્યાવો૦ ૩

હાં રે સુદર્શન શેઠને વખાણ્યો,
હાં રે પ્રાણાન્તે ધર્મ ન છંડાણ્યો રે; ધ્યાવો૦
હાં રે ધન્ય વાચક-મુખ્ય શિરનામી,
હાં રે પંચશતી ગ્રન્થો ગુણધામી રે. ધ્યાવો૦ ૪

હાં રે તે પવિત્ર ભૂમિને ફરસી,
હાં રે શુભધ્યાન ધરે મન હરસી રે; ધ્યાવો૦
હાં રે ત્યાંથી બિહારમાં ગુરુ આવ્યા,
હાં રે શેઠ ગોવિન્દચન્દ મન ભાવ્યા રે. ધ્યાવો૦ ૫

હાં રે કરી સામૈયું ગુરુ પધરાવે,
હાં રે વ્યાખ્યાન પબ્લીક કરાવે રે; ધ્યાવો૦
હાં રે અપાપા નગરીમાં આવ્યા,
હાં રે વીર-નિર્વાણે પાપા કહાયા રે. ધ્યાવો૦ ૬

હાં રે ધન્ય નગરી તે દિવસ પ્રમાણ,
હાં રે જગબન્ધુનું જિહાં કલ્યાણ રે; ધ્યાવો૦
હાં રે અગ્નિસંસ્કારે તલાવ ભલેરૂં,
હાં રે તેમાં મન્દિર વીર વિભુ કેરૂં રે. ધ્યાવો૦ ૭

હાં રે ખાસ નિર્વાણભૂમિ તે ધારો,
હાં રે તેમાં નહિ વિવાદ પ્રચારો રે; ધ્યાવો૦
હાં રે જિન-પાદુકાને તિહાં નિરખે,
હાં રે દેખી આંસુડાં વળી વળી વરસે રે. ધ્યાવો૦ ૮

હાં રે જિહાં જૈન સંખ્યાનો ન્હોતો પાર,
હાં રે તિહાં એક ન રહ્યો પરિવાર રે; ધ્યાવો૦
હાં રે કલિકાલ તારી બલિહારી,
હાં રે દુઃખ દોહગ બહુ કરનારી રે. ધ્યાવો૦ ૯

હાં રે ફરતી ધર્મશાલા અનેક,
હાં રે સ્તૂપ ને વળી મન્દિર એક રે; ધ્યાવો૦
હાં રે રાજગૃહી નગરીને ધ્યાવો,
હાં રે શ્રેણિકાદિ ભકતોને ભાવો રે. ધ્યાવો૦ ૧૦

હાં રે જિહાં વીર વિભુ કેઇ વાર,
હાં રે કર્યાં ચાતુર્માસ સુખકાર રે; ધ્યાવો૦
હાં રે દેવ સમોસરણ કરે સાર,
હાં રે ભાવ ભક્તિ દીસે અપાર રે. ધ્યાવો૦ ૧૧

હાં રે ધન્ય પુરુષ જે સુણે તુમ વાણી,
હાં રે તે સમયે કિહાં રહ્યો પ્રાણી રે; ધ્યાવો૦
હાં રે પ્રત્યક્ષ ન થયું તુમ કેરૂં,
હાં રે પરોક્ષ દર્શન છે ભલેરૂં રે. ધ્યાવો૦ ૧૨

હાં રે પ્રત્યક્ષ જે પ્રભુ-ગુણ ગાવે,
હાં રે નહિ આશ્ચર્ય તેમાં લગાર રે; ધ્યાવો૦
હાં રે પરોક્ષ જે પ્રભુ-ગુણ ગાવે,
હાં રે ખરૂં આશ્ચર્ય તેહમાં કહેવાય રે. ધ્યાવો૦ ૧૩

હાં રે પાંચે પહાડોને ફરસે આણંદે,
હાં રે જાય દુઃખ દોહગના ફંદ રે; ધ્યાવો૦

હાં રે શીતોષ્ણ કુંડોને નિહાળો,
હાં રે વૈભારગિરિને સંભાળો. રે ધ્યાવો૦ ૧૪

હાં રે મન્દિર ધર્મશાળા છે એક,
હાં રે ગામ વિચમાં તે જાણો વિવેક; રે ધ્યાવો૦
હાં રે ગુણાયા કાકંદી નિહાળો,
હાં રે આવ્યો ક્ષત્રિયકુંડનો વારો. રે ધ્યાવો૦ ૧૫

હાં રે પ્રભુ જન્મ-કલ્યાણક ભાવો,
હાં રે ગ્રામથી દૂર મન્દિર ગાવો; રે ધ્યાવો૦
હાં રે ક્ષત્રિયકુંડ થાપના નીરખો,
હાં રે ઇતિહાસવેત્તાનો તે ચરખો. રે ધ્યાવો૦ ૧૬

હાં રે ધર્મશાલા જિનાલય એક,
હાં રે ગ્રામ વિચમાં તે જાણો ટેક; રે ધ્યાવો૦
હાં રે પ્રભુ નીરખીને ભાવના ભાવો,
હાં રે વીર વિભુ તણા ગુણ ગાવો. રે ધ્યાવો૦ ૧૭

હાં રે ધન્ય દિવસ તે સમય પ્રમાણ,
હાં રે જિનેન્દ્ર તણા કલ્યાણ; રે ધ્યાવો૦
હાં રે ત્યાંથી ગિરિડી રસ્તે સિધાવે,
હાં રે ધર્મ મંગલ ભાવના ભાવે. રે ધ્યાવો૦ ૧૮






ધર્મશાલામાંહે ઉતરી, કર્યાં દર્શન જિનરાજ;
સાર્વજનીન વ્યાખ્યાન કરી, કર્ત્તવ્ય કરે ગુરુરાજ. ૧

જિનમન્દિર સોહામણું, ધર્મશાલા સુખકાર;
યાત્રીજન વિસામા તણું, મુખ્ય સ્થાન મન ધાર. ૨

વિહાર યાત્રા—કારણે, કર્યો પ્રભાત મોઝાર;
મૈલ અઢાર મધ્યભાગમાં, ઋજુવાલુકા નદી ધાર. ૩
જ્ઞાનકલ્યાણક તે તીરમાં, વીર વિભુનું નિરધાર;
જીર્ણપ્રાય દેહરી વિષે, ચરણપાદુકા શ્રીકાર. ૪

વિહાર કરતાં આવીઆ, શિખરજી દરબાર;
દૃષ્ટિપાતથી આણંદીઆ, સાધુ છાત્રો તેણી વાર. ૫
મન્દિર ચઉદશ દીપતાં, જુહાર્યાં સવી સંગાથ;
પ્રાતઃકાલે આરોહતાં, ગિરિ ફરસે સહુ સાથ. ૬

ધન્ય એ ગિરિવર સુન્દરૂ, જિહાં જિન વીશે ધરે પાય;
કરી અનશન સુહંકરૂ, વર્યા શિવરમણી તે ઠાય. ૭
અનનશીલા ત્યાં મુનિવરૂ, ધ્યાન ધરી જિનરાય;
સ્વરાજ્ય પોતાનું ખરૂં, મેળવ્યું તેહ ગણાય. ૮
જેણે ચારિત્ર ન કેળવ્યું, ન ધર્મ-સેવા લગાર;
જ્ઞાન ધ્યાન નવી મેળવ્યું, નિષ્ફળ તસ અવતાર. ૯

વીતરાગ-શાસન કીહાં, કીહાં સરાગી મનાય;
અમૃત વિષ સમાન કીહાં, સૂરજ ખદ્યોત સમાન. ૧૦

શાસન મળ્યું પ્રભુ ! તાહરૂં, વળી અનેકાન્ત રૂપ;
જેણે ન સેવ્યું સુહંકરૂં, તે ભવિ પડ્યા ભવકૂપ. ૧૧

પૂરવ પુણ્ય ઉદયે કરી, ઢુંઢતો આવ્યો તુમ પાસ;
કર ગ્રહી મહેર કરી, સ્વમુખે કહો નિજ દાસ. ૧૨

ઉત્તર કેમ આપો નહી ?, મૌન ધર્યું કેમ તાત !
અટવી પહાડ ભમતો સહી, કષ્ટે આવ્યો જગતાત ! ૧૩

હવે તુમને છોડું નહીં, મળ્યા એકાન્તે સુખધામ;
દયાભાવ મનમાં વહી, કરો સેવકનું કામ. ૧૪

એણી પરે ભાવના ભાવતાં, કાપતા કર્મનો વ્રાત;
જલમન્દિરમાં આવતા, અન્તર આતમ સુખશાત. ૧૫

---



## ઢાળ દસમી.

( શ્રીમહાવીર મનોહર રે પ્રણમી શિર નામી રે હાં હાં રે-એ દેશી )

જલમન્દિર જુહારીને રે, સવી ટુંક સિધાવે રે;
હાં હાં રે સવી૦
પાર્શ્વનાથ-સ્તવના કરી રે, ધ્યાનાનલ પ્રગટાવે રે.
હાં હાં રે ધ્યાના૦ ૧

પાપ-પડલ પ્રજવાલીને રે, શુદ્ધાતમ થાવે રે;
હાં હાં રે શુદ્ધા૦
અન્તરાતમ પ્રગટાવીને રે, બહિરભાવ ભગાવે રે.
હાં હાં રે બહિ૦ ૨

અવરોહણ મન ધારતા રે, પ્રાચીન સ્થિતિ ભાવે રે;
હાં હાં રે પ્રાચીન૦
તલહટ્ટીમાંહે આવતા રે, પગ-નસ ખસી જાવે રે.
હાં હાં રે પગ૦ ૩

અસાતા મન ભાવતા રે, ધીરે ઉતરીને આવે રે;
હાં હાં રે ધીરે૦
પગે સોજો ઘણો આવીઓ રે, વેદના બહુ થાવે રે.
હાં હાં રે વેદના૦ ૪

ભિષગ્વર તિહાં કોઇ નહી રે, ઇલાજ નવો થાય રે;
હાં હાં રે ઇલાજ૦
યાત્રાળુઓ આવે સહી રે, ધરતા મન ધ્યાન રે.
હાં હાં રે ધરતા૦ ૫

વેદના સરવે વિસારીને રે, દેશના ખૂબ તાન રે;
હાં હાં રે દેશના૦
તનવેદના મન નવી ગણે રે, ધર્મભાવ મન થાપે રે.
હાં હાં રે ધર્મ૦ ૬

આગ્ય ઇલાજો કર્યો ઘણા રે, અશાતા નવી જાય રે;
હાં હાં રે અશાતા૦

સાધુ છાત્રોનાં મન ઘણાં રે, દેખી અકળાય રે.
હાં હાં રે દેખી૦ ૭

શેઠ વીરચન્દભાઇ તણું રે, મન પત્રે ખેંચાય રે;
હાં હાં રે મન૦
ગુરુ-વેદના ધીરજ ઘણું રે, સુણી આશ્ચર્ય થાય રે.
હાં હાં રે સુણી૦ ૮

છાત્રો ઉપર પત્રો લખી રે, ગુરુ-ભક્તિ જણાવે રે;
હાં હાં રે ગુરુ૦
ઇલાજ કરો દુઃખ નવી ધરો, ખરચ નવી મન ભાવો રે.
હાં હાં રે ખરચ૦ ૯

મંગાવો ખપ જે વસ્તુનો રે, વિલંબ ન ધરાવો રે;
હાં હાં રે વિલંબ૦
ભક્તિ કરો ગુરુદેવની રે, તન મનને લગાવો રે.
હાં હાં રે તન૦ ૧૦

નેકનામી વિદ્યાર્થીએ રે, બહુ ભક્તિ બજાવી રે;
હાં હાં રે બહુ૦
માસકલ્પ તિહાં રહી રે, કલકત્તા સિધાવે રે.
હાં હાં રે કલકત્તા૦ ૧૧

અસાતા જાણી ડોળી કરી રે, સહુ ખંધે ઉઠાવે રે;
હાં હાં રે સહુ૦
પણ ગુરુ છોડી ચાલી જવું રે, સ્વપ્નામાં નવી ભાવે રે.
હાં હાં રે સ્વપ્ના૦ ૧૨

નિજ ધન ખરચી પ્રેમથી રે, મન ભાવના ભાવે રે;
હાં હાં રે મન૦
ગુરુભક્તિ મળે પુણ્યથી રે, વળી વળી ચિત્ત ભાવે રે.
હાં હાં રે વળી૦ ૧૩

મરણુ જીવન શરણું ગુરુ રે, બીજું મન નવી ભાવે રે;
હાં હાં રે બીજું૦
અનુપમ ઉપકારી ગુરુ રે, કહો ચિત્તથી કેમ જાવે રે.
હાં હાં રે કહો૦ ૧૪

વિદ્યાદાન સમો નહી રે, જગ કોઇ ઉપકાર રે;
હાં હાં રે જગ૦
સાચા પિતા જાણો એ સહી રે, જેણે વિજ્ઞ બનાવ્યા રે.
હાં હાં રે જેણે૦ ૧૫

નહિ ગૃહસ્થો ભણાવવા રે, સાધુ એમ કેઇ ભાવે રે;
હાં હાં રે સાધુ૦
જો ભણશે તો સામા થશે રે, પોલ કાઢશે સ્વભાવે રે.
હાં હાં રે પોલ૦ ૧૬

મૂરખ તે માટે રાખવા રે, જુઓ સાધુ સમ ભાવે રે;
હાં હાં રે જુઓ૦
આ વાત ગુરુજીને નવી ગમી રે, પંડિતરત્નો બનાવે રે.
હાં હાં રે પંડિત૦ ૧૭

પશુપ્રાયતા મીટાવીને રે, નરસિંહ બનાવ્યો રે;
હાં હાં રે નર૦

વૈયાકરણ કેઇ કેશરી રે, વેલસિંહાદિ સુહાયા રે.
હાં હાં રે વેલ૦ ૧૮

નૈયાયકશિરોમણિ રે, હરગોવિંદાદિ થાવે રે;
હાં હાં રે હર૦
સાહિત્યરત્નો થયા ઘણા રે, ગુરુરાજ-પ્રતાપે રે.
હાં હાં રે ગુરુ૦ ૧૯

જે ગુરુદેવ-પસાયથી રે, ઉત્તમ પદ પાયા રે;
હાં હાં રે ઉત્તમ૦
તે ગુરુના ઉપકારથી રે, સહુ ઋણી કહાયા રે.
હાં હાં રે સહુ૦ ૨૦

ખંધે ડોળી મન એણી પરે, વિચાર મન થાય રે;
હાં હાં રે વિચાર૦
વિજયેન્દ્રાદિ સાધુઓ રે, ભાવે ડોળી ઉઠાવે રે.
હાં હાં રે ભાવે૦ ૨૧

હર્ષચન્દ્ર સૌભાગ્ય વળી રે, અમથાલાલ-સુત ભાવે રે;
હાં હાં રે અમથા૦
હરગોવિન્દ નરસિંહ ફરી રે, સહુ વારે ઉઠાવે રે.
હાં હાં રે સહુ૦ ૨૨

જેઠાલાલભાઇ ભીમજી રે, અભયચન્દ્ર સુહાવે રે;
હાં હાં રે અભય૦
ઇત્યાદિ મળી સવી વિચરતા રે, ગુરુભક્તિ બજાવે રે.
હાં હાં રે ગુરુ૦ ૨૩

સવી ગામે ભાષણ આપતા રે, ધર્મધ્વજ ફરકાવે રે;
હાં હાં રે ધર્મ૦
દેહપીડા મન નવી ગણે રે, ધર્મોન્નતિ જો થાવે રે.
હાં હાં રે ધર્મો૦ ૨૪

માંસાહારી બંગવાસીને રે, ઘણી યુક્તિ ઠસાવે રે;
હાં હાં રે ઘણી૦
ખાન પાન વિચારીને રે, દેવીભકતો સમજાવે રે.
હાં હાં રે દેવી૦ ૨૫

દેવીભાગવત સુણાવીને રે, શુદ્ધાહારી બનાવે રે;
હાં હાં રે શુદ્ધા૦
ખડ્ગ અજા પાઠા તણાં રે, કૂપમાંહે નંખાવે રે.
હાં હાં રે કૂપ૦ ૨૬

ધર્મધ્યાને દેવયોગથી રે, સવી રોગ મીટ જાવે રે;
હાં હાં રે સવી૦
ધીરે ધીરે ગુરુ ચાલતા રે, કલકત્તા પાસ આવે રે.
હાં હાં રે કલકત્તા૦ ૨૭

કેઇક નિન્દક વાસીએ રે, જઇ ખાર બીછાવ્યો રે;
હાં હાં રે જઇ૦
ગુરુ-આગમ જાણી કરી રે, નિન્દાપાઠ ભણાવ્યો રે.
હાં હાં રે નિન્દા૦ ૨૮

પણ તે નીચ સમજે નહી રે, પાપ-પાઠ શિખાવ્યો રે;
હાં હાં રે પાપ૦

સાધુ થયા તો શું થયું રે, જે નિન્દા નવી ત્યાગી રે.
હાં હાં રે જે૦ ૨૯

માતા કરતાં અધિક સહી રે, ઉપકારી તે રાગી રે;
હાં હાં રે ઉપકારી૦
માતા સાફ હાથથી કરે રે, એ જિહ્વાથી બિચારો રે.
હાં હાં રે એ૦ ૩૦

ગાળીવાળો દે ગાળીઓ રે, જે હોય નિજ પાસે રે;
હાં હાં રે જે૦
શશ-વિષાણુ નવી આપીઓ રે, કોઇ નહી તે ખાસ રે.
હાં હાં રે કોઇ૦ ૩૧

મુજ પાસે ધન તેહવું નહી રે, કહો કેમ તે અપાય રે;
હાં હાં રે કહો૦
ધન્ય નિન્દક પુરુષને રે, સાવચેતતા કરાય રે.
હાં હાં રે સાવ૦ ૩૨

અવગુણ મમ પાસે જો સહી રે, તો સત્ય સમજાવે રે;
હાં હાં રે તો૦
જો અવગુણ તે મુજ નહી રે, મૃષાવાદી તો થાવે રે.
હાં હાં રે મૃષા૦ ૩૩

મૃષાવાદી પ્રાણીઆ રે, દુર્ગતિમાં સિધાવે રે;
હાં હાં રે દુર્ગતિ૦
કરુણાભાવ તેહ ઉપરે રે, મુજ મન ઘણો આવે રે.
હાં હાં રે મુજ૦ ૩૪

એ રીતે ગુણગ્રાહીને રે, ભૂરિ ભૂરિ સમજાવે રે;
હાં હાં રે ભૂરિ૦
વચનામૃત-વરસાદને રે, બહુ પરે છંટકાવે રે.
હાં હાં રે બહુ૦ ૩૫

નિન્દાપાત્ર નિન્દક બન્યા રે, લોક થૂ થૂ કહાવે રે;
હાં હાં રે લોક૦
ગુરુ બ્રહ્મ-દીપ પતંગીઆ રે, ધર્મ મંગલ તે થાવે રે.
હાં હાં રે ધર્મ૦ ૩૬

---




કલકત્તામાં પધારીઆ, વર્તલાસ્ટ્રીટ મોઝાર;
શ્રોતા વ્યાખ્યાને બહુ આવીઆ, બેસવા સ્થાન ન લગાર. ૧

પ્રથમ દિવસ વ્યાખ્યાનમાં, જન-સંખ્યાનો નહી પાર;
તે કારણ સ્થાન અવરમાં, આપે વ્યાખ્યાન ધરી પ્યાર. ૨

બમણી મળી ત્યાં પર્ષદા, મુકામ ત્રીજું બદલાય;
એ રીતે બદલાવે તદા, સ્થાન અવર ચિત્ત લાય. ૩

સાત દિવસ વ્યાખ્યાનમાં, સાત મુકામ બદલાય;
વિશાલ સ્થાન અભાવમાં, ઝગડા એણીપરે થાય. ૪

ઉપાસરો ત્યાં એક નહી, ઘણી અફસોસની વાત;
રહેવા મુકામો બહુ સહી, ન ધર્મકાજે અવદાત. ૫

બાબૂ તે સાબૂ સરિખા, કપડામાં ડાઘ ન લગાર;
ખાન પાન ખરચ્યો ઘણા, ધર્મે કરાય વિચાર. ૬

વ્યાખ્યાનસ્થાનાભાવથી, જણાવ્યો નિજ અભિપ્રાય;
કરશું વિહાર અમે કાલથી, નહી સંશય મન ભાય. ૭

વાત સુણી વિહારની, સંઘ મળ્યો તે વાર;
સ્થાનાભાવે ગુરુ-વિહારની, વાત કહી સુખકાર. ૮

મુકામ ભાડે લઇ કરી, કરાવો તિહાં વ્યાખ્યાન;
વાત સુણી ગુરુ સ્થિરમને, નહી ભાડે મુજ આખ્યાન. ૯

ધર્મરસિક જે શ્રાવકો, આપે પોતાનું જો સ્થાન;
તો રહેવું આ નગરમાં, નહી તો બીજે મન માન. ૧૦

ગુરુ-વચન સુણતાં થકાં, ઉત્સાહ મનમાં અપાર;
મધ્ય સભામાં ઉઠી કરી, વદે શ્રાવકત્રયી સાર. ૧૧

સ્થાન અમારાં તયાર છે, નહિ ભાડાનું મુજ કામ;
ધર્મધ્યાન વ્યાખ્યાન છે, પવિત્ર કરો મુજ ધામ. ૧૨

એકવાર દૃષ્ટિએ જોઇને, જણાવો નિજ અભિપ્રાય;
હનુમાન તનુજ સ્થાનને, સ્વીકારે ગુરુ ચિત્ત લાય. ૧૩

કેનીંગ સ્ટ્રીટ સોહામણું, રાજમારગ પર ધાર;
હજારો જન સમાજ તણું, કલ્યાણ તિહાં નિરધાર. ૧૪

તે સમય પંચ ભાવુકે, જણાવ્યો નિજ અભિપ્રાય;
સર્વવિરતિના દાનનો, સંઘ સમક્ષ વિચાર. ૧૫

સંઘ શ્રીરાજનગર તણો, યાત્રા કરવા સુખ કાજ;
તે પણ વ્યાખ્યાનમાં, વાત સુણે સુખ કાજ. ૧૬
અનુમતિ માતા પિતા તણી, મેળવો સુણો મનરંગ;
એ રીતે યુક્તિ આપી ઘણી, સમજાવે સંઘ સહુ ચંગ. ૧૭
માતા પિતા પરલોક ગયાં, અમે સ્વતંત્ર વિભાવ;
પુખ્ત ઉમ્મરના અમે થયા, નહી અમ કોઈ અટકાવ. ૧૮
મન રાજી કાજી શું કરે ?, નહી વિલંબ મન ભાવ;
વૈરાગ્યવાસ મુખ્ય તેહમાં, કારણ શુદ્ધ વિભાવ. ૧૯
દીક્ષા તણા ઉદ્દેશથી, ગુરુકુલ-વાસ એ ખાસ;
તજ્યો સ્વદેશ તે કારણે, નહી વિષયવાસ પાસ. ૨૦
ઉત્તર સંઘને તે આપતા, આનન્દ અંગ ન માય;
અનુમતિ સંઘ આપીને, કરે ઉત્સવ સુખદાય. ૨૧
વિઘ્નસંતોષી તે જાણીને, નાખે વિઘ્નોના પ્રાત;
જૂઠા તારો કરાવીને, કરે ધાંધલ વિખવાદ. ૨૨
સંઘને બહુ ત્યાં ચલાવવા, રચી પ્રપંચની જાળ;
વિદ્યાર્થીને હુકમ નહી, દીક્ષા લેવાનો નિહાળ. ૨૩
યુક્તિ તે મૂરખ જાણે નહી, જિહાં લગે શાલા મોઝાર;
રહેવું તિહાં લગે સહી, એહ નિયમ નિરધાર. ૨૪
જાવજીવ નિયમ નહિ, શાસન—છેદ કરનાર;
શાલા ન ત્રુટે તે કારણે, એહ નિયમ અવધાર. ૨૫
શાળા છોડી છૂટો થયો, હવે નહી નિયમ લગાર;
નિન્દકજન લખાણથી, ભીતિ ન મનમાંહે ધાર. ૨૬

સંઘ-અનુમતિ જો સહી, તો થાય કામ સુખકાર;
ષટ્કાયરક્ષક તે સહી, એ ખૂબ નિશ્ચય વિચાર. ૨૭
પરોપકારને કારણે, આત્મભોગ દેનાર;
જો જાવું કુગતિ-બારણે, તો અન્તરાય મન ધાર. ૨૮
ધૈર્ય ધરી બુધસિંહજી, વદે વચન મનોહાર;
ચૂડા નહીં કર-કમલમાં, પહેર્યા અમે દિલ ધાર. ૨૯
કોર્ટ-બાર ઉઘાડાં સહી, જાવો કરો ફરિયાદ;
તાર લખાણો ધમકી નહી, સંઘ થાઓ હોશીઆર. ૩૦
દીક્ષા આપો આડંબરે, હવે નહી વિલંબ લગાર;
ગુરુરાજ હુકમ જે કરે, તે નવી અન્યથા ધાર. ૩૧
વીરચન્દ શેઠ ઉપરે, કર્યા તાર પત્રો અપાર;
ઉત્તર આપે તે ઉપરે, શાલા સાધુ-કાજે ધાર. ૩૨
ધર્મ માટે સારી જીન્દગી, આપવા થયા જે તૈયાર;
ઉત્તમ નર તે જાણવા, ધન્ય તેહનો અવતાર. ૩૩
પાઠશાલા ઉત્તમ ફલી, થયો ધનનો ઉપયોગ;
એ ધન જાણો નીતિ તણું, અવર અસદ્નો યોગ. ૩૪
સ્વાર્થલોલુપી જે વળી, કૃતઘ્નતામાં શિરદાર;
આઇ પી ખોદે જે મળી, અધમ નર તે વિચાર. ૩૫
મુખથી તો જી જી કરે, હૃદય હળાહળ વિષ;
પાપ-પોઠ બાંધી ફરે, ધાર્તરાષ્ટ્ર દુઃખપોષ. ૩૬
શાસન-સેવા કારણે, કર્યા મેં અનેકો વિચાર;
ગુરુરાજ તારણપણે, સફલ થયા મન ધાર. ૩૭

એમ કહી કાગળ તારને, ટોપલી રહી મોઝાર;
પધરાવે આદર ઘણે, વીરચન્દ શેઠ ઉદાર. ૩૮
ધન્ય તે શેઠ—વિચારને, ધન્ય બુદ્ધિના નિધાન;
સાચા મને તે સંઘને, અનુમતિ આપે પ્રધાન. ૩૯
વિઘ્નવાત વિલય થયો, કર્યો ઉત્સવ સુખકાર;
સંઘ ગુરુને આનન્દ તણો, પાર ન રહ્યો લગાર. ૪૦.

---




( ધન્ય ધન્ય તે જગ પ્રાણીઆ મનમોહન મેરે-એ દેશી. )

ધન્ય ધન્ય તે જગ પ્રાણીઆ મનમોહન મેરે
કરતા જન્મ પવિત્ર રે; „
પુત્ર-લગન હર્ષ જે હુવે, „
તેથી અધિક દીસે ગાત્ર રે. „ ૧

ઘર ઘર કુલેકાં નવનવાં, „
આપે તે વાર્ષિક દાન રે; „
રાયબહાદૂર બુધસિંહજી, „
સુગુણ સીપાણી ધાર રે. „ ૨

કનૈયાલાલ મુન્નાલાલજી, „
મારવાડી સાથ વિચાર રે; „

કુચ્છીભાઇ બહુ શુભ મને, મનમોહન મેરે
ગુજરાતી સાથ અપાર રે. ,, ૩

પત્રિકા દેશ દેશાન્તરે, ,,
આપે પેપર ધરી પ્યાર રે; ,,
ઓગણત્રેસઠ સાલનો, ,,
ઉત્તમ વૈશાખ માસ રે. ,, ૪

સુન્દર પંચમી દિવસનો, ,,
યોગ તે ઉત્તમ ખાસ રે; ,,
અઢળક ધન તિહાં વાપરે, ,,
લ્હાવો લક્ષ્મીનો ધાર રે. ,, ૫

વરઘોડો વરસીદાનનો, ,,
ચડતે પહોર મોઝાર રે; ,,
રથ ઘોડા સાંબેલા તણો, ,,
વાજીંત્રનો નહી પાર રે. ,, ૬

સંઘ આગેવાનો ચાલતા, ,,
ભાવના ભાવતા સાર રે; ,,
દાદાવાડીમાંહે આવતા, ,,
સંઘ સકલ પરિવાર રે. ,, ૭

વૈરાગ્ય રંગ તરંગમાં, ,,
ઝીલે સમતાસર ધાર રે; ,,
ડાભઅણી જલબિન્દુ જયું, ,,
વિદ્યુત ચપલ સમાન રે. ,, ૮

જીવન જલધિ-તરંગ જ્યું, મનમોહન મેરે
ગજરાજ-કર્ણ સમાન રે; ,,
યૌવન ક્ષણભંગુર જ્યું, ,,
મદિરાઘટની સમાન રે. ,, ૯

એમ અસારતા ભાવતા, ,,
ઈન્દ્રજાલ મન માન રે; ,,
દર્શને સહુ જન આવતા, ,,
પણ નહી તેહમાં ધ્યાન રે. ,, ૧૦

એહવો પાઠ હૃદયે વસ્યો, ,,
તે કેમ અવરે લોભાય રે; ,,
સંવેગી નામ તે મન વસ્યાં, ,,
સુણો અનુક્રમે કહેવાય રે. ,, ૧૧

દેહગામવાસી સોહામણા, ,,
ધન્ય અમથાલાલ-તનુજ રે; ,,
બેચરદાસ જગમોહના, ,,
નાશી ગયો કામ તુજ રે. ,, ૧૨

માંડલવાસી મનોહરા, ,,
છગનલાલ—તનુજ રે; ,,
પુણ્યે ઉઠાવે ધર્મધુરા, ,,
નરસિંહ તે નિરધાર રે. ,, ૧૩

સૌભાગ્ય સમી-વાસી ખરા, ,,
દસાડા ભક્ત સાર રે; ,,

કુચ્છવાસી જેઠાભાઇનો, મનમોહન મેરે
જન્મ સફળ અવધાર રે. ,, ૧૪

સર્વવિરતિ દાન આપીને, ,,
અભિધાન તે પરમ ઉદાર રે; ,,
વિદ્યાતણો વિજય કરો, ,,
તે વિદ્યાવિજયાભિધાન રે. ,, ૧૫

તાર્કિકશિરોમણિ ખરો, ,,
ન્યાયવિજય અભિધાન રે; ,,
સિદ્ધાન્ત સિંહ પરે ધરો, ,,
સિંહવિજય શુભ નામ રે. ,, ૧૬

જ્ઞાન ધ્યાન રમણ કરો. ,,
મહેન્દ્રવિજય તસ નામ રે; ,,
ભક્તિ વૈયાવચ્ચ ધરો, ,,
ગુણવિજય ગુણ-ધામ રે. ,, ૧૭

ઉપદેશ તે સમય ખરો, ,,
આપે ગુરુ સુખકાર રે; ,,
દીક્ષા લઇ ધ્યાન શુભ ધરો, ,,
ઇશાન કોણ મોઝાર રે. ,, ૧૮

આપી દીક્ષા ઘણા પ્રેમથી, ,,
આવ્યા તે નગર મોઝાર રે; ,,
હનુમાન લક્ષ્મીચંદ્રના, ,,
મુકામે વ્યાખ્યાન ધાર રે. ,, ૧૯

વિદ્વાનો કેઈ તિહાં આવતા, મનમોહન મેરે.
તત્ત્વજિજ્ઞાસાની કાજ રે; „
સતીશચન્દ્ર સુબોધચન્દ્રજી, „
અધ્યયન કરે મનોહાર રે. „ ૨૦

જાણી વિદ્વત્તા ગુરુરાજની, „
કરાવે પબ્લીક વ્યાખ્યાન રે; „
સાહિત્યસભા બંગવાસિની, „
જિહાં અનેકો વિદ્વાન રે. „ ૨૧

વાર્તાલાપ ગીર્વાણમાં, „
માંસાહારનું તે વિધાન રે; „
મનુસ્મૃત્યાદિ શાસ્ત્રમાં, „
છે વિધિ અપરંપાર રે. „ ૨૨

દોષ નહી કોઇ તેહમાં, „
વળી વેદાદિ પ્રમાણ રે; „
તેહના શાસ્ત્ર-પ્રમાણથી, „
વિધાન કર્યું અપ્રમાણ રે. „ ૨૩

અહિંસા—દિગ્દર્શન ભલું, „
તે કાજે કર્યું ત્યાં નિર્માણ રે; „
યુક્તિ પ્રમાણ કબૂલ કરી, „
તજ્યો તે આહાર અસાર રે. „ ૨૪

આપ્યું વ્યાખ્યાન ઘણા પ્રેમથી, „
કરતાલ-ધ્વનિનો ન પાર રે; „

ધન્યવાદ બોલે ભાવથી, મનમોહન મેરે.
સભાજન આનન્દ ધાર રે. ,, ૨૫

તે દિનથી બહુ રાગી થયા, ,,
બંગાળી વિદ્વાનો સાર રે; ,,
સુબોધ સતીશચન્દ્ર ખરા, ,,
હરિસત્યાદિ નિરધાર રે. ,, ૨૬

આશુતોષ મુકરજી મળી, ,,
ફણીભૂષણ વાગીશ સાર રે; ,,
અમૂલ્યચરણ ઘોષ મળી, ,,
સુણે વ્યાખ્યાન ધરી પ્યાર રે. ,, ૨૭

ડૉકટર સુબોધચન્દ્રજી, ,,
જૈનધર્મી થયા ખાસ રે; ,,
વિચારે જૈન બીજા જાણવા, ,,
આચરણ નહી તે પાસ રે. ,, ૨૮

પબ્લીક વ્યાખ્યાનો ઘણાં, ,,
આપે અતિ મનોહાર રે; ,,
શ્રવણ મનન તે બહુ કરે, ,,
પરિચય કરે વારો વાર રે. ,, ૨૯

મગધ દેશ—વિહારમાં, ,,
દીઠું અપૂર્વ એક સ્થાન રે; ,,
ગુરુકુલ થાય જો તેહમાં ,,
ધર્મ મંગલ શુભ પાન રે મનમોહન મેરે. ૩૦

---




વિદ્વાન-સમાગમ ઘણો, દિન પ્રતિ વધતો જાય;
સભા સોસાઈટી તણો, પ્રેમ-પ્રકર્ષ બન્ધાય. ૧

ગુણગ્રાહી જનતા જનો, પક્ષપાત કરી દૂર;
માર્ગ તર્ક-પ્રણાલીનો, ગ્રહે નિડર થઈ ધીર. ૨

તે કારણ ઠામ ઠામમાં, ગુરુ-કીર્તન ગવરાય;
સંઘ સકલ સમુદાયમા, સુણી પુલકિત મન થાય. ૩

એક સમયે શુભ યોગમાં, વ્યાખ્યાન પીઠ મોઝાર;
જિનશાસન ઉદ્ધારમાં, નીકળી વાત મનોહાર. ૪

પાવાપુરી સોહામણું, ચરમજિન-નિર્વાણ;
ગુરુકુલવાસ રળીઆમણું, થાય તો જન-કલ્યાણ. ૫

જૈનેતર સારા વર્ગને, દાખલ તેહમાં કરાય;
સંસ્કારી સારા બનાવીને, ઉપદેશ તેથી અપાય. ૬

ચારે વર્ણોના બાળને, શાસ્ત્ર-રહસ્ય દેવાય;
તો હિંસા આ દેશથી, છોડી અવરે પલાય. ૭

ઈન્દ્રભૂતિ ગણધર તણા, શિષ્યો પચ્ચાસ હજાર;
ત્રૈલોક્યદીપક પ્રભુ તણા, શિષ્યો તણો નહી પાર. ૮

પ્રાયે જગદીશ્વર ઘણું, વિચર્યા તે દેશ મોઝાર;
તેથી અહિંસક મેદિની, નહી અધર્મ લગાર. ૯

તેહ મગધદેશ તણા, જુઓ બહુ હાલ ખરાબ;
ચટણી પણ માકણ તણી !, કહ્યું અધિક નવી જાય. ૧૦
એકછત્ર રાજ્ય જૈનનું, હતું જે મગધ મોઝાર;
તે કારણ દ્વેષી વર્ગને, લખવા સમય નિરધાર. ૧૧
મગધદેશમાં જેહ મરે, તે સવી ગર્દભ થાય;
રામનગરથી તે કારણે, કાશીમાં લઇ જવાય. ૧૨
સાગરદીપિ બ્રાહ્મણ તણો, નહી શ્રાદ્ધમાં અધિકાર;
શ્રાદ્ધમાં માંસાહાર ઘણો, જૈન દ્વિજોને નવી ધાર. ૧૩
સાગરદીપિ જૈન સર્વદા, ન રહ્યા એક ધર્મ બહાર;
તેથી લખવા સમય મળ્યો, પ્રબલ દ્વેષ અવધાર. ૧૪
ધર્મ હૃદયે જો હોય જરા, જો હોય શાસન-રાગ;
ધર્મ વૃદ્ધિની જો હોય ત્વરા, તો પહેરો વીર-પોશાક. ૧૫
કટિબદ્ધ થાઓ તુમે, મ કરો વિલંબ લગાર;
હું પણ તેહીજ કારણે, જન્મ અર્પણ કરૂં સાર. ૧૬
ઉન્નતિ જ્ઞાન વિના નહી, ગુરુકુલ જ્ઞાન-આધાર;
તે કારણ ટીપ શરૂ કરો, વ્યાખ્યાનસભા મોઝાર. ૧૭
ઉત્સાહી ગુરુ-વચનથી, ન કરે વિલંબ લગાર;
તત્કાલ ટીપણી શરૂ કરી, માસિક એક હજાર. ૧૮
ખરચ અધિક ચિન્તા ઘણી, થાપો ગુરુકુલવાસ;
જોઇએ તે આપીશું સહી, સંઘ-વચન એ ખાસ. ૧૯
વચન સહુનાં લેઇ કરી, કર્યું ચોમાસું સુખકાર;
વીરચંદભાઇ આવ્યા ઈહાં, શિખરજી-કાજે દિલ ધાર.૨૦

પર્યુષણ સમય તિહાં, ધામધૂમનો નહી પાર;
વ્યાખ્યાનો જોર શોર સહી, પ્રભાવના મનોહાર. ૨૧

સવી ગચ્છવાસી આવે વહી, કરે પ્રતિક્રમણ એક;
ભેદભાવ અવસર નહી, ગુરુ-અતિશયની તે ટેક. ૨૨

સદુપયોગ નિજ દ્રવ્યનો, ગુરુવચને કરે એહ;
વીરચન્દશેઠના ભાવનો, મળ્યો સમય સસનેહ. ૨૩

ગુરુકુલની વાત સુણી, સખાવતોમાં પ્રખ્યાત;
લાભ લેવા ચૂકે નહી, કરે વિનતિ અવદાત. ૨૪

કામ ફરમાવો જે સહી, કરવા સેવક તૈયાર;
સંકોચ રાખો મન નહી, કરું તુમ વચનાનુસાર. ૨૫

વિદ્યાર્થી છે જે તુમ કને, તેહનું ખરચ જે થાય;
માસિક આપીશ તેહને, નહી બીજાનું તે કરાય. ૨૬

એમ કહી વિદાય થયા, લઈ ગુરુ-શિક્ષા રસાળ;
તૈયારી કરી સર્વ તેહની, નહી આળસ તે લગાર. ૨૭






( આ છે લાલની દેશી. )

ચાતુર્માસ પૂરૂં થાય, કાર્યો અનેક કરાય, આ છે લાલ.
વાત સુણો રળીઆમણી જી;
કાર્તિકી પૂનમ ધાર, રથયાત્રા મનોહાર, ,,
ભારતવર્ષ પ્રથમ કહી જી. ૧

તારો ત્રુટે તેણી વાર; ટ્રાસો તે બંધ રખાય, ,,
રથ ઘોડાની ગણના નહી જી;
જન-સંખ્યાનો નહી પાર, ઉડે પતાકા અપાર, ,,
ઉઘાડા પગે સહુ ચાલતા જી. ૨

વાજીંત્ર અપૂર્વ વખાણુ, છત્રીસ રાગના તે જાણુ, ,,
વચ્ચે શિબિકા ધર્મનાથની જી;
બાબૂ-કુમાર ધરી ચ્યાર, નિજ ખંધમાં લેઇ સાર, ,,
હીરા મોતીની આંગી ભલીજી. ૩

સુન્દર સજે શણગાર, કંઠમાં મોતીના હાર, ,,
અંગુઠી હીરા રતન તણી જી;
શિર ખુણાલો રે ખૂપ, જામા પહેરી બન્યા ભૂપ, ,,
ઠાઠ માઠની નહી મણા જી. ૪

ખરચ રથ-યાત્રાએ થાય, પાંદડી મળી ત્યાં કરાય, ,,
ખૂટે તે મન્દિર સવી ભોગવે જી;

લ્યે લ્હાવો બાબૂ-કુમાર, ખરચ મન્દિરથી કરાય, આ છે લાલ
કૂલ્યા ફરે જંસ-લોભમાં જી. ૫

વાતો મ્હોટી મ્હોટી થાય, ખરચ ટીપાર્ટીએ કરાય, ,,
ચન્દામાં એકીસ હોય ઘણા જી;
સફેદ કપડાં પહેરાય, ધોતીમાં વળ બહુ દેવાય, ,,
અજપરે પાન ચાવે ઘણાં જી. ૬

બોલતાં ઉડે મુખે થૂંક, બીજા પણ થાય અશુદ્ધ, ,,
વાતો તે જૂઠી સવી તેહની જી;
વિવાહે ખરચ ન હીસાબ, ધર્મમાં ખરચો ગણાય, ,,
બેકાળજીનો પાર નહી જી. ૭

રાજા રજવાડે જવાય, ધક્કા તિહાં બહુ ખવાય, ,,
આળસ નાવે તે કામમાં જી;
આપબડાઇનો નહી પાર, ધર્મમાં ઝગડા અપાર, ,,
કર્મમાં તે કોઇ નવો ગણે જી. ૮

ખોયો તે ધર્મ-આચાર, ભ્રષ્ટતાનો નહી પાર, ,,
ઓસવાલ-અવનતિ ઘણી જી;
રત્નપ્રભ સૂરિરાય, શુદ્ધ આચાર લાવ્યા ખાસ, ,,
અભિમાનમાં સવી ડુબીઆ જી. ૯

ઓસવાલ મ્હોટા કહેવાય, અવર તે છોટા ગણાય, ,,
ધર્મ મૂરખ સમજે નહી જી;
મ્હોટાઈ આચારે નીહાળ, નહી કુળમાં અવધાર, ,,
આચારે શુદ્ધ મ્હોટા કહ્યા જી. ૧૦

સાધર્મિવત્સલ કરે સાર, ગુજરાતી અલગ રખાય, આ છે હાલ
ધર્મ તુમારો કહો કીહાં ગયો જી;
ઉત્તરાધ્યયન નીહાળ, ચંડાળ પ્રાહ્મણ કરાય, ,,
શુદ્ધિ દાધિવાહનીએ કરી જી. ૧૧

તેની પાછળ પણ વિચાર, જૈનાચાર્યોને અવધાર, ,,
ગ્રીક લોકોને પણ જૈન કર્યા જી;
ગુણ કર્મે જાતિ સંભાળ, નહી જન્મથી તે ધાર, ,,
ભોજન-ભેદ શા કારણે જી ? ૧૨

નાઇ કહાર-કર ખવાય, અશુદ્ધ કરે તે આહાર. ,,
ગુજરાતી સાથ ખાતાં થરથરે જી;
ધર્મી લોકથી રહે દૂર, કરાવે વેશ્યા-નાચ શૂર, ,,
ભાંગો ઉડાવે ઘણા પ્રેમથી જી. ૧૩

કલકત્તા બાબૂજીની વાત, અજીમગંજ પણ ખ્યાત, ,,
વિશેષ વાત સુણો તેહની જી;
ગ્રામાધિપતિ એહ, નહી તળાવના દે ઠેક, ,,
મચ્છીમારને આપે હોંશથી જી. ૧૪

આવક તેહની જે થાય, નજરાણારૂપે લખાય, ,,
ધર્મ કામોમાં ખરચે તેહને જી;
ગીની પ્રભાવના કરાય, સાધર્મિ-વત્સલો પણ થાય, ,,
સાધુ-ચોમાસે ખરચે સવી જી. ૧૫

જુઓ દયાળુ મનોહાર, બાબૂજી તણો એ આચાર, ,,
ધર્મભાવના કહો કેહવી જી ?;

બાબૂ સાહેબના દિવાન, છોટા બેઠામાં કર્યું થાન, આ છે લાલ
વાત તેથી જાણી સવી જી. ૧૬

આપે ઉપદેશ ગુરુરાય, શુદ્ધાહારનો દઈ ભાર, „
કહે તુમ ભક્તોને તે કહો જી;
અમ મચ્છી અલ્પ આહાર, અબળોના ઠેકા દેવાય, „
આવે નાખ્યાં અમ હાથમાં જી. ૧૭

જેવું ખાય ભવી અન્ન, તેહવું હોય નિજ મન, „
એ કહેવત સાચી કરી જી;
પણ એ ન માનું હું વાત, ઉત્તમ કુળ અવદાત, „
સાચી જો હોય તો શોક ઘણો જી. ૧૮

હૃદયે જો હોય શુદ્ધ ધર્મ, ત્યાગો એ ઠગબાજી-મર્મ, „
જ્ઞાનદશા મનમાં ભજો જી;
જૈનત્વ કરો વિચાર, પાળો નિજ કુલ-આચાર, „
શુદ્ધ આચાર અનુસરો જી. ૧૯

જિહાં છે શુદ્ધ આચાર, વિચાર તિહાં શુદ્ધ ધાર, „
શુદ્ધિ કપડા સાફમાં નહીં જી;
જાણો એ સાચો ઉપદેશ, શુદ્ધ ધર્મમાં પ્રવેશ, „
કરો તો સુખ છોડે નહીં જી. ૨૦

બાબૂ ઉદ્દેશી વ્યાખ્યાન, નહીં મન બીજું આખ્યાન, „
હિતકારણ શીખ એ કહી જી;
મહા શિક્ષા ધરી પ્યાર, તજો અજ્ઞાન-પ્રચાર, „
ધર્મ મંગલ તો થાય ઘણું જી. ૨૧

---




ભાવુક એક દીક્ષા ગ્રહી, વિહાર પ્રસ્થાન કરાય;
વ્યાખ્યાનો જોર શોર સહી, સર્વ પ્રદેશમાં અપાય. ૧
બાલુચરમાં પ્રવેશ કરી, જિન-દર્શન સુખકાર;
બિંબ રતન પન્નાતણાં, તેહ પ્રદેશમાંહિ ધાર. ૨
અજીમગંજ નાવે ઉતરી, કર્યો પ્રવેશ મનોહાર;
બુધસિંહાદિ મન ધરી, સુણે વ્યાખ્યાન દિલ ધાર. ૩
ધનપતિ-મંદિર દીપતું, ગૃહે ચૈત્યો પણ ધાર;
કુંપક—મન ક્ષોભાવતું, સુન્દર મન્દિર સાર. ૪
આપ્યાં વ્યાખ્યાનો ભાવથી, કર્યો નાથનગર વિહાર;
વાસુપૂજ્ય મનમાં ધરી, ભેટવા ગયા તેણી વાર. ૫

---




( પારસનાથ આધાર ભવિક જન પારસનાથ આધાર—એ દેશી )
ગુરુદેવ પરમ આધાર ભવિકજન ગુરુદેવ પરમ આધાર
ભવજલ-તારણહાર ” ” ” ”
કલ્યાણ-કારણ ગુરુ નિહાળો, અવર સ્વારથીઆ સંભાળો.
ભવિકજન ગુરુદેવ પરમ આધાર
કલકત્તાથી શાન્તિપુરીમાં, ત્યાંથી નદીઆ મન ધાર. ભવિ૦ ૧

આલુચર ને અજીમગંજમાં, નાથનગર નિરધાર; „
તે અનુક્રમે કર્યો વિહાર, શાન્તિ-સેવધિ ભંડાર. „ ૨
ગંગાપાર નદીઆમાં પધાર્યા, વેદાન્તશાલાએ સિધાવ્યા; „
કષ્ટ પડ્યું તે વિહારે ઘણેરૂં, સવી મન ધૈર્ય હરનારૂં. „ ૩
પણ તે દુઃખોથી ગુરુ ન કંટાળે, વેદાન્તશાળા નિહાળે; „
રાજમારગમાં ઘણી દુર્ગન્ધિ, મચ્છી માંસની એ છે સન્ધિ. „ ૪
શાક જેમ બજારે વેચાય, ઘૃણા તે જન નવી થાય, „
ચારે વર્ણોનો એ છે આહાર, શાસ્ત્ર પ્રમાણ નહિ પાર. „ ૫
વ્રજવાસી જન કદી ન ખાવે, શુદ્ધાહારી તે કહાવે; „
સંન્યાસી એક વેદાન્ત ભણાવે, પણ ન તે વાત સમજાવે. „ ૬
સત્ય બ્રહ્મ બીજું મિથ્યા જણાવે, કહો તે કઇ રીતે ત્યજાવે, „
ગુરુ-દર્શનથી આનન્દ ભાવે, ધન્ય દિવસ દિલ લાવે. „ ૭
વાર્તાલાપ સંસ્કૃતમાં કીના, ગુરુ-ઉપદેશામૃત પીનો; „
ન્યાય-પાઠનું કેન્દ્ર-થાન વખાણ્યો, ન્યાયના સાર્વભૌમ જાણ્યો.„ ૮
પ્રયાગરાજ વ્યાખ્યાનથી જાણ્યા, મનમાં તે તરત પીછાણ્યા; „
અદ્વૈત વિદ્વાન સાધુ એ જાણો, કહે છાત્રોને મન આણો. „ ૯
પુણ્યોદયે એવો સાધુ-સમાગમ, થયું પવિત્ર નિજ ધામ; „
આહાર પાણીનો રિવાજ પૂછી, ભક્તિ ન કરે કંઇ તે ઓછી.„ ૧૦
નૈયાયિક વિદ્વાનોને મળવા, ગયા ગુરુ તે ગોષ્ઠી કરવા; „
યદુનાથ સાર્વભૌમની પાસે, તે ન્યાયચક્રવર્તી ખાસ. „ ૧૧
જનદર્શન તુમે માનો છો કેહવું, કહો મન રૂચે જેમ તેહવું; „
ખંડનમાં ભીતિ નહિ અમને, યુક્તિ-સમૂહ દાખું તમને. „ ૧૨

સ્તુતિ કરવા શબ્દ નહિ પાસ, જૈનધર્મ માટે ખાસ; ભવિ૦
નાસ્તિક જૈનોને જે કહે છે, તે પોતે શિર વહોરી લ્યે છે. ,, ૧૩
આસ્તિક-મુખ્ય જૈનો કહાવે, તત્ત્વો તેવાં ન બીજે ભાવે; ,,
પંડિતો ઉત્તર એણીપરે આપે, જૈનધર્મ મુખ્ય થાપે. ,, ૧૪
જૈનદર્શનનાં પુસ્તકો આપ્યાં, પંડિતે બહુ પ્રેમે થાપ્યાં; ,,
ત્યાંથી રાજકૃષ્ણ તર્કપંચાનન, ઘરે ગયા શુભવાન. ,, ૧૫
દુર્ગંન્ધિ રસ્તામાં ઘણી આવે, મચ્છી-રાયતાં ખૂબ ખાવે; ,,
ઘૃણા આવી ત્યાંથી પાછા વળીઆ, આવી પંડિતો પાયે પડીઆ ૧૬
પાંચ રૂપીઆ ભેટના લાવ્યા, ગુરુજીએ બહુ સમજાવ્યા; ,,
પબ્લીક વ્યાખ્યાન ઇચ્છા ધરાવી, પંડિત-મન નવિ ભાવી. ,, ૧૭
જૈનસાધુ જો વ્યાખ્યાન કરશે, તત્ત્વો તેહનાં તો ફેલાશે; ,,
યુક્તિ અધિક નહી મુજ પાસે, નિરસન કેમ કરી થાશે. ,, ૧૮
સમાજી માફક નહી તે ઉલ્લંઠ, યદ્વા તદ્વા બોલે બંઠ; ,,
યુક્તિ પ્રમાણ તત્ત્વોને નીહાળે, અવર તે દિલ ન સંભાળે. ,, ૧૯
નિવેદક તેથી કોઇ નવી થાય, વ્યાખ્યાન કહો કેમ કરાય ?; ,,
ન્યાયમાં શૂરા તે પંડિત પૂરા, અવર તે જાણો અધૂરા. ,, ૨૦
દયાનન્દીઓમાં તે ન સુહાવે, શઠતાએ જગ ભરમાવે; ,,
પ્રત્યુત્તરના અભાવે જાણો, પબ્લીકનો રહ્યો નહી ટાણો. ,, ૨૧
પુસ્તક આપ્યાં વિદ્વાનોને, ખંડનબુદ્ધિએ દેખો એહને; ,,
યુક્તિ-કસોટી તત્ત્વોમાં નાવે, તે કેમ તત્ત્વો કહાવે ? ,, ૨૨
સ્યાદ્વાદ મહાનરેન્દ્રની છાપ, તેહમાં નહિ ભૂલ થાપ; ,,
વિહાર કરી પાવાપુરી આવ્યા, વિહારવાસી મન ભાવ્યા. ,, ૨૩
ગુજરાતથી વિહાર કરંતા, પં૦ વીરવિજય આવંતા; ,,
આવ્યા તે ગુરુજીને મળવા કાજે, મિત્ર-સમાગમ ખૂબ રાજે. ,, ૨૪

વીર-નિર્વાણનું સ્થાન એ જાણ્યો, ઉત્તમ મંચો સવી ટાણ્યો; ભવિક૦
ઉત્સવ મહોત્સવ તિહાં બહુ કીધો, વડી-દીક્ષાનો લ્હાવો લીધો. „ ૨૫
પંન્યાસ પાસે તે દીક્ષા કરાવી, મહાવ્રત પંચ ઉચરાવી; „
ગોવિન્દચન્દે લ્હાવો તે લીધો, ધર્મોપદેશ-રસ પીધો. „ ૨૬
ગુરુકુલ ખોલવાની તૈયારી, કરે ગુરુ-ભક્તિ સુખકારી; „
પંન્યાસજી શિખરજી પધાર્યા, યાત્રા કરવા તે સિધાવ્યા. „ ૨૭
મુંબઈથી તારો ઘણા આવે, પાઠશાલા તુટી જાય; „
વિદ્યાર્થી ભાગ્યા રહ્યા પાંચ, દ્વેષી લોકોનો એ પ્રપંચ. „ ૨૮
સોયે કૂવું હજારમાં કાણ્યો, તેથી બરાબી એંચો ઠાણ્યો; „
વળી પડે જો અન્ધાશું કામ, લજાનું નહી વળી કામ. „ ૨૯
બાકી રહેલા ખાનપાનમાં શૂરા, ટાપટીપમાં ન અધૂરા; „
કલ્પવૃક્ષ તે હવે ઉખડી જાવે, વીરચન્દશેઠ તે જણાવે. „ ૩૦
જલ્દી વિહાર કરો ગુરુ પ્યારા, શાસનથંભ છો અમ્હારા; „
અવરથી તે શાલા નવી ચાલે, મુજ મનમાં તે ઘણું સાલે. „ ૩૧
એ રીતે આગ્રહ શેઠે બહુ કીધો, ગુરુએ લાભ માની લીધો; „
પાંચ સાધુ છાત્રોને ફરમાવે, કરો વિહાર શુભ ભાવે. „ ૩૨
પાછળથી અમે આવશું વહેલા, જાવો તુમે સહુ પહેલા; „
ખંડ બીજો પૂરો મનમાં ભાવો, ધર્મ મંગલ મવરાવો. „ ૩૩

इत्युपाध्यायश्रीमंगलविजयविरचिते धर्मजीवनप्रदीपे काशीगमन-शालास्थापन-ग्रन्थमालोद्घाटन-काशीनरेशसमागम-प्रयागराजगमन-रामभिश्रव्याख्यान-संमेतशैलयात्रा-कलकत्तागमन--दीक्षादान-नदीआशान्ति--पावापुरीगमन-काशीप्रत्यागमन-प्रस्थानवर्णननामा द्वितीयःखण्डः समाप्तः २



# ખંડ ત્રીજો.

દૂહા.

સંક્લેશજનક રાગની, સત્તા જેહમાં ન લગાર;
શમ-કંઠદાહક દ્વેષની, વસ્તુસ્થિતિ નવી ધાર. ૧
ઉત્તમજ્ઞાન જે ઢાંકતો, વિપરીત કાજ કરનાર;
સ્વસંપત્તિને હઠાવતો, તે મોહનો પ્રચાર. ૨
ત્રૈલોક્ય ખ્યાતિ જેહની, જે વીતરાગ સ્વરૂપ;
સર્વજ્ઞતા ખરી તેહની, શાશ્વત સુખના જે ભૂપ. ૩
જે સવી દેવોને પૂજ્ય છે, જે સવી યોગીને ધ્યેય;
સ્રષ્ટા નીતિના સવી જેહ છે, તે વીતરાગ ઉપાદેય. ૪
વરકાણા જગદીશ્વરૂ, મક્ષી અવન્તી તીર્થરૂપ;
વારાણસીય સુહંકરૂ, શ્રીવામેય જગભૂપ. ૫
ગુરુદેવ-જીવન સુન્દરૂ, ગુણ-મણિ રયણ ભંડાર;
શ્રોતા શ્રવણ-પ્રિયંકરૂ, ભવદુઃખ ટાલનહાર. ૬
સાવધાને શ્રવણ કરો, રાખો ન પ્રમાદ લગાર;
ખંડ ત્રીજો હવે ચિત્ત ધરો, આણી હર્ષ અપાર. ૭

---

## ઢાળ પહેલી.

( ધર્મજિનેશ્વર ગાવો રંગશું–એ દેશી )

વિહારથી પાટલીપુત્રમાં આવીઆ, માસકલ્પ તિહાં કરાય; સુજ્ઞાની
ધન્ય તે દિવસ ધન્ય વેલા ઘડી, જિહાં ધરે ગુરુદેવ પાય. ,,
સેવો ભવી શુભ મને ગુરુદેવને. ,, ૧

ડૉકટર વિદ્વાનો સુણે ગુરુદેશના, તન મન અરપે ગુરુપાય;
શ્રવણ મનન નિદિધ્યાસને તન્મન., પ્રશ્નોત્તર શુભ થાય. ,,
સેવો૦ ૨

સેવા બહુ પ્રેમે ગુરુરાયની, કરતા આનન્દ અપાર; ,,
વારાણસી–યાત્રા બહુ પ્રેમની, આગમ સુણે કાશીરાય. ,,
સેવો૦ ૩

હાથી ઘોડા ને રથ વાજાં ઘણાં, સામૈલાનો નહિ પાર; ,,
અતિઘણો પ્રેમ સૂરિ–આગમ તણો, જયઘોષ કરે નર નાર. ,,
સેવો૦ ૪

હજારો જન સંખ્યાની મેદની, ગાવતી ગુરુગુણ–ગાન; ,,
ફરકે પતાકા બહુપરે ધર્મની, કરતા કરમની હાણ. ,,
સેવો૦ ૫

દેશના આપી શાલા વિલોકતા, છાત્રો અતિ અલ્પ વિભાવ; ,,
ગુરુદ્વેષી ઉન્મારગ પોષતા, ખેલતા પાપનો કુદાવ. ,,
સેવો૦ ૬

માતૃમુખે મળી શિક્ષા દેઈ ગયા, ધર્મ હૃદયે નવી ધાર; સુજ્ઞાની
ગુરુ-ઉપદેશથી સર્વે સ્થિર થયા, પચ્યાસ છાત્રો તે વાર. ,,
સેવો૦ ૭

ગ્રન્થ અપૂર્વ સંગ્રહ કર્યો ઘણો, પુસ્તકાલય વિષે ખાસ; ,,
પરિશ્રમ એહ વિજયેન્દ્રસૂરિ તણો, હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ. ,,
સેવો૦ ૮

જ્ઞાન ધ્યાન છાત્રો મળી બહુપરે કરે, તન મન ઉલ્લસિત જાસ,,
શાલા નિરીક્ષણ બહુ વિજ્ઞો કરે, દેશી વિદેશી મળી ખાસ. ,,
સેવો૦ ૯

નામોલ્લેખ છે આદર્શ સાધુમાં, વિસ્તારથી મન વિભાવ; ,,
પ્રશ્નોત્તર વાર્તાલાપરૂપમાં, ધર્મગોષ્ઠીનો એ દાવ. ,,
સેવો૦ ૧૦

છાત્રાભ્યાસ દેખી સંતુષ્ટ થયા, અભિપ્રાયો અતિમનોહાર; ,,
બહુ પ્રસિદ્ધિમાં છાત્રો આવીયા, અપૂર્વ કૉલેજ અવધાર. ,,
સેવો૦ ૧૧

સાહિત્ય-સેવા કરે બહુ પ્રેમથી, ધરે વિદેશી બહુ રાગ; ,,
સુન્દર સમય મળ્યો એ ધર્મથી, ધર્મ મંગલ થાઓ અથાગ. ,,
સેવો૦ ૧૨






સાહિત્ય-ધર્મ-પ્રચારથી, પંડિતજન ધરે રાગ;
તેમ જ પત્ર-પ્રચારથી, દઢતા જામી અપાર. ૧
પત્ર-પ્રચાર વધે સહી, વધે સાહિત્ય-પ્રચાર;
જ્યાં જિનવાણી નામ નહી, ત્યાં જિનવાણી-પ્રસાર. ૨
સહાયતા માગે જેહવી, તેહવી કરતા પ્રદાન;
સાહિત્ય અનેક જાત સવી, ઉત્તમ ગ્રન્થ નિદાન. ૩
મોહ મમતા મનમાં ગ્રહી, સાધુ શ્રાવક ન આપે ગ્રન્થ;
ભંડારમાં સડાવે સહી, પણ ન દેખે વીર-પન્થ. ૪
વિશાલ દષ્ટિ મનમાં ધરી, કરે ઉદાર વિચાર;
પ્રભુદેશના દષ્ટાન્ત વરી, કરો જિનવાણી-પ્રચાર. ૫
સવી જીવો સુણે સહી, જિનવાણી ઘણા પ્યાર;
સંકોચતા જુઓ તિહાં નહી, સત્ય વચન નિરધાર. ૬
સાહિત્ય-પ્રચાર જિહાં વિષે, ઉપદેશક ઘણા ખાસ;
તેહ સમાજ ઉન્નત દીસે, પ્રત્યક્ષ જાણો સુવાસ. ૭
જેહ સાહિત્યમાં દમ નહી, તત્ત્વાભાસસમ ખાસ;
તેહ બન્યા સહુ શ્રેષ્ઠ સહી, પ્રચારકોનો પ્રયાસ. ૮
ઉત્તમ સાહિત્ય જેહનું, વીતરાગ-પ્રણીત સુવાસ;
પ્રચારકાભાવે એહનું, નામ ન લે કોઇ ખાસ. ૯
ધન્ય ધન્ય સંપ્રતિ-ભૂપતિ, અનાર્યદેશ મોઝાર;
સાધુવેષધારી ગૃહપતિ, મોકલી કરે ત્યાં પ્રચાર. ૧૦

ગ્રન્થના કરોડોની હતી, હતું જૈનોનું જ્યાં રાજ;
અનુક્રમે હાનિ થતી થતી, અત્યન્ત હ્રાસ થયો આજ. ૧૧
એહ વિચાર મનમાં ધરી, આપે સાહિત્ય સવી સાજ;
પ્રશ્નોત્તરે નિર્ણય કરી, શાન્તિસેવધિ ગુરુરાજ. ૧૨
કંટાળો મનમાં નહી, ધરે આનન્દ સુવાસ;
છુટા હાથે સાહિત્ય સહી, આપે વિદ્વાનોને ખાસ. ૧૩
ભેદભાવ મનમાં નહી, દૃષ્ટાન્ત પ્રદીપ વિભાવ;
પ્રકાશ જેહના ઘર સહી, તિહાં અન્ધકાર નવી ભાવ. ૧૪
મુદ્રણ કાર્ય પ્રચારનાં, કરે હર્ષચન્દ્ર ઉત્સાહ;
ધર્મપ્રેમી સજજન ઘણા, કરે સહાય સુવિલાસ. ૧૫
જર્મન ફ્રેન્ચ ઇટાલી વળી, અમેરિકા લંડન ખાસ;
રૂશ વિગેરે વિદેશમાં, કર્યો સાહિત્ય-પ્રકાશ. ૧૬
વિજ્ઞો વિદેશી કેઇ આવતા, ગુરુ-દર્શનની કાજ;
ભારતીય પધારતા, મળવા કાજ ગુરુરાજ. ૧૭
તત્ત્વવિચારણા વિના નહી, સમય ગુરુનો ખાસ;
જે કોઇ વળી પ્રકારે સહી, કરે જિનવાણી-પ્રકાશ. ૧૮
સત્ય શાસનનો રાગ ધરી, સત્ય તત્ત્વનો ઉપદેશ;
નિડરતા મનમાં વરી, ધર્મ-પ્રચાર સુવિશેષ. ૧૯
સોનું સાચું છે જે સહી, ભીતિ ન પરીક્ષામાં લેશ;
ચોરીનો માલ બજારે નહી, વેચાય જાણે સવી દેશ. ૨૦
અજ્ઞાનિના વચનની, કદરમાં શંકા કરાય;
ગુરુ-પ્રતાપે વીર-વાણીની, પ્રસૃતિ અતિઘણી થાય. ૨૧




(જીવડા! ઘાટ નવા શીદ ઘડે?, પલકની ખબર તુંને નહી પડે-
એ ભજનની દેશી. )

સાહિત્ય-સેવા કરે ગુરુરાજ, શાસન-સેવાનું મુખ્ય કાજ;
ધર્મ-પ્રચાર થાય જેહથી, ઉન્નતિ સાથ અપાર.
ગુરુદેવ-સંગ કરે ભાઈ તો, ધર્મ-સેવા નાવ તરે;
જીવડા આળપંપાળ શીદ કરે?, ફોગટ શાને તું રઝવડે? ૧
પાઠશાલા ને ગ્રન્થમાલા, પુસ્તકાલય સાથ ધાર;
જિનશાસન-વિચાર પ્રસારે, ધર્મ-દેશના પ્યાર. જીવડા૦ ૨
જોર શોર વ્યાખ્યાનો આપે, સુણે પબ્લીક સમુદાય;
ધર્મતણો ફેલાવો વ્યાપે, શાસન-ઉન્નતિ થાય. જીવડા૦ ૩
ભારતીય વિદ્વાનોએ જાણી, જૈનધર્મ-સુવાસ;
કૃતજ્ઞતા મનમાં પહેચાણી, કરે સત્કાર ઉલ્લાસ. જીવડા૦ ૪
સત્યધર્મ-પ્રચારક મુનિનો, બદલો કેમ અપાય?;
શમ સામ્રાજ્ય તણો ખજાનો, ભેદભાવ ન રખાય. જીવડા૦ ૫
સવી વિદ્વાનો સાથ મળીને, કરે પદવીનો વિચાર;
કાશીરાજને વાત કરીને, કર્યો સફલ આચાર. જીવડા૦ ૬
વીરચંદ શેઠે વાતો જાણી, હર્ષ હૃદય નવી રહાય;
સંઘ આગેવાનો સાથે આણી, આવે તિહાં તતકાલ. જીવડા૦ ૭

દેશ વિદેશ કુંકુમપત્રિકા, વળી કર્યા બહુ તાર;
મંડપ રચીઆ ધર્મપતાકા, ફરકે અપરંપાર. જીવડા૦ ૮
સંઘતણા બહુ આગેવાનો, વળી પંડિત-સમુદાય;
સાધુ સંન્યાસી ને ગુણવાનો, આવી હર્ષ પ્રગટાય. જીવડા૦ ૯
બેઠક સુન્દર કાશીરાજની, અધિકારી વર્ગની ખાસ;
વળી અલગ વિદ્વાન જનોની, જૈનવર્ગની પાસ. જીવડા૦ ૧૦
બંગીય વિદ્વાનો બહુ ગાજે, લીધો લાભ અપાર;
કાશીરાજ સિંહાસન ભ્રાજે, ગુરુ-જયઘોષ ન પાર. જીવડા૦૧૧
પંચરંગી ફરકે બહુ વાવટા, ઠઠેરી બજાર મોઝાર;
અહિંસા પરસો ધર્મની ઘટા, સ્વાગત જિન જયકાર. જીવડા૦૧૨
જય જિનેંદ્ર કેરી બોલો, લાગ્યાં એહવાં બોર્ડ;
શંભુ શબ્દ નવાજી ડોલે, અનુભૂપ દ્વિજની દોડ. જીવડા૦ ૧૩
એ રીતે કાશીપતિ આવીને, કર્યો મંડપ-સુપ્રવેશ;
સિંહાસન અલંકૃત કરીને, સંભળાવ્યો ઉદ્દેશ. જીવડા૦ ૧૪
પંડિતોની સુણી વિનતિ, પદવી-પ્રદાનની સાચ;
હર્ષભરી અન્તરુર્મિથી, વદે કાશીપતિ વાચ. જીવડા૦ ૧૫
યોગ્યની યોગ્યતા તમે પીછાણી, કર્યું અપૂર્વ સુકાજ;
મનની ઇચ્છા આજ પૂરાણી, સફલ થયો દિન આજ. જીવડા૦૧૬
સંસ્કૃતમાં અભિપ્રાય સુણાવી, ધર્યો ભૂપતિ પાસ;
શ્રીગુરુદેવની પાસે આવી, અરપે હર્ષથી ખાસ. જીવડા૦ ૧૭
ધન્ય ધન્ય ગુરુદેવ અમ્હારો, ભાગ્યોદય ફલ્યો આજ;
તુમ સરીખા પુણ્યપુરુષકેરો, કરૂં સત્કાર પુણ્યકાજ. જીવડા૦૧૮

જૈનાચાર્ય પુરઃસર કરીને, શાસ્ત્રવિશારદ ધાર;
સૂરિપદ સંઘ આપે મળીને, એહવો ઉલ્લેખ વિચાર. જીવડા૦ ૧૯

કરતાલીને મુખ જયઘોષ, થયો તે સમયે અપાર;
પ્રત્યુત્તર ખૂબ ગંભીર ઘોષ, વદે ગુરુ સુખકાર. જીવડા૦ ૨૦

સવિ વિદ્વાનો કેરાં ભાષણ, ગુરુ પ્રમુખનાં ખાસ;
આદર્શ સાધુમાં જાણ, ધર્મ મંગલ સુવાસ. જીવડા૦ ૨૧

---




અખિલ ભારત વિદ્વાએ, અર્પિત પદવી પ્રધાન;
કાશીરાજ અધ્યક્ષ એ, અપૂર્વ મળ્યું સન્માન. ૧

ગુણગ્રાહી પ્રમુદિત થયા, ગુરુદ્વેષી–મન સંતાપ;
વાત સુણી મન ચમકીયા, મોહ રાજાને પ્રતાપ. ૨

પ્રમોદપત્રો આવ્યા ઘણા, સેંકડો અનુમોદન તાર;
ઉલ્લેખનીય યૂરોપ તણા, આદર્શ સાધુ મોઝાર. ૩

સતીશચન્દ્ર વિદ્યાભૂષણ, ઇંગ્લીશ વાણીમાં સાર;
હિન્દીમાં પ્રભુ નારાયણ, વિદ્વાનું સંસ્કૃત ધાર. ૪

વીરચન્દનું ગુજરાતીમાં, ગુરુદેવ હિન્દીમાં પ્યાર;
કોઇ વદે પ્રાકૃતમાં, ભાષણ અનેક પ્રકાર. ૫

પત્રો તણા એડીટરો, લેવા બેઠા રીપોર્ટ;
જૈનો વળી જૈનેતરો, અસર હૃદયે સચોટ. ૬

જૈનધર્મ ઉન્નતિ તણો, સમય કાશીમાં એ ધાર;
ટાણો ધર્મ-વૃદ્ધિ સુણો, શાસન-શોભા અપાર. ૭

સંઘ દેખી હરખિત થયો, થયું અપૂરવ કાજ;
સેંકડો વરસો વહી ગયાં, પણ નહી બન્યો તે બનાવ. ૮

ભારતીય ઇતિહાસમાં, ગણના પ્રથમ વિભાવ;
વેરભાવ છોડી નમે, ગુરુદેવ-ચરણે ભાવ. ૯

પ્રેમે સાષ્ટાંગ કરે સહી, કરે નમ્રતાનો પ્રકાશ;
ભેદભાવ ગણના નહી, ગુરુદેવ તણા નિવાસ. ૧૦

રાય ને રંક સરીખા સહી, ધર્મદેશના સુણે પ્યાર;
લક્ષ્મીપતિ લક્ષ્મી ગ્રહી, ખરચી લ્હાવો લેવાય. ૧૧

ગુરુ-ચરણ-પ્રભાવનો, પ્રતાપ એહ અવધાર;
ભવિક જીવને સુખદનો, સુન્દર સમય ચિત્ત ધાર. ૧૨






( જિણુન્દા પ્યારા, મુણીન્દા પ્યારા—એ દેશી )

સૂરિજી અમ્હારા જગપૂજ્ય અમ્હારા, દેખોરી સૂરિજી મહારાજ
દેખોરી સૂરિજી અમ્હારા જગપૂજ્ય અમ્હારા.

યોગશાસ્ત્ર-શોધનની વાતો, શોધનની વાતો;
ગુરુદેવ-જસ વિખ્યાત. દેખોરી૦ ૧

બેંગાલ-સોસાઇટીની વિનતિ; સોસાઇટીની વિનતિ;
યોગગ્રન્થ શોધનની કાજ. દેખોરી૦ ૨

સાહિત્ય-સેવાનું કામ પીછાણી, કામ પીછાણી;
સ્વીકારે વિનતિ ખાસ. દેખોરી૦ ૩

આઠ પહોરની ચોસઠ ઘડીઆં, ચોસઠ ઘડીઆં;
ધર્મધ્યાને ગાળે ખાસ. દેખોરી૦ ૪

પ્રથમ અંક તૈયાર કરાવ્યો, તૈયાર કરાવ્યો;
મોકલ્યો યૂરોપ મોઝાર. દેખોરી૦ ૫

ભારતીય પ્રસિદ્ધ પત્રોમાં, પ્રસિદ્ધ પત્રોમાં;
સમાલોચના બહુ થાય. દેખોરી૦ ૬

તારીફ઼ ઘણી શોધનશૈલીની, શોધનશૈલીની;
પ્રસરી યૂરોપ મોઝાર. દેખોરી૦ ૭

ઇટલી ડૉકટર બેલોની ફીલ્પી, બેલોની ફીલ્પી;
એસિયાટિક સોસાઇટી ધાર. દેખોરી૦ ૮

જર્મન ત્રૈમાસિકમાં એહની, માસિકમાં એહની;
કરી આલોચના કરાય. દેખોરી૦ ૯

શોધનકળામાં ભારત શું સમજે ?, ભારત શું સમજે ?;
શોધનમાં નિપુણ યૂરોપ. દેખોરી૦ ૧૦

આક્ષેપ વિક્ષેપ તેણે બહુ કીધા, તેણે બહુ કીધા;
તેહી જ પત્ર મોઝાર. દેખોરી૦ ૧૧

મુખ્ય ઉદ્દેશ તેહને શોધવાનો, તેહને શોધવાનો;
સિદ્ધ ન થયો લગાર. દેખોરી૦ ૧૨

સ્વાર્થ–સિદ્ધિ ન થઇ તેહથી કોપ્યો, તેહથી કોપ્યો;
નીકાળી મુખથી વરાળ. દેખોરી૦ ૧૩

પેટ દુખવાથી કુટે તે માથું, કુટે તે માથું;
એહવો બન્યો એ બનાવ. દેખોરી૦ ૧૪

અવર વિદ્વાને મોકલી ગુરુ પાસે, મોકલી ગુરુ પાસે;
ખેદ ન મનમાં લગાર. દેખોરી૦ ૧૫

દયાભાવ સૂરિજીએ મન લાવી, સૂરિજીએ મન લાવી;
પ્રત્યાલોચના કરી પ્યાર. દેખોરી૦ ૧૬

છપાવી કોપી એક ભેજી ઇટાલી, એક ભેજી ઇટાલી;
બેલોની ફીલ્પી પાસ. દેખોરી૦ ૧૭

ભારત–સભ્યતા દેખીને હરખ્યો, દેખીને હરખ્યો;
ઉદારતા આનું નામ. દેખોરી૦ ૧૮

મેં નહી મોકલી કૃતઘ્નતા કીધી; કૃતઘ્નતા કીધી;
સૂરિ–ઉદારતા અપાર. દેખોરી૦ ૧૯
અપૂર્વ દાખલો એહ બેસાર્યો, એહ બેસાર્યો;
રાખ્યું ભારતનું નામ. દેખોરી૦ ૨૦
પ્રત્યાલોચના પણ સભ્ય ભાષામાં, સભ્ય ભાષામાં;
ઉતાવળનું નહી કામ. દેખોરી૦ ૨૧
વાંચીને ભૂલ કબૂલ તે કીધી, કબૂલ તે કીધી;
ભારત સભ્યતા જૂઓ પાર. દેખોરી૦ ૨૨
ભારતીય વિદ્વાનો ન નિપુણા, વિદ્વાનો ન નિપુણા;
સૂરિ તે કલંક–નિવાર. દેખોરી૦ ૨૩
યૂરોપીય વિદ્વાનો તે જાણી, વિદ્વાનો તે જાણી;
શોધનકળા મનોહાર. દેખોરી૦ ૨૪
માફી માગી ગુરુપાસે નમ્રભાવે, ગુરુપાસે નમ્રભાવે;
પત્રથી જાહેર કરાય. દેખોરી૦ ૨૫
સરલ હૃદયથી લખે ગુરુ–લાઇફ, લખે ગુરુ–લાઇફ;
શીખે કૃતજ્ઞતા–પાઠ. દેખોરી૦ ૨૬
તે દિનથી સૂરિજીને ગુરુ ધારે, સૂરિજીને ગુરુ ધારે;
ધર્મ મંગલ અવધાર. દેખોરી૦ ૨૭





## દૂહા.

ન્યાય વ્યાકરણ સાહિત્યના, નાટક ચંપૂ વિચાર;
સૈદ્ધાન્તિક જ્યોતિષના, કથા સાહિત્ય ન વિસાર. ૧

ગ્રન્થ-પ્રવાહ પ્રગટ વહે, વિતરણ દેશ વિદેશ;
ગુણજ્ઞો તેથી ગુણ ગ્રહે, નહી વિતથ લવલેશ. ૨

હર્ટલાદિ સજ્જન ઘણા, કરે ગુણોનો પ્રકાશ;
જૈન સાહિત્ય-રત્નો તણા, ગુણો પત્રોમાં કથે ખાસ. ૩

એક જ કથાસાહિત્ય ધરૂં, જન-સમાજની પાસ;
ઉત્તમ નીતપથક ખરૂં, જીવન-સુધારક ખાસ. ૪

જે કોઇ વળી પ્રકારથી, થાય ભવિક-સુધાર;
તેવા અનેક પ્રકારથી, વર્ણન કથામાં મળે સાર. ૫

અનીતિ-લેશ જેમાં નહી, નહી જ્યાં જૂઠ ડંફાણ;
જેથી જીવન સુધરે સહી, તે જૈનકથા વખાણ. ૬

હિન્દુ કથા-સાહિત્યમાં, હોય નીતિનો પ્રાયે લેશ;
પ્રાયે બિભિત્સ તેહમાં, જૂઠ ડંફાણ વિશેષ. ૭

સ્વાર્થત્યાગી જૈનાચાર્યો ખરા, પરમાર્થે ચાલનાર;
મૃષાકથાની કિં વહે ધરા, સત્પથ ધારણહાર. ૮

પુરાણ મહાભારતમાં, પ્રાજાપતીય ઋગ્વેદ;
તથા બ્રાહ્મણ વિભાગમાં, સત્ય કથાનો જાણો છેદ. ૯

મનગઢંત કથા તેહમાં, યદ્વા તદ્વાનો પ્રચાર;
સ્વાર્થલોલુપી કથક જેમાં, તસ મુખે કથા નવી સાર. ૧૦
કવિચોર પ્રાય તેહ છે, વિશ્વનાથાદિ વિચાર;
પ્રમાણુ જુઓ પંચતંત્ર છે, પાપ અઘોર કરનાર. ૧૧
પૂર્ણભદ્ર આચાર્યનો, દ્રોહીપણાનો જગશોર;
સત્યાપલાપી સ્વધર્મનો, દ્વેષ-પ્રદર્શન જોર. ૧૨
પ્રશસ્તિ મંગલાચરણને, કરી અલગ રાખ્યું નામ;
કોઇ ન કરે તેવું તે કરે, કુલમદનું એ ધામ. ૧૩
સત્ય વાત ઢંકાય નહી, અસત્ય ન ઠરે લગાર;
ધન્યવાદ હર્ટલ સહી, સત્ય શોધન તૈયાર. ૧૪
સો પ્રતિ પ્રાચીન મેળવી, સેવ્યો પરિશ્રમ અપાર;
નિર્ણયતા સારી કેળવી, સમય-સાફલ્ય નિરધાર ૧૫
કવિચોરો તેહવા ઘણા, હિન્દુઓમાં મન ધાર;
સત્યાવલંબી જૈનો તણા, ઓળવ્યા ગ્રન્થો અપાર. ૧૬
શોધક દૃષ્ટિ જેહની ખરી, કરે જે સત્ય-પ્રકાશ;
તેહ સાહિત્ય-સેવક ખરા, અવરને શત્રુ અવધાર. ૧૭
કુત્સિત કથા જેહમાં નહી, જેહમાં શુદ્ધ ઉપદેશ;
કથા સાહિત્ય તે જૈનનું, જાણે સહુ દેશ વિદેશ. ૧૮
સાહિત્ય અનેક પ્રકારનું, જૈન-દર્શનમાં હેયાત;
તેહને બાદ ભારત કરે, તો નિશ્ચય અધઃપાત. ૧૯
લેભાગુ ભારત તણા, કેઇ જૈનેતર જાણ;
વસ્તુ-તત્ત્વ જાણે નહી, લખે બહુ જૂઠ ઠરાણ. ૨૦

એકજ સાહિત્ય ઉપરે; મુગ્ધ થયા બહુ લોક;
અવરની વાતો શી કરૂં, વસ્તુતત્ત્વનો જ્યાં થોક. ૨૧
ચાર વિભાગોથી વર્ણવ્યો, જૈનાચાર્ય ઉપદેશ;
દ્રવ્ય ગણિત ચરણ વળી, કથાનુયોગ વિશેષ. ૨૨
ષટ્ દ્રવ્ય નવ તત્ત્વને, પ્રમાણ પ્રમેય સ્યાદ્વાદ;
નય સપ્તભંગી પદાર્થનો, કથે દ્રવ્યયોગ પ્રસાદ. ૨૩
ગણિત જ્યોતિ વિષયને, કથે ગણિતાનુયોગ;
ચરણ કરણની સિત્તરી, કથે ચરણાનુયોગ. ૨૪
મહાપુરુષ-જીવનને, કહે કથાનુયોગ ખાસ;
એ ચારે વિભાગમાં, જૈન સાહિત્ય-પ્રકાશ. ૨૫

---



## ઢાળ ચોથી.

( મનડું કબહી ન બાજે હો કુન્થુજિન ! મનડું કબહી ન બાજે. )

વિચાર શુદ્ધ ફેલાવે હો ભવિજન, વિચાર શુદ્ધ ફેલાવે;
**જૈન શાસન** સાપ્તાહિકમાંહે, ધર્મ-દેશના ગુણ-ગેહે.
હો ભવિજન૦ ૧
પ્રતિપાદક શૈલી સુસ્વભાવે, ગુરુ-ઉપદેશ મન ભાવે;
આક્ષેપ વિક્ષેપોત્તર સમભાવે, યુક્તિ પ્રમાણ દિલ લાવે.
હો ભવિજન૦ ૨

વિદ્યાવિજય નિપુણતા—પ્રભાવે, લેખક નિપુણ કહાવે;
ઐતિહાસિક સચોટ પ્રમાણો, વિજયેન્દ્રસૂરિને વખાણો.
હો ભવિજન૦ ૩

અકાટ્ય યુક્તિ બહુ પીછાણો, શાસન-રક્ષણ એ ટાણો;
પ્રસિધ્ધિ જગજાહિર જાણો, સાધુ લેખક મન આણો.
હો ભવિજન૦ ૪

મગધ બંગાળની હિંસા નીહાળી, ચારે વર્ણોમાં સંભાળી;
પ્રમાણ વેદ શ્રુતિ સ્મૃતિ સંભાળી, આપે પલાદો નિહાળી.
હો ભવિજન૦ ૫

સાપ વીંછુ માંકણ નવી છોડે, મચ્છી માંસાદત ન તોડે;
પ્રમાણ યુક્તિ તિહાં બહુ જોડે, આપી તેહનાં માન મોડે.
હો ભવિજન૦ ૬

અહિંસા દિગ્દર્શનમાં જાણો, નિષેધ પ્રમાણ પીછાણો;
બંગલા હિંદી ઉર્દૂ ભાષા વખાણો, પ્રચાર કરવાનો ટાણો.
હો ભવિજન૦ ૭

આવૃત્તિઓ અનેક નીકાલી, વિના મૂલ્યે વ્હેંચાણી;
કટ્ટર માંસાહારી એ નીહાલી, તજી બને ગુણ-ખાણી.
હો ભવિજન૦ ૮

હજારો જીવોનો કર્યો ઉદ્ધાર, અહિંસક ભાવ મન ધાર;
શુદ્ધાહારી બને થકે ઉપકાર, સૂરિ-ગુણ કદી ન વિસાર.
હો ભવિજન૦ ૯

કન્વેન્સ ઓફ રિલી જયન્સ, કલકત્તામાંહે તે ભરાય;
શારદાચરણ સભા-મંત્રીશ, સૂર-નિમંત્રણ સુહાય.
હો ભવિજન૦ ૧૦

નિબન્ધ સાથ આપ પધારો, કરો શુદ્ધ વિચાર-પ્રચારો;
માન્ય કરી હૃદયે અવધારો, લખે નિબન્ધ ઘણો સારો.
હો ભવિજન૦ ૧૧

જૈનતત્ત્વ-દિગ્દર્શન રચીને, મોકલે ગુરુ સુખકાર;
વંચાવી સભામાં પાસ કરીને, ગુરુ-વચનામૃત ધાર.
હો ભવિજન૦ ૧૨

મહાસભા અધિવેશન બીજું, પ્રયાગ રાજ્યે મન રીજ્યું;
નિમંત્રણ સુણી દિલ ભીંજ્યું, શિક્ષા દિગ્દર્શન ત્રીજું.
હો ભવિજન૦ ૧૩

પ્રયાગરાજ મહાસભામાંહે, જઇ વાંચે ગુણ-ગેહે;
છપાવી પ્રચાર ખૂબ સોહે, દેખો ભવિ-મન સોહે.
હો ભવિજન૦ ૧૪

પુરુષાર્થ-દિગ્દર્શન ને વળી, આત્મોન્નતિ દિગ્દર્શન;
ચાર પુરુષાર્થ-સ્વરૂપ નીહાળી, આત્મ-સ્વરૂપ મન માન.
હો ભવિજન૦ ૧૫

વારાણસીમાં તે ગ્રન્થ-નિર્માણ, દેશ વિદેશમાં વખાણ;
સાહિત્ય-સેવા ખાસ તેથી જાણ, ધર્મ-વૃદ્ધિનું એ ટાણ.
હો ભવિજન૦ ૧૬

ન્યાય વ્યાકરણ ગ્રન્થો ભણાવી, કરાવે પરીક્ષા તૈયારી;
કાશી કલકત્તા કૉલેજ મન ભાવી, આપે પરીક્ષા દીલ ધારી.
હો ભવિજન૦ ૧૭

ન્યાયવિશારદ તીર્થને ભાવો, અંગલ ન્યાય દિલ લાવો;
'ન્યાયતીર્થ' કૉલેજ કહાવો, બંગીય 'વિશારદ' ભાવો.
હો ભવિજન૦ ૧૮

ન્યાય વ્યાકરણ તીર્થને ધારો, હરગોવિન્દાદિ વિચારો;
બહુતર વિદ્યાર્થી નિરધારો, બહુ શ્રમ-સાધ્ય પ્રચારો.
હો ભવિજન૦ ૧૯

નિર્દયતા કાશીમાં બહુ ભારી, જીવરક્ષા નહી સારી;
કાશીરાજને યુક્તિ ઠસાવી, પશુશાલાને ખોલાવી.
હો ભવિજન૦ ૨૦

પાંડ્યેપુર તણો બગીચો, અર્પણ કરી પુણ્ય સિંચો;
કાશીરાજે સમર્પણ કીધો, શાલા-કમીટીએ લીધો.
હો ભવિજન૦ ૨૧

અર્પણ સૂરિજીને કરવા કાજે, રાજ-પરિશ્રમ રાજે;
સૂરિ કહે સાધુને નવી છાજે, ઘરબારી-દિલ ગાજે.
હો ભવિજન૦ ૨૨

બાગ બગીચા ધન માલ ખાસ, ભવજલ-પાતન રાસ.
સર્પ-કાંચળી જેમ ત્યાગી આવાસ, થાય સાધુ સુખવાસ.
હો ભવિજન૦ ૨૩

ગૃહસ્થોને ભૂષણ જે કહેવાય, દૂષણ સાધુને ગવાય,
સાધુને ભૂષણ જે સુહાય, દૂષણ ગૃહસ્થ કહેવાય.
હો ભવિજન૦ ૨૪

પશુશાલા-કમીટીને આપો. નિજ પાપ-વલ્લીને કાપો;
જીવદયાનાં કામો બહુ થાપો, જગ જશ કીર્ત્તિ વ્યાપો.
હો ભવિજન૦ ૨૫

ઉદ્દેશ સફલ થયો નિજ જાણી, વિહાર જણાવે ગુણ-ખાણી;
સિદ્ધાચલ-ભાવના મન આણી, ધર્મ મંગલ દુઃખ-હાણી.
હો ભવિજન૦ ૨૬

---




વિહાર-ભાવ જાણી કરી, સંઘ થયો ઉદ્વિગ્ન;
સૂરિ-ચરણની ચાકરી, કબ કરશું હવે વેગ? ૧

વાત પ્રસરી પૂર જોસમાં, વારાણસીની મોઝાર;
જન-સમૂહ પાઠશાલામાં, પુછણ આવે તે વાર. ૨

સવી પ્રજાનાં ચિત્ત હરી, કિમ થયા પ્રભુ તૈયારી;
આટલી શીઘ્રતા કેમ કરી, કહો અમ પ્રાણ-આધાર! ૩

તુમ સેવામાં જે સુખ સહી, અવર ન ચાહે મહારાય !
તવ પ્રેમાંજલિ શિર વહી, તુમ ગુણ લટ્ટુ બની જાય. ૪
છી છી કહી દૂર ભાગતા, સ્પર્શથી જાણે મહાપાપ;
તે પૂજ્યબુદ્ધિ દિલ લાવતા, સામ્ય ભાવનો એ પ્રતાપ. ૫
તુમ સરિખા પું-રત્નનો, વિરહ તે કેમ ખમાય ?
કૃપા કરી અમ ભાવનો, કેમ અનાદર કરાય ? ૬
સ્વીકારો વિનતિ પ્રજા તણી, પાવન કરી નિત્ય પુર;
સવી પ્રજા મન હોંશ ઘણી, જાણો છો આપ હજૂર. ૭
નમ્રભાવે સૂરિજી વદે, તુમ પ્રેમ અધિક સુહાય;
જાણું છું વાત એ મન-મુદે, આચાર સુણો હમ ભાય. ૮
વિના કારણ સ્થિરતા નહી, એ જૈનસાધુ-આચાર;
કારણવશે સ્થિરતા સહી, જિનાગમે કહી સાર. ૯
જ્ઞાન-સંપાદન કારણે, સ્થિતિ એતાવની ધાર;
ચાતુર્માસ ઉપર નહી, વિના કારણે નિરધાર. ૧૦
સફલ ઉદ્દેશ જાણી કરી, હવે અમે કરીશું વિહાર;
વિનતિ આપની ચિત્ત ધરી, અવસર જોશું કોઈ વાર. ૧૧
શત્રુંજય તીરથ તણી, યાત્રાએ દિલ લોભાય;
ચઉદ વર્ષ વીત્યા ભણી, પુણ્ય પ્રવૃત્તિ એ કરાય. ૧૨
કેળવણી શત્રુજને, ફેલાવી ઉલટી વાત;
ધર્મ-ભ્રષ્ટ જાણો એહને, એહ છે કાશી પ્રખ્યાત. ૧૩
સજ્જને વાત સુણી કરી, મનમાં દુઃખનો ન પાર;
અહો ! અહો ! વાત એ શી કરી ?; હૃદય-વિદારણહાર. ૧૪

પવિત્રતા જગમાં નહી, તુમ સમ એહ અવધાર;
વાત કરે જે તે સહી, મહાપાપી નિરધાર. ૧૫
સૂરિ કહે તુમે મત કહો, મનમાં એહવો ખેદ;
ઉપકારી જાણો તે ખરો, સાવધાન કરવા એ વેદ. ૧૬
દે ગાળી મન ખેદ નહી, ગાળી માને તે દેવાય;
જગમાં વિદિત એ સહી, નહી ખ-પુષ્પ અપાય. ૧૭
મુજ પાસે ગાળી નહી, કહો કઇ રીતે દેવાય ?;
તે માટે મન-ખેદ નહી, નિશ્ચય એ મવાય. ૧૮
તો પણ ભાવદયા વહી, જાવું ગૂર્જર સુદેશ;
વ્યાખ્યાનો આપી સહી, કરાવું વિચાર-પ્રવેશ. ૧૯
ન્યાય-વ્યાકરણ-તીર્થ નહી, જૈનસાધુ કોઇ એક;
ગૃહસ્થો કર્યા તેહથી સહી, વહે ઇર્ષ્યાનલ ટેક. ૨૦
પોલ અમારી ચાલશે નહી, ખોલશે તે કેઇ વાર;
જો મૂરખ રહેશે સહી, તો કાજ સરે અમ સાર. ૨૧
મનમાન્યું તે નવી થયું, ઇર્ષ્યા તે કારણ ધાર;
અવર કારણ કોઇ નહી, એહ નિશ્ચય અવધાર. ૨૨
તે માટે વિહાર સહી, કરશું તે મહાનુભાવ;
દુઃખ મનમાં આણો નહી, ધર્મ-ભાવ મન લાવ. ૨૩





## ઢાળ પાંચમી.

( કુંવર ગભારો નજરે દેખતાં જી–એ દેશી )

સૂરિજી–વિહારે નયણે નીર ઝરે જી, નિશ્ચય જાણી એ વાતરે;
અભિનન્દન આપે પ્રજા સવી મળી જી, હૃદયે થયો આઘાત રે.
સૂરિજી૦ ૧

દીવાન સાહેબ કાશીનરેશના જી, અનુમતિ નૃપતિની લઇ સાથરે;
રાજા મોતીચન્દ અજમતમદ તણાજી, કલેકટર રમાશંકર હાથ રે.
સૂરિજી૦ ૨

ભારતમહામંડળ–સ્થાપક ખરા જી, જ્ઞાનાનન્દજી સ્વામી ધાર રે;
રાજા માધોલાલ દિલ ધરા જી, ચોધરી કૃષ્ણચન્દ્ર સાર રે.
સૂરિજી૦ ૩

રામચન્દ્ર નાયક વિહારી વળી જી, શશિશેખર શર્મા વખાણુ રે;
શ્યામસુન્દરાદિ અનેક મળી જી, જૈન આગેવાન સાથ જાણુ રે.
સૂરિજી૦ ૪

અભિનન્દનપત્ર આપવા શુભ મને જી, વારાણસીય પ્રજા ખાસ રે;
ચાલતા સૂરિજી સાથ એક મને જી, આવ્યા બગીચાની પાસ રે.
સૂરિજી૦ ૫

આપે દેશના સૂરિ પ્યારથી જી, હજારો જન મેદની સુવાસે રે;
જૈન જૈનેતર ભેદભાવ નહી જી, સમભાવે રહો સવી મળી ખાસ રે.
સૂરિજી૦ ૬

ગુણાનુરાગ ખાસ ચિત્ત ધરો જી, ભેદભાવને કાઢો દૂર રે;
ત્યાગી મહાત્માની સેવા બહુ કરો જી, ગુણાનુરાગ ખાસ સૂત્ર રે.
સૂરિજી૦ ૭

રાગ દ્વેષનું સૂત્ર જિહાં નહી જી, યૂનિવર્સલ ધર્મ તે વખાણુ રે;
વીતરાગ પ્રતિપાદક જે સહી જી, તેહમાં વિતથ ન જાણુ રે.
સૂરિજી૦ ૮

નગરી પવિત્ર એહ ધર્મમાં જી, જિહાં જિનકલ્યાણક સોળ રે;
જગદીશ્વર પાર્શ્વ પ્રભુનાં એહમાં જી, ચાર કલ્યાણક નિહાળ રે.
સૂરિજી૦ ૯

જૈનપુરી જૈનસિદ્ધાન્તમાં જી, ત્રિશત રાજપુત્ર સાથ રે;
પ્રવ્રજ્યા ગ્રહી પાર્શ્વ પ્રભુ ખરી જી, ધન્ય દિવસ તે જગનાથ રે.
સૂરિજી૦ ૧૦

જિહાં જિનદેવે સ્પર્શના કરીજી, તે ભૂમિ પવિત્ર અવધાર રે;
ઉદ્દેશ સાધવા તેમાં આવીયો જી, સાધુ છાત્રો લઇ સાથ રે;
સૂરિજી૦ ૧૧

પૂરો થવાથી સ્થિતિ અમ નહી જી, કરશું આ ભૂમિથી વિહાર રે;
પ્રજા સુણી નયણે નીર વહે જી, ગદ્ગદ સ્વરે કહે સૂરિરાય રે.
સૂરિજી૦ ૧૨

તુંમ સરીખા પુણ્ય પુરુષનો જી, ઉપકાર કદી ન ભૂલાય;
વિરહવેદના મનમાં ઘણી જી, કહો કઇ રીતે શાન્ત થાય રે ?
સૂરિજી૦ ૧૩

સૂરિજી કહે ફરજ અમ તણીજી, નહી ઉપકાર લવ લેશ રે;
ફરજ પોતાની ભૂલે જે ઘણી જી, તે નહી સાધુ ભવ-પાશ રે.
સૂરિજી૦ ૧૪

મન્દિર દયા-દેવી તણું જી, પશુશાલા અવધાર રે;
સંભાળી પુણ્ય મેળવો ઘણું જી, ભવો ભવ સુખ-દાતાર રે.
સૂરિજી૦ ૧૫

અભિનન્દનપત્ર ખરૂં તે જાણવું જી, અવરની ઇચ્છા ન લગાર રે;
એહવી ઇચ્છાએ કામ જે કરે જી, તે જડબુદ્ધિ નિરધાર રે.
સૂરિજી૦ ૧૬

અભિનન્દન નહી અમ કોઇ કામનુંજી, પણ તુમ ભક્તિ નવી ઠેલાયરે;
દિલ દુભાય અનાદરપણે જી, તેથી સ્વીકારૂં દિલ લાય રે.
સૂરિજી૦ ૧૭

શાલા-કમેટી થાપી વિચરે જી, સૂરિજી તિહાંથી તત્કાલ રે;
ગામોગામ વ્યાખ્યાનબહુકરેજી, જ્યોનપુરાદિ અયોધ્યા રસાલ રે.
સૂરિજી૦ ૧૮

રામાનુજોની સુણી વિનતિ જી, હજારો સાધુ સંગાથ રે;
રામાનુજના તેહ જાણવા જી, કનકભુવન મઠમાંહિ રે.
સૂરિજી૦ ૧૯

આચાર સુણાવ્યો ખાસ સાધુનો જી, નહી પક્ષપાત લવલેશ રે;
પાળી આચાર આપો દેશના જી, નહીતર ભારભૂત દેશ રે.
સૂરિજી૦ ૨૦

સુણી દેશના મન ચમકીઆ જી, સત્ય વચન એ ખાસ રે;
આચાર વિના સહુ નિન્દે સહી જી, ધન્ય જૈનાચાર્ય સુવાસ રે.
સૂરિજી૦ ૨૧

લખનૌ કાનપુર પબ્લીક દેશના જી, હજારો જન લે ત્યાં લાભ રે;
દેવદર્શન કર્યાં શુભ મને જી, અયોધ્યા પુણ્યભૂમિ અવધાર રે.
સૂરિજી૦ ૨૨

આગરા નગરમાં આવીઆ જી, ભેટયા ચિંતામણિ પાસ રે;
દાદા હીરસૂરિ ભેટયા ભલીપરે જી, ધર્મ મંગલ થાશે ખાસ રે.
સૂરિજી૦ ૨૩

---



## દૂહા.

મન્દિર નિકટ ઉપાશ્રય, દેશના સરસ અપાય;
શ્રીસંઘ મન સુહંકરૂ, વચનામૃત તે સુહાય. ૧
કુચેલપાલ અધ્યક્ષમાં, વ્યાખ્યાનો અનેક દેવાય;
પબ્લીક જનના હૃદયમાં, અસર સચોટ કરાય. ૨
ત્રણ વ્યાખ્યાન જ્યોનપુરીમાં, અયોધ્યાએ ત્રણ ધાર;
કલ્યાણક ઘણાં થયાં તિહાં, પવિત્ર ભૂમિ નિરધાર. ૩

સ્પર્શના અતિપ્રેમે કરી, લખનૌ કર્યો વિહાર;
નવ વ્યાખ્યાનો તિહાં કરી, કાનપુરે તેમ અવધાર. ૪

જયન્તી વીર ધર્મપુરીમાં, પંચશત વિઘ્નો સુહાય;
મન્દિર નિકટ બજારમાં, હિંસા ત્યાં બન્ધ કરાય. ૫

કાંપિલાદિ નગરમાં, જિહાં કલ્યાણક સુહાય;
દર્શન સ્પર્શન તેહમાં, કરે ઉત્સાહ દિલ લાય. ૬

નાસ્તિક મ્લેચ્છ નગન તણાં, દેશના કલંકો મીટાય;
સ્વાર્થી દ્વિજ લંપટ ઘણા, એહવાં ફિતુર બનાય. ૭

લક્ષ્મીપતિ લક્ષ્મીચન્દ્રની, વિનતિ અમર કરાય;
વેલનગંજ જનવાર્સની, સાચી તે કેમ ન મનાય ? ૮

યમુના તટિની-તટવિષે, કોઠી સોરાવાળી જાણુ;
લાભ ઘણો સૂરિ-મન દીસે, ઉત્તમ જ્ઞાને સુજાણુ. ૯

તેજકરણાદિ ભવિજનો, ઉઠાવે લાભ અપાર;
કલકત્તેથી વિહારનો, મંગલ ન્યાય અધિકાર. ૧૦

પરીક્ષા-કારણ ગયા સહી, કાશીથી સાધુ ત્રણ ચાર;
ઉદ્દેશ પૂરણ થયો વહી, કરે વિહાર સુખકાર. ૧૧

શિખરજી યાત્રા તણો, વિચમાં લાભ ન ચુકાય;
હર્ષ ઉત્સાહ તિહાં ઘણો, યાત્રાએ મનમાં સુહાય. ૧૨

અપૂર્વ કાર્ય તિહાં સુણો, દાદાવાડીમાંહે થાય;
હીરસૂરિ-ચરણ તણો, સ્થાપન ભાવ સુહાય. ૧૩

મુખ્ય દેરીમાં હીરસૂરિની, હરિભદ્ર પાસમાં ધાર;
યશોવિજય મહારાજની, હેમચન્દ્રસૂરિ નિરધાર. ૧૪

દેરી ચતુર્થથી ચારની, ચરણ-પાદુકા વિચાર;
સ્થાપન શુભ મુહૂર્તે કરી, કાશી-વિહાર મન ધાર. ૧૫
વૈશાખ વદિ દશમી દિને, સ્થાપને હર્ષ અપાર;
કામ અપૂર્વ તિહાં કરી, જલદી વિહાર અવધાર. ૧૬
વારાણસીથી નીકળી, સાધુત્રયી સુખકાર;
કાનપુરમાં આવ્યા સહી, મહેન્દ્રને જ્વર અવધાર. ૧૭
મોતીઝરાની બીમારીમાં, સ્વર્ગવાસી થયા ધાર;
નિજામણા ઘણા પ્રેમથી, કરી મહાભાગે તે વાર. ૧૮
પશ્ચાત ક્રિયા ભક્તિ ઘણી, મહેન્દ્ર-સ્વર્ગારોહ જાણ;
ન્યાયાચાર્ય ન્યાયવિજયની, વર્ણના તેહ ગુણ-ખાણ. ૧૯
વિહાર કરી આગરા વિષે, આવવા કર્યો ઉદ્દેશ;
જંગલ જ્વર તિહાં દીસે, મારગમાંહે વિશેષ. ૨૦
કઠિણ પરિષહ વેઠીને, આવ્યા ગુરુ-દરબાર;
દર્શન બહુ પ્રેમે કરી, જન્મ સફલ મન ધાર. ૨૧
ભગવતીસૂત્રની દેશના, આપે સૂરિ જગભ્રાત;
શાન્તિનાથ-ચરિત્રની, ઉપર ભાવના સુખ શાત. ૨૨
જનસમૂહ આનન્દ ઘણો, દિન દિન ચઢતે રંગ;
લ્હાવો લે લક્ષ્મી તણો, લક્ષ્મીચન્દ્રાદિ ઉછરંગ. ૨૩






( કપૂર હોય અતિ ઉજલો રે–એ દેશી )

ચાતુર્માસમાં અતિ ભલાં રે, કામ થયાં ત્યાં અનેક;
ગુણીજન સુણી થાય ગુણનીલા રે, ધર્મ–રયણ ધરો ટેક રે.
ભવિઆં સેવો તે સૂરિરાય. ૧

ઉદ્યાપન દર્શનોન્નતિ રે, ધર્મ–વૃદ્ધિમાં બહુમાન;
પુસ્તકાલયાદિ જ્ઞાનોન્નતિ રે, ચરણ–સાધન વ્યાખ્યાન રે.
ભવિઆં૦ ૨

પરિશ્રમ મન વચ કાયથી રે, કરતા ધર્મોન્નતિ કાજ;
ભૂખ તરસ છીપે જેહથી રે, નિર્વાણ તણું તેહ બીજ રે.
ભવિઆં૦ ૩

અપૂર્વ કાજ વેલનગંજમાં રે, સુગુણપતિ દરબાર;
લક્ષાવધિ વ્યય ધર્મમાં રે, લક્ષ્મીચન્દ્ર ભવ–પાર રે.
ભવિઆં૦ ૪

ધર્મશાલા સોહામણી રે, યાત્રાળુ સગવડ કાજ;
ઉદ્યાપન શોભા અતિઘણી રે, સવી સમાજ–લાભ કાજ રે.
ભવિઆં૦ ૫

પંચ તીરથ રચના તણી રે, શોભા વર્ણવી ન જાય;
મંડલી સાત રળીયામણી રે, ગીત નૃત્ય બહુ થાય રે.
ભવિઆં૦ ૬

મોહમયીની ગીતમંડલી રે, નાટક જિન-દરબાર;
ભાવભક્તિ મન ઉછલી રે, ભાવથી લહે ભવપાર રે.
ભવિઆં૦ ૭

રથ લાવ્યા પંજાબથી રે, પધરાવે જિન જગતાત;
જય જિનેન્દ્ર ઉચ્ચારથી રે, રથ-યાત્રા જગવિખ્યાત રે.
ભવિઆં૦ ૮

હજારો જન મળી મેદિની રે, રચના જોવે દિનરાત;
ફેરી ફેરી જોવે ગુણ-ગેહની રે, અન્તર આતમ સુખ શાત રે.
ભવિઆં૦ ૯

સાધર્મિ વત્સલ દિન નવતણાં રે, સવી ઘર આરંભાદિ ત્યાગ;
સુન્દરી-મંડલ બહુ આવતાં રે, જય જય કરતાં અથાગ.
ભવિઆં૦ ૧૦

ઉત્તમ મહોત્સવ આ દેશમાં રે, સમકિત-વૃદ્ધિ નિમિત્ત;
પ્રતિદિન હોવે જે દેશમાં રે, ત્યાં ન હોય બહુ ચિત્ત રે.
ભવિઆં૦ ૧૧

માન કીર્તિ યશોવાદના રે, નિમિત્તે જિહાં બહુ કરાય;
લાભ વિશેષ નહિ ભવિજના રે, મનમાં બહુ તે ઠસાય રે;
ભવિઆં૦ ૧૨

સલોત અમૃતલાલને રે, મોકલે પાલીતાણે ખાસ;
પાઠશાલા-સ્થાપન હેતુએ રે, લક્ષ્યમાં રાખી સુવાસ રે.
ભવિઆં૦ ૧૩

શાખાશાલા કાશી તણી રે, ખોલાવે સૂરિ ત્યાં શ્રીકાર;
યશોવિજય-નામ દિનમણિ રે, આપ્યું તિહાં સુખકાર રે.
ભવિઆં૦ ૧૪

ભલામણ ચારિત્રને કરી રે, રાખો સંભાળ ઠીક થાય;
સહાયતા બહુ પ્રેમ ધરી રે, ઉપદેશામૃતથી કરાય રે.
ભવિઆં૦ ૧૫

તેજકરણ ચાંદમલજી રે, લક્ષ્મીચન્દ્ર દાનવીર;
ત્રિશત માસિક આપતા રે, મોટી સહાય તેની ધાર રે.
ભવિઆં૦ ૧૬

એ રીતે અનેક ગામ સહી રે, કરાવે સહાય શ્રીકાર;
નિર્વાહ તેહ વિના નહી રે, એહ મનમાં અવધાર રે.
ભવિઆં૦ ૧૭

એક આશ્ચર્ય સુણો ભવિજના રે, આશાંબર વિજ્ઞો અનેક;
વ્યાખ્યાનો કરવા એકમના રે, નોટીસો કાઢી ભાગ્યા છેક રે.
ભવિઆં૦ ૧૮

હાંસી થઇ જૈનધર્મની રે, સૂરિજી પાસ ગઇ વાત;
ધન્ય અવસરે જુઓ જૈનની રે, સૂરિ ઉન્નતિ કરે ખ્યાત રે.
ભવિઆં૦ ૧૯

આશાંબરો કરે વિનતિ રે, સ્વીકારે સૂરિજી ત્યાં ખાસ;
નગ્નાટોની ન એ અવનતિ રે, પણ સવી જૈનની એ ભાસ રે.
ભવિઆં૦ ૨૦

તેહ ટાઇમે સૂરિજી જઇ રે, આપે વ્યાખ્યાન ઉલ્લાસ;
તન મન હર્ષ ત્યાં અતિ વહી રે, ધર્મોન્નતિ સુખવાસ રે.
ભવિઆં૦ ૨૧

હજારો જન મળી મેદિની રે, સૂરિ-ઉપદેશ સુણે ખાસ;
હર્ષ પ્રગટ કરે કરધ્વનિ રે, શ્રોતા શ્રવણ ઉલ્લાસ રે.
ભવિઆં૦ ૨૨

ઉપકાર માને સૂરિજીનો ફરી રે, શોભા શાસન અવધાર;
ધર્મોન્નતિ જાણી કરી રે, હર્ષ આશાંબર અપાર રે.
ભવિઆં૦ ૨૩

હાંસી થાય પંડિતો તણી રે, લાજે દિગંબર-સમાજ;
ઉદારતા સૂરિ-મન ઘણી રે, હાંસી ન કરો તુમે આજ રે.
ભવિઆં૦ ૨૪

વ્યાખ્યાન મતલબ તુમ સહી રે, પૂરણ થઇ સુખ શાત;
શા માટે હાંસી દિલમાં વહી રે, ભેદ ન જાણો મન ભ્રાત રે.
ભવિઆં૦ ૨૫

મનમાં લાજ નવી આણીએ રે, પ્રમોદ-સમયે લગાર;
ધર્મ-સેવામાં જીવન સહી રે, નિશ્ચય તેહ અવધાર રે.
ભવિઆં૦ ૨૬

સમજાવી સવી તે સમાજને રે, આપી ઉત્તમ સદ્બોધ;
ઉન્નતિ મળી કરો જૈનની રે, સંકોચતાનો કરો રોધ રે.
ભવિઆં૦ ૨૭

લક્ષ્મીચન્દ્ર લ્હાવો લક્ષ્મીનો રે, લીધો પુત્રત્રયી સાથ;
ધર્મ મંગલ પુણ્ય-બંધનો રે, ટાણો ન ચૂકો આવ્યો હાથ રે.
ભવિઆં૦ ૨૮

---




આગરાથી વિહાર કરી; ગયા મથુરા મોઝાર;
મૂલચન્દ્રજી પ્રેમ ધરી, કરે સત્કાર તે વાર. ૧
શ્વેતાંબર જૈન તિહાં નહી, દિગંબર સવી મન ધાર;
મન્દિર એક શ્વેતપટ સહી, ઘીમંડીમાહે અવધાર. ૨
નિર્વાણભૂમિ જંબૂસ્વામિની, ચોરાસી નામે ઓળખાય;
વસ્તિ શ્વેતાંબર જૈનની, અભાવે માલિક બની જાય ૩
જે ક્ષેત્રનો માલિક નહી, દબાવે તિહાં સવી વિત્ત;
કમજોરી શ્વેતાંબર સહી, તેથી દબાવે એ પવિત્ર. ૪
નગ્નાટ લોકની પરંપરા, ઝગડા તોફાન બહુ ખ્યાત;
જ્યાં ત્યાં દખલ કરે ખરા, જૂઠ કફાણુ વિખ્યાત. ૫
જૈનધર્મની ઉદારતા, વિધે ભાષણો ત્યાં સુવાસ;
હજારો જન મળી આવતા, સુણી પ્રશંસા કરે ખાસ. ૬
વૃન્દાવનમાંહે ગયા, શ્વેતાંબર તિહાં ત્રણ ધાર;
ચન્દનમલ ખુશી થયા, સૂરિ-વ્યાખ્યાન સુણી પ્યાર. ૭

વૈષ્ણવપુરી ખરી એ સહી, સેંકડો મન્દિરો સુહાય;
રંગજીમંદિર મુખ્ય લહી, અવર તે ઘણાં અવાય. ૮
રાધાચરણ ગોસ્વામિને, મળવા ગયા સૂરિરાય;
બહુ પ્રેમે મળ્યા તેહને, ભાષણ-નિર્ણય કરાય. ૯
સ્થાન ન આપીશુ જૈનને, ભાષણ કરવા તે ખાસ;
ગોસ્વામી મળી સવી તેહને, અટકાવ કરે સુણો ત્રાસ. ૧૦
રાધાચરણ દૃઢતા ધરી, સ્વકીય સ્થાન તે કાજ;
આપી વ્યાખ્યાન કરાવે ફરી, સુણે વૈષ્ણવાદિ સમાજ. ૧૧
મૂર્ત્તિપૂજા માનવ-ધર્મનાં, થયાં વ્યાખ્યાનો શ્રીકાર;
ધર્માન્ધ પંડિત-હૃદયમાં, થયો આઘાત તે વાર. ૧૨
નાસ્તિકોનાં વ્યાખ્યાન સહી, તે કેમ શ્રવણે સુણાય ?;
જૈન સમાન નાસ્તિક નહી, એમ વદે ચિત્ત લાય. ૧૩
વિજયેન્દ્રસૂરિ ઉભા થઇ, આપે પ્રત્યુત્તર ખાસ;
આસ્તિક નાસ્તિક શબ્દ લઇ, કરે વ્યાખ્યાન સુવાસ. ૧૪
ઐતિહાસિક દૃષ્ટિ ધરી, જૈન પ્રાચીન સિદ્ધ થાય;
આપી પ્રમાણો દૃઢતા કરી, બીજા સિદ્ધ નવીન કરાય. ૧૫
વાત સુણી સવી ચમકીયા, પંડિત ઓશંભો દેવાય;
શકિત વિના કેમ આવીઆ ?, ખ્યાલ કરો ચિત્ત લાય. ૧૬
કૃષ્ણાવતાર સૂરિ એ સહી, સ્તુતિ કેટલી કરું ભ્રાત !;
ગંભીરતા અવરે નહિ, જાણો એ જગ-વિખ્યાત. ૧૭
માફી માગી પાયે પડી, મનમાં લાજયો તે વાર;
આવે ન ભૂલ ફરી એવડી, એહ નિશ્ચય અવધાર. ૧૮

મધુસૂદન ગોસ્વામીએ, માન્યો ઉપકાર તે વાર;
પવિત્ર જૈનાચાર્ય એ, પવિત્ર ધર્મ અવધાર. ૧૯
તિહાંથી ભરતપુરમાં, આવ્યા સૂરિ મહારાય,
નગરવાસી મન જોરમાં, વ્યાખ્યાન-વિનતિ કરાય. ૨૦
ધર્મધ્યાન જૈનવર્ગમાં, થાય અપૂર્વ તે વાર;
શ્રીમાલ ને પલ્લીવાલમાં, ઘુસી ઢુંઢકતા અપાર. ૨૧
સવી પલ્લીવાલો શ્વેતાંબરી, દિગંબર કેઇ હવે થાય;
કેઇ ઢુંઢકતા મન ધરી, મુહબંધા નામે ગણાય. ૨૨
વિદ્વાન સાધુ-અભાવથી, ભ્રષ્ટતા વધતી જાય;
વિજ્ઞ સાધુ—ઉપદેશથી, જલદી નાશ તિહાં થાય. ૨૩

---



## ઢાળ સાતમી.

( આ છે લાલની દેશી )

ગુરુદેવ—જીવનની વાત, આગળ ઘણી વિખ્યાત;
આ છે લાલ ધર્મકાજે પ્રાણ નવી ગણે જી. ૧
ભરતપુરથી વિહાર, જયપુરે કર્યો મનોહાર;
આ છે લાલ પ્રતિગ્રામ ભાષણ સહીજી. ૨
જૈનો ત્યાં અતિઅલ્પ ધાર, પલ્લીવાલો મન ધાર;
આ છે લાલ ધર્મોન્મુખ થયા તે સવી. ૩

આપે તિહાં સદ્બોધ, કર્યો ઉન્માર્ગનો રોધ;
આ છે લાલ પઞ્જાબ જન નવી વિસર્યો જી. ૪
જયપુર નગર મોઝાર, આવ્યા સૂરિ-શિરતાજ;
આ છે લાલ નયામન્દિર પાસ ઉતર્યો જી. ૫
આગરાવાળાનું કહેવાય, બાંઠીઆ નામ ઓળખાય;
આ છે લાલ તેજકરણુ ચાંદમલ તણું જી. ૬
પ્રસિદ્ધિ નગરમાં થાય, પંડિતો આવી ગુણ ગાય;
આ છે લાલ ધર્મચર્ચા કરે શુભ મને જી. ૭
શિવજીરામ સાધુ એક, શ્રદ્ધાશૂન્ય કૂપ-ભેક;
આ છે લાલ ધર્મ-પતિત અવરને કરે જી. ૮
ગીતા-પાઠ નિશદિન, સિદ્ધાન્ત-પાઠમાં જાણો મીન;
આ છે લાલ મિથ્યા માર્ગમાં તે ખુંચીઓ જી. ૯
તેરાપંથીઓની સાથ, ચર્ચા કરવા ગ્રહી હાથ;
આ છે લાલ સૂરિયુક્તિ-પ્રદીપ-પતંગીઓ જી. ૧૦
ગંગાએ થાય ગંગાદાસ, યમુનામાં જમનાદાસ;
આ છે લાલ ચર્ચાથી હારી ભાગી ગયો જી. ૧૧
ચિદાનન્દ તેહનો એક શિષ્ય, માતૃસુખમાં સુખ્ય દીસ;
આ છે લાલ બાહિર યોગે આડંબરી જી. ૧૨
હઠયોગ કરે હઠવાદ, કદાગ્રહનો વરસાદ;
આ છે લાલ સ્યાદ્વાદ અનુભવ રત્નાકરે જી. ૧૩
આપ્યું ઉત્તમ ગ્રન્થનામ, યુક્તિવિકલનું તે ધામ;
આ છે લાલ કાચ-શકલ સંગ્રહ કર્યો જી. ૧૪

પબ્લીક વ્યાખ્યાનો પાંચ, ધર્મમાં કદી નાવે આંચ;
આ છે લાલ હજારો જન સુણે પ્રેમથી જી. ૧૫
સવી જ્યોતિષ-શણગાર, ગોકુલચન્દ નિરધાર;
આ છે લાલ સૂરિ-મુખ કમલ ભ્રમરસમો જી. ૧૬
કૉલેજ-નિરીક્ષણ કાજ, શિષ્યાદિ સાથે લઇ સાજ;
આ છે લાલ સંસ્કૃતશાલા જોઇ હરખીઆ જી. ૧૭
આખી કાશી અવધાર, બીજે ન તેહવો પ્રચાર;
આ છે લાલ સંસ્કૃતભાષા-ઉન્નતિ તણો જી. ૧૮
પંડિતજનોની તે સાથ, યુક્તિ-ખજાનો શહી હાથ;
આ છે લાલ વાર્તાલાપ ગીર્વાણમાં જી. ૧૯
યુક્તિ પ્રબલ જ્યાં વિભાવ, નિર્બલ તણો ત્યાં દબાવ;
આ છે લાલ જૈનોની યુક્તિ પ્રબલ સહી જી. ૨૦
માસકલ્પ કરી ખાસ, કર્યો કીસનગઢ વાસ;
આ છે લાલ જિન-મહોત્સવ અતિ ઘણો જી. ૨૧
નાહટા રણજીત છેક, ધરનો મનમાં વિવેક;
આ છે લાલ વિનતિ કરે સૂરિ આગળે જી. ૨૨
મુજ મન્દિર સૂરિરાય, પાવન કરો મહારાય !;
આ છે લાલ પુસ્તક-ભંડાર જુઓ અતિઘણો જી. ૨૩
અર્પણ કરૂં કર જોડ, પૂરો મુજ મનના કોડ;
આ છે લાલ વ્હોરીને લાભ આપો એહનો જી ૨૪
આશાતના ઘણી થાય, સાર સંભાળ ન કરાય;
આ છે લાલ આપું તે કારણ હોંશથી જી. ૨૫

દશ લાખ શ્લોક પ્રમાણુ, પૂર્વાચાર્યોનું નિર્માણ;
આ છે લાલ ન્યાય વ્યાકરણ વિષયતણા જી. ૨૬
સ્વીકાર કરે સૂરિરાય, લાભાલાભ તે સુહાય;
આ છે લાલ શ્રાવક ભવભીરૂ તે ખરો જી. ૨૭
બીજા તો સડાવે ભંડાર, નહી બતાવે કોઇ વાર;
આ છે લાલ કીટ-પંડિત સ્વાધીન કરે જી. ૨૮
પોતે ન જાણે તે લગાર, અવરને નાપે ધરી પ્યાર;
આ છે લાલ જ્ઞાનાવરણ બાંધે ચીકણાં જી. ૨૯
ધન્ય તેહનો અવતાર, મનમાં ન સંકોચ લગાર;
આ છે લાલ આશાતનાથી બચે તે સહી જી. ૩૦
અનેક તેહવા ભંડાર, કીટ-પંડિત ધરી પ્યાર;
આ છે લાલ આરપાર પહોંચે તે સહી જી. ૩૧
તિહાંથી કરીને વિહાર, અજમેર નગર જવાય;
આ છે લાલ ગૌરીશંકર મળે પ્રેમથી જી. ૩૨
સાધુ ઉપર નહી પ્રેમ, ભારત ભારભૂત વ્હેમ;
આ છે લાલ ભૂત પેઠું તેના હૃદયમાં જી. ૩૩
ગુરુદેવના સુપસાય, ભુત તે નીકળી જાય;
આ છે લાલ સાચા સાધુ હજુ ભારતમાં જી. ૩૪
નિશ્ચય એહના મન થાય, ગુરુ ઉપર નેહ ધરાય;
આ છે લાલ સર્વ સાધુ સરીખા નહી જી. ૩૫
કરે જે સાહિત્ય-પ્રચાર, ધર્મ-વૃદ્ધિનાં દ્વાર ધાર;
આ છે લાલ યોગ-સાધનમાં જે તત્પરા જી. ૩૬

ધર્મ-વ્યાપાર જાણ્યો યોગ, બીજા તે કહ્યા સવી લોગ;
આ છે લાલ સાધુ તે સાચા જાણવા જી. ૩૭
સાધુ-લક્ષણ ગ્રહ્યું નેહ, ઉપન્યો પ્રેમામૃત-મેહ;
આ છે લાલ ગુણનિધિ સૂરીશ્વર તે ખરા જી. ૩૮
પબ્લીક કર્યાં ત્યાં વ્યાખ્યાન,ગયા ક્રોલવીન સાહેબ થાન;
આ છે લાલ ધર્મ મંગલ થાય નેહથી જી, ૩૯



દૂહા.

થોમસ સાહેબ-પત્રથી, ક્રોલવીન મળ્યા તે વાર;
બૂટ પહેરી આબુ તીર્થમાં, જતાં આશાતના ધાર. ૧
અંગ્રેજો બુટ પહેરી કરી, જાય જિનવર-દરબાર;
અશુદ્ધ ચીજ જાણો એ ખરી, એહવો ભાવ નિરધાર. ૨
મનાઇ છે જૈન શાસ્ત્રમાં, અભિગમ પંચ વિચાર;
ચોરાસી આશાતના એહમાં, ભાખી જિન-મુખદ્વાર. ૩
દિલ દુભાય તે કારણે, જૈન વર્ગનું ત્યાં ખાસ;
અશાન્તિને નિવારણે, રાણી-ઢંઢેરા કરો યાદ. ૪
ક્રીશ્ચીયનથી ઉલટાપણે, ગીરજાઘરમાં જો જાય;
દિલ દુભાય તો આપનું, કે કહો નહી તે દુભાય ? ૫
ધર્મ ભાવ સરીખો સવી, સમજો મન એ ભાવ;
ધર્મ જાય પ્રાણ ગણે નવી, અશાન્તિ વધે દુઃખરાવ. ૬

આણૂ જાવા ઇચ્છા ઘણી, પણ તે દુઃખ ન ખમાય;
ઉત્તર ઇચ્છા તુમ તણી, આપો વિચારો સુખ થાય. ૭
તર્ક વિતર્ક વિચમાં કરી, આપે ઉત્તર સુખકાર;
થોમસ-પત્ર મનમાં ધરી; જાઓ સુખ થાશે તે વાર. ૮
આપ ગમન પહેલાં સહી, શાન્તિ થાશે નિરધાર;
મિત્રની ભલામણ એહવી, ઇષ્ટ-સિદ્ધિ કરનાર. ૯
વાત સુણી મન હરખીઆ, આપે આશીર્વાદ ખાસ;
ધર્મલાભ દઇ તોષીઆ, આવે સુખશાત આવાસ. ૧૦
કરે વિહાર સૂરિ પ્રેમથી, નયાશહેર આવ્યા તેવાર;
વિનતિ પ્રતિષ્ઠાની દિલથી, કરે સૂરિવરને અપાર. ૧૧
રાય બહાદુર દાનવીર જે, ધીર વીર અતિગંભીર;
ગુરુદેવ-શિષ્ય એ સહી, શેઠ કોઠારી વડવીર. ૧૨
કુન્દનમલ ભાવુક સહી, પ્રભુ રથયાત્રાની કાજ;
સુવર્ણ સિંહાસન ગ્રહી, આપે સંઘને સુખકાજ. ૧૩
રચના તેહની અતિભલી, ભાવ અતિભલો ધાર;
પાલીતાણે સહાય ભલી, કરે શાલામાં તે વાર. ૧૪
અઠ્ઠાઇ મહોત્સવ માંડીઓ, પ્રભુ-પ્રતિષ્ઠાની કાજ;
વિધિરસીઆ બોલાવીઆ, રાધનપુરી પુણ્ય-કાજ. ૧૫
મંડલ આવે પ્રેમથી, ક્રિયા કરાવે શુભ સાજ;
આનન્દ રંગ વધામણાં, ઘર ઘર મંગલ આજ. ૧૬
સૂરિમંત્ર-મંત્રિત વાસથી, કરાવે પ્રતિષ્ઠા સૂરિરાય;
ભક્તિભાવ સવિ પ્રેમથી, પ્રતિષ્ઠા થયાથી ગુણ ગાય. ૧૭



नया शहेर निवासी स्वज्ञाति उद्धारमा सवा लक्ष व्यय करनार-और भी यथोचित हजारोका
सद्व्यय करनार दानवीर रायबहादुर शेठ कुन्दनमलजी लालचन्दजी कोठारी

વિનતિ ચોમાસાની ભલી, સ્વીકારે તે સૂરિરાય;
કુન્દનમલ ઉદેચન્દજી, ધૂલચન્દજી સુખ થાય. ૧૮
ઓઘડભાઇ આણંદજી, રાઠી પ્રભૃતિ નિરધાર;
સવી આગેવાનો મળી, કરે વિનતિ તે સ્વીકાર. ૧૯
ખરા દિલની વિનતિ, ખરી અસર કરનાર;
સુણે વ્યાખ્યાન જ્યાં પ્રેમ અતિ, ત્યાં સવિ શાન્ત પ્રચાર. ૨૦
પશુશાલા-સહાય ભલી, રાઠીજી પ્રભૃતિ કરાય;
ધર્મ-ધ્યાન કરે મન ખુલી, જયજયકાર કરાય. ૨૧
પબ્લીક વ્યાખ્યાનો કર્યાં, દર રવિવાર મોઝાર;
મોહરીલાલ આશાંબરે, પ્રશ્નો કર્યા કેઇ વાર. ૨૨
ઉત્તર સુણી પ્રમોદ ધરી, રાજવાર્તિકાદિ ગ્રન્થ;
હાથમાં લઇ પ્રમોદ ધરી, આવે જાણવા વીર-પન્થ. ૨૩
બોલાવી મંગલવિજયને, સૂરીશ્વર તેણી વાર;
ભણાવો દ્રવ્યાનુયોગને, જાલમચન્દ પણ ધાર. ૨૪
ચોમાસું પૂર્ણ થયા પછી, વૃદ્ધિચન્દ્ર ભક્તરાજ;
સર્વવિરતિની વિનતિ, કરે સ્વીકારે ગુરુરાજ. ૨૫
સંઘ સુણી હરખિત થયો, ઉત્સવ કરે સુખકાજ;
પદવી-પ્રદાન સમય થયો, સુણો એક વાત બહુ આજ. ૨૬
ઉપાધ્યાય ઇન્દ્રવિજય ને, મંગલ પ્રવર્તક ધાર;
આચાર્યપદ-યોગ્યને, ઉપાધ્યાય પદ નિરધાર. ૨૭
દીક્ષા આપે વૃદ્ધિચન્દ્રને, ચઢતે પરિણામ તે વાર;
સંઘશ્રવણ સુણે નામને, વિશાલવિજય તે ધાર. ૨૮

ત્રિકમચન્દ્ર નિજ તનુજની, દીક્ષા જુવે ધરી પ્યાર;
હર્ષનાદ કરતલધ્વનિ, પ્રગટ કરે સુણકાર. ૨૯

સાચા પિતા તે જાણવા, જે પુત્ર-હિત કરનાર;
અવર તે કુળમલ લેખવા, ધર્મનીતિ કહે સાર. ૩૦

દીક્ષિત-વેશ જોઇ મોહતા, માનતા ધન્ય અવતાર;
આપી દેશના વિહરતા, ચંપાલાલ-નસીઆં મોઝાર. ૩૧

પારસી ધનજીભાઇ તણું, સૂરિવાણીમાં બહુ ધ્યાન;
થયા શુદ્ધાહારી સુભાવથી, જૈનધર્મ બહુ માન. ૩૨

સભા સવી નસીએ મળી, ગુરુદર્શનની કાજ;
જૈન જૈનેતર સાંભળી, આવ્યા શ્રવણ સુણકાજ. ૩૩

પ્રાચીન ઋષિ પદ્ધતિપણે, ધર્મભૂષણાદિ ધાર;
પદવીઓ રાઠો-પ્રભૂતિને, આપે સૂરિ ધરી પ્યાર. ૩૪

---



## ઢાળ આઠમી.

( સમવસરણ સુરવર રચે રે—દેશી )

સોજતમાં સૂરિ આવીઆ રે, સંઘ હરખ નવી માય,
સૂરિજી ગુણ-રસીઆ.
ગુણ-રસીઆ રે મ્હારા મન વસીઆ રે;
દીલ વસીઆ સૂરિરાજ. ,, ૧

જિનવર-ચૈત્ય નિહાળવા રે, સંઘ સકલ પરિવાર;
સૂરિજી ગુણ રસીઆ.
આશાતના જોઈ ચમકીઆ રે, દૂર કરાવે તેણીવાર. સૂરિજી૰
આપે ઉપદેશ રળીઆમણો રે, જીર્ણોદ્ધારાદિનો સાર; „
સાહિત્ય-સંમેલન તણો રે, પ્રારંભ તિહાંથી કરાય. „ ૩
ઓશીસ ખોલી તેણે સમે રે, કાર્ય ત્વરાથી બહુ થાય; „
[1]અમૃત અશાતા ઢીલ ભમે રે, વધતી દિન પ્રતિ જાય.„ ૪
ઇલાજ અનેકો કરાવતા રે, પણ ન સમાધિ લગાર; „
નિજામણાએ સાધુ રાખતા રે, કાલ ન છોડે પલવાર. „ ૫
ભક્તિભાવ સંઘ અતિ ઘણો રે,કર્મ નિર્જરાની તે કાજ;„
વ્યાખ્યાનો સાર્વજનીનનાં રે, આપ્યાં તિહાં મનોહાર.„ ૬
વિહાર કરી બિલાડે ગયા રે, શ્રાવક તણો બહુ ભાવ; „
ઠાકોર સુણી રાગી થયા રે, સૂરિ-વ્યાખ્યાનનો પ્રભાવ.„ ૭
ધાર્મિક જાતિ-સુધારા કરી રે, વિહાર કરે સૂરિરાય; „
જોધપુર-સંઘ હર્ષ ધરી રે, કરે નિમંત્રણ ચિત્ત લાય. „ ૮
સાહિત્ય-સંમેલન ઇહાં કરો રે,કરશું સર્વથા સહાય;„
માનો વિનતિ વિહાર ખરો રે,કરો સ્વીકારી સૂરિરાય ! „ ૯
સાધુ અષ્ટાદશ તિણે સમે રે, સવી વિદ્વાનો દિલ ધાર; „
વિદ્વાનો વળી બોલાવીઆ રે, જૈન જૈનેતર ધરી પ્યાર „ ૧૦
રાજપૂતાના બંગાલ યૂપી રે,ગુજરાત સૌરાષ્ટ્રના ખાસ;„
મારવાડ મેવાડ દક્ષિણ સવી રે, વળી યૂરોપીયન વાસ.„ ૧૧
યાકોબી અજમેર આવીઆ રે,ઢુંઢક સમાજી તેણીવાર;„
દશવૈકાલિક આચારાંગ ગ્રહી રે,જુઓ મૂર્ત્તિપૂજા ન લગાર.„૧૨

૧ મુનિ અમૃતવિજય.

જૈનોમાં મૂર્તિ-પૂજા નહી રે, એ સવી મચાવી ધમાલ;
સૂરિજી ગુણ રસીઆ.
વાત સુણી સવી એ સહી રે, કહે વ્યાખ્યાનમાં એ ખ્યાલ. સૂરિજી
મૂર્તિ-પૂજા જૈનોમાં નહીં રે, સૂત્રો અવલોકયાં મેં ખાસ; ,,
પ્રભુપૂજક-મન દુઃખ વહી રે, જોધપુર તાર સુખાવાસ. ,, ૧૪
સંઘ આવ્યો સૂરીશ્વર કને રે, કેમ કરીએ અમે સત્કાર ?,,
વીવાહ વરસી કરી એહણે રે, તેહ પંડિત ન લગાર. ,, ૧૫
કહે સૂરિજી સુણો ભવિજના રે!, એ તુમ કુલ ન આચાર; ,,
શત્રુ જો આવે ઘર આપણે રે, કેમ મુકાય કુલાચાર. ,, ૧૬
પ્રત્યુત્તર અમે આપશું રે, યુક્તિ પ્રમાણો બહુ પાસ; ,,
અપમાન કરવું એહનું કીશું રે ?, કરો સત્કાર બહુ ખાસ,,, ૧૭
પ્રોત્સાહ સર્વત્ર પ્રસરતો રે, કરે ધામધૂમ તેણી વાર; ,,
પાંચ હજાર સનમુખ જતો રે, જન-સમૂહ બહુ ધાર. ,, ૧૮
તીર્થ-રચના બહુપરે કરી રે, જુવે જન-સમૂહ તે ખાસ; ,,
નિબંધો જૈન-સાહિત્ય તણા રે, પવિત્રતાના કહેનાર. ,, ૧૯
ઉત્તમોત્તમ આવ્યા સહી રે, ભિન્ન ભિન્ન વિષયના ધાર; ,,
કેવલ જૈનના એહ નહી રે, જૈનેતરોના બહુ ધાર. ,, ૨૦
ઉત્તમતા એ સાહિત્યની રે, ફેલાણી સર્વત્ર તે વાર; ,,
ઉપાધ્યાય શાસન-દીપ ખરા રે, ગુરુ-આદેશે તે ચાલનાર.,, ૨૧
પરિશ્રમ કરે તિહાં બહુપરે રે, વળી જોધપુર-પ્રજા ખાસ; ,,
સ્વયંસેવક-મંડળ વળી રે, ભેદભાવ ન દિલ જાસ. ,, ૨૨
ચાકોળી સૂરિ પાસ આવીઆ રે, કરે પ્રણામ બહુ વાર; ,,
સવી સૂત્ર-પાઠ નીકાળીઆ રે, ધર્યા મ્હેજ ઉપર તે વાર.,, ૨૩

આ શું આ શું ચૌટે ઓટે કહે રે,અજમેર-વ્યાખ્યાન ધમાલ;
સૂરિજી ગુણ રસીઆ.
મૂર્તિ-પૂજા સૂત્ર નહી કહે રે, એહવું વ્યાખ્યાને કહ્યું ખાસ.,,
સૂત્રદયી આગળ ધરી , કર્યો બહુ અસત્ય પ્રલાપ; ,,
સાધુ-આચાર વ્યાખ્યા ધરી રે, કરવો ન ઘટે અપલાપ. ,, ૨૫
સૂત્રદયીમાં પૂજા કહી નહી રે,માન્યતા મ્હારી પણ ખાસ; ,,
માને પૂજા કોણ આચારાંગે સહી રે,પ્રતિપાદક આચારના જાસ.
વીશ સૂત્રો પૂજા સિદ્ધ કરે રે, જુઓ એ પાઠ સુપ્રમાણ; ,,
અજ્ઞાનતા તેથી સિદ્ધ થઇ રે,કર્યું કેમ ઉલટું વ્યાખ્યાન?,, ૨૭
વિલોકયા પાઠ સૂત્રોના સવી રે, ભૂલ કબૂલ કરી ખાસ; ,,
ભૂલ કહેવાથી કામ નહિ સરે રે,કરો અજમેર તાર જાસ.,, ૨૮
વ્યાખ્યાન છપાવો નહી અમતણું રે,તુમે રચી પ્રપંચની જાલ;,,
મૂર્ત્તિ—પૂજા સૂત્ર વીશમાં રે, દીઠી પ્રત્યક્ષ આવ્યો ખ્યાલ.,,૨૯
જૈનસૂત્રોમાં પૂજા બહુ પરે રે,જ્ઞાતા જીવાભિગમાદિ ધાર; ,,
મુજ વ્યાખ્યાન-ભૂલ એ સહી રે, એહવો કર્યો તેણે તાર.,, ૩૦
ઢુંઢક સમાજી સુણી ચમકીયા રે,બાજી ન રહી હવે હાથ; ,,
સત્ય વાત છાની નવી રહી રે, ધર્મ મંગલ જગનાથ. ,, ૩૧






વ્યાખ્યાન—મુદ્રણ નિષેધથી, ઢુંઢક સમાજી ફૂટે પેટ;
ઉગ્રપાપ—પરિણામથી, પ્રપંચ જાળ ખુલી ઠેઠ. ૧

વ્યાખ્યાન સભાના કારણે, નગર બહાર ખેંચાય;
દળવાદળ તંબુ ઘણો, જોર શોરથી તણાય. ૨

દસ હજાર વેત્રાસનો, બેઠક માટે ગોઠવાય;
બહાર મેદાન નગરનું, નૂતન નગર બની જાય. ૩

બેઠક ચાર દિનની ગ્રહી, સુંદર સંમેલન કરાય;
બેઠક પૃથક પૃથક સહી, વચ્ચે અધિકારી સુહાય. ૪

રાજવર્ગ મંત્રીશ્વરુ, રાજકુમાર શુભ ઠાય;
સૂરિ-દેશના સુહંકરૂ, સુણવા મન લલચાય. ૫

શ્વેતાંબર-સંમેલને, દિગંબર ન ભૂલાય;
સાહિત્યોન્નતિ સવી જૈનને, કરવી ઘટે ચિત્ત લાય. ૬

તેરાપંથી ઢુંઢક ઘણા, આવી સુણે વ્યાખ્યાન;
ભિન્ન ભિન્ન વિષયો તણાં, ભાષણ સુણે ધરી કાન. ૭

અન્તિમ નિત્ય સૂરિરાજનું, પ્રાચીન સાહિત્યની ખ્યાત;
ભાષણ તે ભિન્ન વિષયનું, આપે સૂરિ જગ-વિખ્યાત. ૮

ચાકોબીએ પ્રથમ દિન, ખંડન અજમેરનું કીધ;
લુંપક સુણી તે દિનથી, બળ્યા બાવળ દેહ કીધ. ૯

હીન્દી અંગ્રેજી વાણી વિષે, મારવાડી ગુજરાતી ધાર;
ભાષણ નિબંધો સવી દીસે, પ્રાચીનતા સિદ્ધ કરનાર. ૧૦
જૈનમાં જેહ વિષય નહી, અવરમાં નહિં તે વિચાર;
અવરમાં વિષય જે નહી, તે જૈન–સાહિત્યમાં ધાર. ૧૧
વિતથ-લેશ જિહાં નહી, જિહાં ધર્મનીતિ–પ્રચાર;
વિષય તેહવા અહિં સહી, સવી એહ સાહિત્યમાં ધાર. ૧૨
નિબન્ધો આવ્યા ઘણા, છપાણા રીપોર્ટ મોઝાર;
શાસનોન્નતિમાં નહી મણા, તેહ સમયે નિરધાર. ૧૩
માંસાહાર જૈન–સૂત્રમાં, એહવો યાકોબી મન–ભ્રમ;
સૂત્ર ટીકા નિર્યુક્તિ ધરી, સમજાવી કાઢે તે મર્મ. ૧૪
અનેક સંશય તેહના, સમજ–ફેરથી જે થાય;
યુક્તિ પ્રમાણો આપી એહના, નિરાકરણ તે કરાય ૧૫
શુદ્ધ હૃદય બહુ પ્રેમથી, સૂરિ પાસે માગે આશિષ;
આપે સૂરિ બહુ નેહથી, ગ્રહે વીસવા વીસ. ૧૬
ઓશવાળો વૈષ્ણવ ઘણા, દશ્ય એ દેખી પામે ધર્મ;
સૂરીશ્વર-વ્યાખ્યાન તણા, જાણો પ્રત્યક્ષ સવી મર્મ. ૧૭
અપૂર્વ વાત મનમાં ગ્રહો, સૂરિ–વ્યાખ્યાન મોઝાર;
ક્ષાત્રધર્મ દીલમાં વહો, જેમ પામો સુખ અપાર. ૧૮
ધર્મહીન ક્ષત્રિયો થયા, જે હતા અનાથના નાથ;
અશરણ–શરણ તે થયા, રક્ષક ભક્ષક નિર્નાથ. ૧૯
મુસલમાન–રાજ્યે સહી, જૈનાચાર્ય ઉપદેશ;
અહિંસા ધર્મને સદ્દહી, કરતા ન હિંસા આદેશ. ૨૦

તહેવારો સવી ધર્મના, પળાવતા ધરી નેહ;
હા હા ! જુઓ હિન્દુરાજ્યના, આચારે દુઃખ બહુ એહ. ૨૧

નિરપરાધી જીવ-ઘાતમાં, કરે ઉદ્યમ બહુ વાર;
પુરુષાર્થ જાઓ પાતાળમાં, એ કર્યો નીતિ-પ્રચાર. ૨૨

નિર્દોષી શસ્ત્રહીનને, જે મારે ક્ષત્રી તે ગમાર;
દીન હીન મૂક જીવને, મારે નિર્દય મન નિરધાર. ૨૩

હૃદય નહી તેહનું ખરૂં, પણ પાષાણ નિરધાર;
તૃણ સુખપશુ-પ્રાણહરૂ, અધમ ક્ષત્રિય અવધાર. ૨૪

ભર બજાર કબૂતરો, ઉડતાં જે મારે પલાદ;
મનુષ્ય નહી હેવાન ખરો, થાય મનમાં વિખવાદ. ૨૫

વાત સુણી કૉંસિલ ભરી, કર્યો એહવો ત્યાં ઠરાવ;
મારે કબૂતર હવે ફરી, કરે જેલયાત્રા તે ભાવ. ૨૬

પાખી જૈન તહેવાર તણી, પ્રથમ હતી જેહ બન્ધ;
પાળવા તેહ નિયમ ઘડી, રાખ્યો પ્રાચીન સંબંધ. ૨૭

વાત સુણી ખુશ થાવતા, સંઘ સકલ બહુ વાર;
કામ અપૂર્વ કરાવતા, ધન્ય સૂરિ-અવતાર. ૨૮

વિનતિ ફતેસિંહ રાજની, રાવઠી વ્યાખ્યાન કાજ,
આવી અરજ કરે તેહની, માની લે ગુરુ મહારાજ. ૨૯

સાથ લઇ સવી સાધુને, ગયા સૂરિ મહારાજ;
એકાન્ત વાસ કરી કને, આપે વ્યાખ્યાન સુખકાજ. ૩૦

રાજકુંવરો રાણી સવી, મળી સુણે તેણી વાર;
અહિંસા નીતિ પ્રચાર સહી, વ્યાખ્યાનનો એ સાર. ૩૧

માંસાહાર-ત્યાગ તણી, કરે પ્રતિજ્ઞા કેઈ ખાસ;
કેઇક કતિપય દિનની, કેઇક શીકારની જાસ. ૩૨

ક્ષાત્ર ધર્મ શુદ્ધ જાણતા, આત્મ ધર્મ વળી ખાસ;
જન ધર્મ શુભ માનતા, કરે પ્રશંસા સુવાસ. ૩૩

એ રીતે બોધ આપી કરી, કર્યા કર્તવ્ય તૈયાર;
અનુમોદન કરે ફરી, જય બોલો સૂરિરાય. ૩૪




( એમ કેઇ સિદ્ધિ વર્યા મુનિરાયા—એ દેશી. )

જોધપુરથી પાલી નગરમાં આવ્યા,
સુણી શ્રાદ્ધ બહુ હરખાયા રે; સૂરિજી જગતાક.
પ્રવેશ બહુ આનન્દે કરાવ્યો,
વામાસુત પ્રેમે ભેટાવ્યા રે. સૂરિજી૦ ૧

દર્શન સવી મન્દિરનાં કીધાં,
સહુ સંઘનાં કારજ સિદ્ધાં રે; ,,
સિરેમલ તેરાપંથી ત્યાં આવ્યા,
ચર્ચા કરવા બીજા લાવ્યા રે. ,, ૨

પ્રશ્નો બાવીશ સહુ મળી પૂછે,
મૂર્તિ—પૂજા મુખ્ય વિષય છે રે; ,,

સૂરખ જન પૂછે પ્રશ્નો તેહવા,
યુકિત પ્રમાણ-વિકલથી એહવા રે. ,, ૩

ઉત્તર આપે સૂરિ સમભાવે,
શાસ્ત્ર યુકિત પ્રમાણ પ્રભાવે રે; ,,
તેરાપંથી બાઇસ પ્રશ્નોત્તર,
આપે હેડીંગ તેહની ખાતર રે. ,, ૪

પુસ્તક દ્વારા પ્રસિદ્ધિ કરાવી,
મૂર્ખોની મુરખતા જણાવી રે; ,,
વિહાર કરી શિવગંજમાં આવ્યા,
સાધુ જૂદા જૂદા મોકલાવ્યા રે. ,, ૫

ખીવાણદી જોધપુર ને પાલી,
સાદડી વાલી તે રસાલી રે; ,,
શુષ્ક ગામ શિવગંજને જાણો,
સવી પંચો મુરખ મન આણો રે. ,, ૬

અનીતિ અધર્મમાં શૂરા પૂરા,
ન્યાય ધર્મમાં બહુ તે અધુરા રે; ,,
સામાન્ય જન ભદ્રિક તે જાણો,
ડરે પંચોથી તે મન આણો રે. ,, ૭

સાદડીમાં પણ ચોકડી એક,
ધર્મ વિવેક ન જાણે તે છેક રે; ,,
અજ્ઞાનતા ગોડવાડમાં ભારી,
ઉપદેશક જાય તેથી હારી રે. ,, ૮

જોર શોરથી વ્યાખ્યાનો આપે,
ભદ્રિકની અજ્ઞાનતા કાપે રે; ,,
ટેસેટોરી દર્શન કાજ આવે,
સૂરિ-દરિસણે બહુ સુખ લાવે રે. ,, ૯

કાર્ય અપૂર્વ ન થયાં ગોઠવાડ,
બીગાડે ચોવટીઆ ભરવાડ રે; ,,
વરકાણા ગુરુકુલની કાજ,
સૂરિ-પરિશ્રમ બહુ અવાજ રે. ,, ૧૦

પ્રતિશ્રામમાં પ્રારંભ તે કીધો,
ચન્દા શરૂ કરવા લાભ લીધો રે; ,,
કુશલરાય તે સાથે ફરતા,
પરિશ્રમ બહુ પ્રકારે કરતા રે. ,, ૧૧

વિહાર કરતા સાદડીમાં આવ્યા,
વિદ્યાવિલાસી જન બહુ ભાવ્યા રે; ,,
ચોકડી એક વિઘન કરનારી,
શુભકામમાં ગ ત તે ન્યારી રે. ,, ૧૨

પરિપાક તેહનો નાવ્યો જાણી,
પાપગઠડી ચોકડીએ આણી રે; ,,
દુઃખ થયું કુશલરાય અપાર,
પણ સમજે ન તે સરદાર રે. ,, ૧૩

જાણે ચોકડી ગુરુકુલ જો થાશે,
છોરા વિદ્વાનો તે ગવાશે રે; ,,

કસોટી કરી સવી કામ તે કરશે,
તો પૂછણુથી દૂર ફરશે રે. „ ૧૪

અપની પુછણુ ખાતર એહવા,
નાખે કામમાં પત્થર તેહવા રે; „
તે માટે ચોવટીઆથી ચેતો,
જાણે કાળ ઝપાટા દેતો રે. „ ૧૫

પંચ તીરથની યાત્રા બહુ સારી,
વરકાણાની પ્રથમ નિરધારી રે; „
પ્રાચીન ભવ્ય જિનાલય ધારો,
જોઇ દુર્ગતિ તે દૂર વારો રે. „ ૧૬

નાડોલ બીજું તીર્થ નીહાળો,
ભવ્ય જિનવર -ચૈત્ય સંભાળો રે; „
ઉત્તમ મન્દિરો ભવિ મન ધારો,
દેખી જાય તે કામ-વિકારો રે. „ ૧૭

નાહલાઇ મન્દિર ઘણાં સારાં,
સિદ્ધાચળ ગિરનાર દુઃખહારા રે; „
સ્થાપના તેહની તિહાં નિહાળો,
નિત્ય દરિસણે પાપ પખાળો રે „ ૧૮

ઘાણેરાવ મહાવીરને ધ્યાવો,
બીજા મંદિરને મન લાવો રે; „
રાણકપુર પંચમ મન ધારો,
ટેસેટોરીને પણ ન વિસારો રે „ ૧૯

સૂરિ-દરિસણ કરવાની કાજે,
 રાણકપુર તે મનમાં વિરાજે રે; સૂરિજી૦
સાર્વજનીન વ્યાખ્યાન તે આપે,
 શિવગંજ ખિવાણદી વ્યાપે રે. „ ૨૦

ભાષણે જૈન પવિત્ર પ્રકાશે,
 સવી ધર્મથી પ્રાચીન ભાસે રે; „
સર્વોત્તમ સાહિત્ય જૈન આણી,
 અભ્યાસ કરે ગુરુ જાણી રે. „ ૨૧

વિજયેન્દ્ર સૂરીશ્વરની પાસે,
 દરશન કરવા ગયા તે ઉલ્લાસે રે; „
એ સવી કામો ચોમાસામાં કીધાં,
 પાછાં દરિસણ સાહહી લીધાં રે. „ ૨૨

વિહાર કરી સૂરિરાજની સાથે,
 આવ્યા રાણકપુર સુખ સાતે રે; „
ત્રૈલોક્યદીપક મન્દિર નીહાળી,
 ભવો ભવનાં તે પાપ પખાળી રે. „ ૨૩

ભારતમાં મન્દિર નહી એહવું,
 રચના બાંધણીએ તેહવું રે; „
ભૂમિગૃહો ત્યાં અનેક વિચારો,
 જિનપ્રતિમા તણો નહિ પાર રે. „ ૨૪

કળારો અમે થંભા તિહાં દીસે,
 મોક્ષમહેલ નિઃસરણી તે દીસે રે; „

નેમિનાથ જુહાર જુહારો,
ધર્મ મંગલને મન પ્યારો રે. ,, ૨૫

---



દુહા.

ઉદેપુર જાવા સહી, કર્યો સાદડીથી વિહાર;
ભાણુપુરાની નાળ ગ્રહી, ગયા ઉદેપુર મોઝાર. ૧

બારા તેરા પંથી ઘણા, મારગમાં સવી જાણ;
મેદપાટવાસી તણાં, મન ભરમાવ્યાં મન આણ. ૨

બગડીથી બગડી ગયો, ભીખમ નિન્હવ બહુ નીચ;
દયા દાન મનથી ગયો, રહ્યો દુર્ગતિના વીચ. ૩

બાવીશ ટોલા નામથી, મરુધરમાંહે પહેચાણ;
મેવાડ બારાપંથીથી, બીજે થાનકવાસી જાણ. ૪

સાધમાર્ગી ઉપનામથી, ઢુંઢક અવર તે ધાર;
એ રીતે સવી નામથી, ઢુંઢક-મત અવધાર. ૫

સંજ્ઞા તેરાપંથી તણી, ભીખમ તે ઓળખાય;
ભીખારાજી મુંમાડાકા તણો, જાપ તે સમાજ કરાય. ૬

વીતરાગ-ધ્યાન દૂર કરી, સ્વેચ્છ-ધ્યાનમાં લલચાય;
ધર્મ આચાર ન મન ધરી, પિંડ-પોષણું દિલ લાય. ૭

શુદ્ધાશુદ્ધ વિવેક નહી, મન્દિર કાંટા લગાય;
ભક્ષ્યાભક્ષ્ય-વિચાર નહી, સુબંધા નામે ગવાય. ૮
અનુભવ-મારગમાં થયો, ધર્મપતિત સવી જાણુ;
ઉદેપુર-સંઘ ખુશ થયો, સૂરિ-આગમન સુજાણુ. ૯
પ્રવેશોત્સવ સોહામણો, ધર્મોન્નતિ કરનાર;
પ્રભુ-દર્શન ઇચ્છે ઘણો, મિથ્યાભાવ હરનાર. ૧૦
વ્યાખ્યાનો બહુ જોરથી, આપે સૂરિ ભગવાન;
માજી દીવાન ફત્તેકરણુ, રોશનલાલ શુભવાન. ૧૧
અધિકારી ઘણા આવતા, સૂરિ પાસ ગુણુવાન;
ધર્મચર્ચા સુખ પામતા, ધરે ગુણાનુરાગ ધ્યાન. ૧૨
માસકલ્પ કરી વિહરતા, ધૂલેવાનગર સુખધામ;
યાત્રા કરવા મન ભાવતા, ભાવ-વૃદ્ધિનું એ ઠામ. ૧૩
ગુજરાત જાવા ઇચ્છા ઘણી, ત્વરા બહુ મનમાં સુહાય;
ઉદેપુર-સંઘે વાત સુણી, આવે ત્રણુસો જન ઠાય. ૧૪
વિનતિ ચોમાસા તણી, કરવા આવ્યા સહુ સાથ;
સૂરિ-ભક્તિ કરી અતિઘણી, અરજ કરે જોડી હાથ. ૧૫
અમ વિનતિ મનમાં ધરી, કરો ઉદેપુર વિહાર;
તેરાપંથી-પૂજ્ય ધર્મ હરી, મારગ-વિમુખ કરનાર. ૧૬
બારાપંથી આચાર ને, વિચાર મલીન કરનાર;
લુટારા તે બિહુ જને, આવી અનર્થ કરનાર. ૧૭
શંકરાચાર્ય પણ આવશે, કરશે ચાતુર્માસ ખાસ;
ત્રિપુટી પાસ સહુ જાવશે, રસિક કોઇ નહિ પાસ. ૧૮

ન થાય ચોમાસું જો આવતું, તો ધર્મ રસાતલ જાય;
છ સો ઘર ગયાં તે આપનું, લક્ષ્ય એંચ્યું એણે ઠાય. ૧૯
વિદ્વાન્ સાધુ-અભાવમાં, એક ઘર ન રહે વિભાવ;
ધર્મ-ભાવ જો હૃદયમાં, તો સેવક દિલ લાવ. ૨૦
નહીતર સવી મન્દિર તણી, ચાવી લઇ જાવો સાથ;
એમ કહી ચાવી નાંખી સહી, સૂરીશ્વર પાસ સહુ સાથ. ૨૧
અશ્રુધાર નેત્રવિષે વહી, ગદ્‌ગદ સ્વર સુહાય;
દશ્ય અપૂર્વ મનમાં લહી, શિષ્યને કહે સુણો ભાઇ !. ૨૨
આ સમય જો ચોમાસું નહી, તો પહોંચશે ધર્મ આઘાત;
સાથ આપવા ઇચ્છા સહી, તો સંઘને કરો સુખ સાથ. ૨૩
કેઇ સાધુ કહે મેવાડનો, ખોરાક નહિ અનુકૂળ;
માર્ગ લેઇ ગુજરાતનો, જાશું આણા સુખ-મૂલ. ૨૪
ગુજરાત ઈચ્છા જેહની, તે કરો ઇહાંથી વિહાર;
આઠ સાધુ મન તેહની, આણા લેઇ કરે વિહાર. ૨૫
સવી નિર્ણય મનમાં કરી, જણાવે સંઘને વાત;
કોઇ ચિંતા મન નવી કરો, આવશું અમે સુખ સાત. ૨૬
સંઘ સુણી હરખિત થયો, મન આણંદ ન માય;
ધન્ય સૂરિ અમ સુખ દીયો, જગ-બંધવ કહેવાય. ૨૭
આઠ દિન સ્થિરતા કરી, કેશરીયા-દરબાર;
યાત્રા કરી ભવ-દુઃખ હરી, વિહાર ઉદેપુર ધાર. ૨૮
ઉદેપુરમાં આવતા, સંઘ સકલ હરખાય,
બારા તેરા વાત સુણતાં, મનમાં બહુ અકળાય. ૨૯

કામ બગડ્યું સવી આપણું, લૂંટફાટ નવી થાય;
મૂળ સુધી રહે તો ઘણું, કામ બહુ કર્યું કહેવાય. ૩૦

જો તે આવતા ઈહાં નહી, તો મનમાન્યું સવી થાત;
દરિદ્ર-મનોરથ સહી, પૂરા કેમ થાય સુખ શાત. ૩૧



ઢાળ દશમી.

( સુગ્રીવ નયર સોહામણું જી રે, રાજા શ્રીબલભદ્ર-એ સજઝાયની દેશી )

ઉદેપુર ફરી આવીઆ જી રે, શાસન-રક્ષણ કાજ;
ધર્મભાવ મન લાવીઆ જી રે, સવી મન ઉલ્લસિત આજ રે.
પ્રાણી રે સૂરિ-ચરિત્ર સુખકાર. ૧

પઠન પાઠન વ્યાખ્યાન તણીજી રે, વાત ઘણી નિરધાર;
પ્રતિદિન ઉપાશ્રય સુણે જી રે,સવીજન ધર્મ અવધાર રે. પ્રાણીરે૦

ચર્ચા સારા દિન થતી જી રે, નહિ કોઈને અવરોધ;
સવી પ્રજા ખાસ આવતી જી રે,પ્રશ્નોત્તર સુણ બોધ રે. પ્રાણીરે૦

ભેદ-ભાવ સૂરિ-મન નહી જી રે, પ્રસરી તે નગરમાં વાત;
પણ્ડીક રાગ મનમાં વહી જી રે, અરજ વ્યાખ્યાન અવદાત રે. ૪

સનાતન ધર્મ તણા તિહાં જી રે, કરે પ્રબંધ સુખકાર;
માધવદાસ-સ્થલ છે ઈહાં જી રે, ત્યાં વ્યાખ્યાન મન ધાર રે. ૫

મહન્તજી પણ આવતા જી રે, અધિકારી વર્ગ પણ ધાર રે;
શેઠ શાહુકાર સાથ લાવતા જી, પંડિતજન અવધાર રે. પ્રાણી૦

માનવ-ધર્મ પુરુષાર્થનાં જી રે, બ્રહ્મચર્ય અવદાત;
ગૃહસ્થધર્મના મર્મનાં જી રે, માર્ગાનુસારી ગુણ ખ્યાત રે. ૭

મૂર્તિમંડન પૂજા તણા જી રે, વિષય અનેક અવધાર;
જોર શોર વ્યાખ્યાન થયાં જી રે, શ્રવણ મનન ચિત્ત લાય રે. ૮

હર્ષચન્દ્ર આવી તિહાં કને જી રે, અરજ કરે મનોહાર;
સર્વવિરતિ-દાન શુભ મને જી રે, લેવા હર્ષ અપાર. પ્રાણી૦ ૯

અનુમતિ નિજ માતા વિના જી રે, દીક્ષા ન મનમાં વિચાર;
મેળવો તેહને હુલસમના જી રે, પછે લ્યો સંયમ-ભાર રે. ૧૦

સમજાવી નિજ માતને જી રે, મેળવી અનુમતિ ખાસ;
સંઘ ઉત્સવ આદર મને જી રે, પુણ્યબંધ સુખવાસ રે. પ્રાણી૦ ૧૧

શાસનસેવા બહુપરે કરી જી રે, નિઃસ્વાર્થ મન જાણ;
ટ્રેસેટોરી તિહાં આવીને જી રે, અનુમોદન દુઃખ-હાણ રે. ૧૨

તિલક કરી હર્ષચન્દ્રને જી રે, આપે સોનામહોર એક;
કરે સત્કાર તિહાં શુભ મને જી રે, સત્ય ધરમ રાખે ટેક રે. ૧૩

સંઘવીઓ બોલાવતા જી રે, જિનવર-ભક્તિની કાજ;
વાર્ષિક દાન બહુ આપતા જી રે, હાથી ઘોડાનો બહુ છાજ રે. ૧૪

હજારો મનુષ્યોની મેદની જી રે, આવી ત્યાં દર્શન-કાજ રે;
અધિકારી સવી આવીઆ જી રે, વળી અંગ્રેજો મન ધાર રે. ૧૫

દીક્ષા બે ભાવુક તણી જી રે, કરાવે ક્રિયા સુખકાર રે;
નામ આપે સૂરિ-દિનમણિ જી રે, જયન્ત નિધાન મન ધાર રે.

જયન્તવિજય સૂરિ-શિષ્ય થયા જી રે, નિધાન ઉપાધ્યાય ધારરે;
વૈશાખ સુદિ પંચમી દિને જી રે, સંઘ મલ્યે સુખકાર રે. ૧૭
તેરા બારાપંથી આવીઆ જી રે, ચોમાસું કરવાની કાજ;
કાલુરામ પૂજ્ય તેરા તણા જી રે, બારા શ્રીલાલ પૂજ્ય છાજ રે. ૧૮
દયા દાન તેરાપંથીમાં જી રે, વન્ધ્યા-પુત્ર સમ ધાર;
નિર્દય ભાવ વધારતા જી રે, કરતા અધર્મ-પ્રચાર રે. ૧૯
ગિરિરાજ કિશોર તિહાં જી રે, બ્રહ્મચારી અવધાર;
સૂરિ-દર્શન આવે ઇહાં જી રે, પામ્યો ધર્મ તે વાર રે. ૨૦
તેરાપંથી ચોમાસા વિષે જી રે, હજારો જન મન ધાર;
પૂજ્ય-દર્શન કરવા હીસે જી રે, જાણતા ઇશ અવતાર રે. ૨૧
લાકડાં પાણી સુકામની જી રે, સગવડ કરે તેણીવાર;
સીધું સામાન સવી નિજનું જી રે, ઠરાવ તે મનમાં ધાર રે. ૨૨
ભઠ્ઠીઓ સળગે નિશદિને જી રે, માલ પાણી ત્યાં ઉડાય;
રસવતી અનેક બનાવીને જી રે, આપે પૂજ્યને શુભ ઠાય રે. ૨૩
ગાય તિહાં એક આવીને જી રે, પડે અકસ્માત તે વાર;
કાઢે ન તેરાપંથી તેહને જી રે, બળતી બહુ કરે ત્યાં પોકાર રે. ૨૪
મુસલમાને એક આવીને જી રે, કાઢી દયાભાવ ખાસ;
ફોટો તેહનો પડાવીને જી રે, કર્યો પ્રસિદ્ધ પ્રકાશ રે. ૨૫
હજામ તેહનો વાવમાં પડ્યો જી રે, કાઢે ન તેહ ગમાર;
વેદનથી ત્રાસ પામતો જી રે, પણ ન દયાભાવ ધાર રે. ૨૬
મરવાથી પાપ એકજ કહે જી રે, જીવતાં અઢાર મન ધાર;
તે માટે કાઢે ન એહને જી રે, ઉપદેશ ભીખમનો ધાર રે. ૨૭

દયા દાન વ્યાખ્યાન ઘણાં જી રે, પબ્લીક સ્કુલોમાં ધાર;
બજારમાં પણ એહ તણાં જી રે, યુક્તિ પ્રમાણ શ્રીકાર રે. ૨૮
હિત-શિક્ષા સમીક્ષા વિષે જી રે, વર્ણન તેરાનું અવધાર;
શિક્ષાશતક કુંડળીઓ વિષે જી રે, ખોલ્યું પોકળ મન ધાર.૨૯
બારાપંથી પૂજ્ય વાંદવા જી રે, હજારો જન-સમુદાય;
ભોજન રાત દિન તેહવાં જી રે, ભઠ્ઠીઓ ચાલે દિન રાત રે. ૩૦
ગટ્ટર વહે કીડા તણી જી રે, પાપ ન તેમાં લગાર;
જિન-પૂજન પાપ માનતા જી રે, જૂઓ અજ્ઞાની-આચાર રે. ૩૧
સૂત્ર-પાઠો પ્રમાણરૂપે જી રે, આપી કર્યાં વ્યાખ્યાન;
મૂર્તિપૂજા-મંડન કર્યું જી રે, પૂજા સંવર મન માન રે. ૩૨
એક શત આઠ પ્રશ્નો કર્યા જી રે, બારાપંથીને તે વાર;
અઢાઇસો તેરાપંથીને જી રે, ઉત્તર એક નવી ધાર રે. ૩૩
રાતમાં પાણી અભાવથી જી રે, મૂતથી ગુદા ધોવાય;
ઓઘડપંથી તેહ જાણવા જી રે, ધર્મ કલંક કરનાર રે. ૩૪
સવી પ્રજા સત્ય પક્ષમાં જી રે, તેરા બારામાં નવી ધાર;
શંકરાચાર્ય પણ એહમાં જી રે, સત્ય ધર્મ અવધાર રે. ૩૫
કૈત્તેહકરણ ચારણ તિહાં જી રે, પ્રાકૃત ભણવાની કાજ;
પ્રતિદિન આવતા ઇહાં જી રે, પિંગલ-પંડિતરાજ રે. ૩૬
કાશીનરેશના પત્રથી જી રે, રાણાનું મન લલચાય;
કાશી-રત્ન એ અમ તણું જી રે,ભાગ્યે લહું એહ ઠાય રે.૩૭
પ્રબલ ભાગ્ય છે આપનાં જી રે, મનમાં તેહ અવધાર;
આમંત્રણ કરે શુભમના જી રે, સૂરિ-દર્શન સુખકાર રે. ૩૮

શંભુમહેલ બેઠક કરી જી રે, સાત સાધુ લેઇ સાથ;
રાજ-ધર્મ નીતિ ધરી જી રે, ઉપદેશ ઘંટા બે ધાર રે. ૩૯

પ્રાચીન સંબંધ થિર કર્યો જી રે, રાણાજીએ તે વાર;
અભય જીવ એકવીશ કિયો જી રે, દયા-વ્યાખ્યાન-ફલ ધારરે.૪૦

સારા મેવાડ દેશમાં જી રે, અસર થઇ બહુ ખાત;
ચાવચ્ચન્દ્ર-દિવાકરુ જી રે, અમર કર્યું નિજ નામ રે. ૪૧

કુંવર સાહેબ પાસે ગયા જી રે, ઉઠી ત્યાંથી સૂરિરાય;
ઉપદેશ બહુ તિહાં આપીઓ જી રે; સુણી હૃદય સુખ થાય રે.૪૨

કોલ્વીન-આગમન સુણી જી રે; સંઘ બહુ સત્કાર;
કામ કર્યાં અનેક સૂરિજી રે, ધર્મ મંગલ તે વાર રે. ૪૩

---




ચાતુર્માસ પૂરણ કરી, કર્યો તિહાંથી વિહાર;
સંઘ ઉદાસીનતા વરી, આવે વળાવવા તે વાર. ૧

કેશરીયા તીર્થમાં સહી, સાથ સહુ અવધાર;
યાત્રા કરી હર્ષ મન વહી, સંઘપુર-સંઘ તે વાર. ૨

સૂરિજીને વિનતિ કરી, સાથ પધારવા કાજ;
ઇડર-યાત્રા મન ધરી, વડાલી થઇ સુખભ્રાજ. ૩

ગઢ ઉપર યાત્રા કરી, સંઘ સાથ પરિવાર;
કર-વેદન જાણુ આકરી, અસહ્ય મન નિરધાર. ૪
એશિયાટિક સોસાઇટી, ઓફ બંગાલ મંત્રી દ્વાર;
સૂચના ઓગણી પન્દરમાં, ડિસંબર માસ અવધાર. ૫
એસૂસીયેટ મેંબર બહુ-માનપૂર્વક નિરધાર;
આપને બનાવ્યા મળી સહુ, પત્રથી સમાચાર ધાર. ૬
મેંબર તે વ્યક્તિ થાય સહી, પ્રસિદ્ધ ભારત સવી જાણ;
વિદ્વત્તા જેહની જાણે એહી, મેમ્બર યોગ્ય મન આણ. ૭
ભારત યૂરોપ દેશના, સવી જન વાસી પ્રસિદ્ધ;
જગતપ્રસિદ્ધ સૂરિરાજના, ગુણોની પૂજા એ કિધ. ૮
નિખિલ ભારત-સાહિત્યની, સેવા અહોનિશ કરનાર;
ધર્મ-સેવા બહુ પ્રેમની, એહ નિશ્ચય અવધાર. ૯
કર-વેદનના હ્રાસથી, હિમ્મતનગર મન ધાર;
સવી ગામોના સંઘ હર્ષથી, વિનતિ કરે બહુ વાર. ૧૦
એક બે દિન સવી ગામમાં, વ્યાખ્યાન બે ત્રણ વાર;
સાધુ-આચાર ગૃહ-ધર્મના, નીતિ-મારગના વિચાર. ૧૧
પરસ્રીગમન-ત્યાગના, ઠગબાજીના અવધાર;
કુવ્યસન-નુકસાનના, ધર્મ—હાનિના વિચાર. ૧૨
ઈત્યાદિ બહુ વિષય ગ્રહી, કરે વ્યાખ્યાન સૂરિરાય;
તન મન શ્રમ ગણે નહી, જન-મન લાભ સુહાય. ૧૩
પ્રતિગ્રામ સુધાર બહુ, કરી દેહગામ અવધાર;
વિદ્યાવારિધિનું સહુ, કુટુંબ પરિવાર વિચાર. ૧૪

શાસન-દીપક સુંદરૂ, વ્યાખ્યાન-વાચસ્પતિ ધાર;
લેખક તારક દિનકરૂ, એહ મનમાં અવધાર. ૧૫

આગમનોત્સવ અતિઘણો, સહુ મન હર્ષ અપાર;
જિનવર-ભક્તિ ઉલટ તણો, ભાવ ઉત્કર્ષ મન ધાર. ૧૬

વ્યાખ્યાન પંચ તિહાં કરી, રાજનગર મોઝાર;
અત્યાગ્રહ સંઘનો ધરી, કર્યો ત્યાંથી વિહાર. ૧૭




(ધન દિન વેલા ધન ઘડી પ્રહ અચિરાનન્દન જિન જ દિન ભેટશું જી રે
-એ દેશી )

જગતારણ સૂરીશ્વર મહારાજ,
રાજનગર સંઘ-વિનંતિથી આવીઆ જી;
શાહપુરામાંહિ રહ્યા એક રાત,
પ્રાતઃકાલ હજારો જન મેદની જી. ૧

દરિશન કરવા જન-સમુદાય,
ટોળે ટોળાં આવે ત્યાં ઉલટ ધરી જી;
ધ્વજા પતાકા વાવટાનો નહી પાર,
ગલીએ ગલીએ બજારોમાં ઉડતા જી. ૨

સુવર્ણાક્ષરનાં લગાવ્યાં બહુ બોર્ડ,
સામૈયાની શોભા હું શી વર્ણવું જી ?
સાબેલા સર્જ થયેલા નિહાળ,
સૂરિ-દર્શનની ત્વરાએ તે આવતા જી. ૩

નગરવાસી આગેવાન સમુદાય,
બેંડ વાજાંના સમૂહથી આવીઆ જી;
હજારો જન-સમુદાયની સાથ,
જૈન જૈનેતર ભેદ ત્યાં નવી રહ્યો જી. ૪

મધુર સ્વરથી ગાજતાં બેંડ ચાર,
હજારો સુહાગણ સૂરિ-ગુણ ગાવતી જી;
એહવું સામૈયું કોઈનું નવિ ભાવ,
તેહવું થયું સૂરિરાજ—શિરતાજનું જી. ૫

પાંચકુવા રીચીરોડ માણેકચોક,
જરીના પતાકા સાડીઓથી શણગારીઆ જી;
સાધુ-સમાજ દેખી દશ્ય એહ,
કરે વિકલ્પ જુઓ ભાગ્ય કેહવું જી ! ૬

વ્યાખ્યાનો સવી સાધુનાં બંધ થાય,
શ્રવણ કરવા કોઇ જાય ન તિહાં કદે જી;
ચર્ચા ને વ્યાખ્યાનો કરે દિનરાત,
સમભાવ તિહાં વિષમતા જરા નહી જી. ૭

શાહપુરમાં જઇ કરે ત્યાં નિવાસ,
મઠવાસીઓના મઠમાં ન ઉતર્યા જી;

સૂરિ-મુખકમલમાં ભ્રમર સમાન,
રાજનગરની પ્રજા તે સવી થઇ જી. ૮

પુરુષાર્થ વિષયનાં કર્યાં બે વ્યાખ્યાન,
ભગુભાઈ-વંડામાં સાર્વજનીન તણાં જી;
રુઢિ-પૂજક મન તે ન સુહાય;
પ્રશ્નોત્તર સૂરિ આપે સમભાવથી જી. ૯

આઠ દસ હજાર સભ્ય-સમુદાય,
વ્યાખ્યાન-શ્રવણમાં આવે ઉલટ ઘણો જી;
આદર્શ સાધુમાં સવી તે સંભાળ,
સંક્ષેપથી ચરિત્ર સવી એહમાં જી. ૧૦

પ્રતિપોળવાસી જનનો સમુદાય,
વિનતિ પોળમાં પધારી વ્યાખ્યાન કરો જી;
સવારે સામૈયાં વખત વ્યાખ્યાન,
પબ્લીક મધ્યાહ્નમાં આદર ઘણો જી. ૧૧

અનીતિ અસત્ય જૂવા મદ્ય-પાન,
બીડી વેશ્યા પરદારગમન-નિષેધનાં જી;
યુવકવર્ગ તેહવા ઉપદેશ-અભાવ,
અનીતિ-મારગમાંહે બહુ ચઢ્યો જી. ૧૨

જાણી સ્વરૂપ સૂરિ સમયના જાણ,
ભાષણ કરે તે ઉપર બહુ જોરથી જી;
પ્રવૃત્તિમાં દોષ નિષેધમાં ગુણ,
બતાવે શાસ્ત્ર પ્રમાણો બહુ આપી કરી જી.૧૩

સચોટ અસરથી કરી બહુ વિચાર,
હજારો યુવકજન વ્યસનોને છોડતો જી;
ગલીઓમાં મંડપ રચીને શ્રીકાર,
કરાવે વ્યાખ્યાન પબ્લીક તે સ્થાનમાં જી. ૧૪

બાંકૂરા પ્રાન્તમાં પડ્યો બહુ દુકાળ,
કરાવે સહાય અનુકંપા હૃદય ભરી જી;
જાહેર જીવનમાં ન હ્યે જૈન ભાગ,
એહવું કલંક ઇતરનું નિવારીયું જી. ૧૫

જૈન સરીખો નહી અવર ઉદાર,
વસ્તુપાળાદિ મંત્રી દૃષ્ટાન્ત ધરી જી;
સવીજીવ-રક્ષક જૈન અવધાર,
અવર તે રક્ષક નામના જાણવા જી. ૧૬

પબ્લીકમાંહે બેસારી તે છાપ,
આઠ વ્યાખ્યાન બાર દિવસ તે શ્રમ ઘણો જી;
ધર્મ-જીવનમાં ન ગણે સૂરિ ભૂખ,
જ્ઞાન દર્શન ચારિત્રમાં બહુ તત્પરા જી. ૧૭

રાજનગરમાં ફેલાણી એહ વાત,
અવતારી પુરુષ આ નગરમાં આવીઆ જી;
દ્વેષી જવાસા સુણી બહુ સુકાય,
પણ ઉપાય નહી તેહનો એહમાં જી. ૧૮

સાક્ષર કેશવલાલ હર્ષદરાય,
સર ચીનુભાઈ વૈદ્ય જીવરાજ સજજના જી;

પ્રેમ ધરી સૂરિ-વાણી સુખકાર,
    હૃદય ધારણ કરે ભેદભાવ વિના જી. ૧૯
વકીલ કેશવલાલ-ભક્તિ ઉદાર,
    સમભાવ સવી ગુણી જનમાંહે તેહનો જી;
પરિશ્રમ રાજનગરમાં અપાર,
    શાહપુરવાસી જન બહુ આદર્યો જી. ૨૦
પક્ષપાતી જન ધરે ગુણ-દ્વેષ,
    ગુણાનુરાગ ધરે તેહ ધન્ય નરા જી;
ત્રીજો ખંડ પૂરણ અવધાર,
    ધર્મ મંગલ રસ ઘણો ચોથા ખંડમાં જી. ૨૧

इति न्यायविशारद-न्यायतीर्थ-श्रीमंगलविजयोपाध्यायविरचिते धर्मजीवनप्रदीपे पदवीप्रदान-पशुशाला-स्थापनोपदेश—साधुच्छात्रपरीक्षाप्रदान—काशीविहार—आगराऽऽगमन-साहित्यसंमेलनकरण -उदयपुरचातुर्मासादिवर्णननामा तृतीयः खण्डः समाप्तः ॥ ३ ॥





# ચોથો ખંડ.

દુહા.

પ્રસન્ન મુખ છે જેહનું, વચન આદેયસ્વરૂપ;
લાવણ્યભર્યું વપુ જેહનું, નેત્ર અમૃતાંજન રૂપ. ૧

ક્લેશ-પાદપ-વિધ્વંસના, સર્વથા જે કરનાર;
સ્પૃહા કરે યોગની જેહના, લવસત્તમ અવતાર. ૨

ભૂત ભાવિ વર્તમાનના, ભાવ-ભાસક જ્ઞાન સાર;
જિહાં વિજ્ઞાન આનન્દના, અનન્તચતુષ્ટય ધાર. ૩

પરબ્રહ્મ રૂપ છે જેહનું, જે પરમજ્યોતિ સ્વરૂપ;
તેહ શ્રધ્ધેય તેહ ધ્યેય છે, શરણ તેહનું સુખરૂપ. ૪

યોગ ક્ષેમ કરે જે સહી, સવી જન્તુ-હિતાવહ જેહ;
ભવાર્ણવ-નાવ તે કહી, અવર તે ભવ-કૂપ છેહ. ૫

તે મહાવીર જગદીશ્વરૂ, જગન્નાથ જગભ્રાત;
ત્રિશલાનન્દન સુખકરૂ, જય જય ત્રૈલોક્ય-ખ્યાત.

તે વીતરાગ પ્રણમી કરી, ધર્મ-જીવન જગ-હિત;
ખંડ ચોથો ભવોદધિ-તરી, વરણું પુણ્ય પવિત્ત. ૭




( શ્રુતપદ ભજીએ-એ દેશી )

રાજનગર ચઉમાસા કાજે, સંઘ-વિનતિ બહુ રાજે જી રે;
પલ્લીકસ્થાન ગ્રહ્યું એક અવાજે, સિદ્ધાચલ સૂરિ-મન ગાજે.
સૂરિ જગ-તારૂ જી રે. ૧

રાજનગરથી વિહાર કરીને. કુલોલ પાનસર આવ્યા જી રે;
ત્રિશલાનન્દન મનમાંહે ધરીને, તીરથમાંહે તે સુહાયા ,,૨

દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ ન જાણે, ઉપદેશ નવી તે પીછાણે જી રે;
કઈ વસ્તુની જરૂર શાસનમાં, વિચાર નાવે અજ્ઞ જનમાં.,,૩

સાર્વજનીન જ્ઞાન-દીપ અભાવે, ધર્મહાનિ નિત્ય થાવે જી રે;
ધર્માન્ધતાનું જ્ઞાન ન સારૂં, ધર્મહાનિ બહુ કરનારૂં.,,૪

કલ્યાણક જિનનાં જ્યાં ભાવો,વ્યવસ્થા-અભાવ મન લાવો જી રે;
તોફાની લોકને વાત ન સુઝે, સત્ય ન જાણે તે અણુઝ.,,૫

તે કારણ ધર્માન્ધથી ચેતો, જ્ઞાનમારગ કરો વ્હેતો જી રે;
યાત્રાળુ લોકને બોધ ન તેહવો, સૂરિ-ઉપદેશના જેહવો.,,૬

સંઘ-વિનતિ લીંચ ગ્રામે આવ્યા,સંઘ સહુના મન ભાવ્યા જી રે;
જિનાલય સુન્દર ત્યાં નીહાળી, ભાવ ભક્તિ રઢીઆળી ,,૭

જન્મભૂમિ-યાત્રતીર્થનો ધારો,મંગલવિજય ગુરુ પ્યારો જી રે;
શ્રાદ્ધ જનોના ભક્તિ રૂપાળી, ભવિજન-મન હરનારી. ,,૮

ચઉદમી સદીના વિચારક જાણો, સંઘ આગેવાન મન આણ્યો જી રે;
ઘેલછા ધર્મની તિહાં બહુ વખાણો, કેળવણીનો નહી ટાણો.,,૯
મહાસતી બેન મણી-આગ્રહથી, જોટાણામાં સૂરિ આવ્યા જી રે;
અધુરૂં મંદિર-કામ જોવાથી, આપી ઉપદેશ સમજાવ્યા. ,,૧૦
દિવ્ય દર્શન ભોયણીમાં જાણી, જગદીશ મલ્લી પીછાણી જી રે;
રામપુર વીરમગામ થઇને, ઉપરી આળા ચિત્ત દઈને. સૂરિ૦૧૧
સૂરિ-ઉપદેશ ઉદ્ધાર એ જાણો, તીર્થ પવિત્ર મન આણો જી રે;
ફાગણ સુદિ અષ્ટમીનો મેળો, સૂરિ-ઉપદેશે થાય ભેળો. સૂરિ૦૧૨
સૂરિ-આગમન સવી જાણી, આવે હજારો દિલ આણી જી રે;
વ્યવસ્થા કમીટી કરે સારી, પ્રસન્ન મન કરનારી. સૂરિ૦૧૩
મંડપ વ્યાખ્યાન તણો બહુ ભારી, સમય-સૂચક બલીહારીજી રે,
વિદ્યા ન્યાય ઇન્દ્ર, સૂરીશ્વરનાં, વ્યાખ્યાનો ભિન્ન વિષયનાં.,,૧૪
ભેડીઆ ધસાનની જેમ જાણો, દ્રવ્ય-વ્યય બહુ પ્રમાણો જી રે;
જિહાં જે વાત જરુર દિલ આણો, ત્યાં કોડી ખરચનો ન ટાણો.૧૫
પરાઈ દૃષ્ટિ ઉપર જે ચાલે, નિજ દૃષ્ટિ નવી મ્હાલે જી રે;
વધી ન શકે આગળ તેહ જીવો, પશ્ચાત્તાપ કરે પાડી રીવો.,,૧૬
લાખો રૂપીઆ મંદિરોમાં જાણો, ટ્રસ્ટિ વ્યાપાર મળ્યો ટાણોજીરે,
મરજી મુજબ વ્યય તેહનો કરાવે, સમયને નહી મન લાવે.,,૧૭
હજારો બન્ધુ સહાય-અભાવે, ધર્મ પતિત મન થાવે જી રે;
શ્રાદ્ધ-સમાજ જ્ઞાન હૃદય જો આવે, તો સર્વ કામ નિપજાવે.,,૧૮
પાઠશાલા ગુરુકુલ બોર્ડીંગો, થાપો સવી મુકી ઢોંગો જી રે;
ઢકોસલાબાજી હવે નહી ચાલે, યુક્તિ પ્રમાણ ખૂબ મ્હાલે. ,,૧૯

વૈષ્ણવ આર્યસમાજી કેઇ થાવે, ધર્મઘેલાને મન નાવે જી રે;
સંસ્થાઓ સુન્દર ખોલાવો, શુદ્ધ સંસ્કારી બનાવો. સૂરિ૰ ૨૦
સાધારણ જરુર બહુ જાણો, વર્તમાન કાલ પીછાણો જી રે;
પોષક સાત ક્ષેત્રને તે વખાણો,સર્વદેશીય મન આણો.સૂરિ૰૨૧
અવર તે એકદેશીય વિચારો, કરો સહાય ન વિસારો જી રે;
સૂરિ-ઉદ્દેશ સુન્દર પીછાણી, કરો સહાય ગુણ-ખાણી.સૂરિ૰૨૨
બળાણા-નવાબ ત્યાં આવ્યા, સૂરિ-ઉપદેશે લલચાયા જી રે;
જમીન ધર્મશાલાની કાજે, આપે ઉપદેશ મન રાજે. સૂરિ૰૨૩
ન્યાયાચાર્ય-જન્મભૂમિ નીહાળો, માંડળ ગામ સંભાળો જી રે;
કરે સન્માન નગર શણગારી, સુણે ઉપદેશ ગુણ-કયારી. „૨૪
દીક્ષા લઇ પ્રથમ વાર આવ્યા, દેખી સવી જન હરખાયા જી રે;
ન્યાય-વાચસ્પતિ કવિ-ચૂડામણિ, ન્યાયવિજય-ન્યાય આણી.૨૫
વ્યાખ્યાનો જોર શોરથી આપી, અજ્ઞાનવલ્લીને કાપી જી રે;
વડી દીક્ષા જયન્તાદિને આપી,આવે દસાડા લક્ષ્ય થાપી. „૨૬
ચીમનભાઇ મળવાને કાજે, સુણી આગમન અવાજે જી રે;
પ્રશ્નોત્તર સુણી સુખ પાવે. સૂરિ-ગુણગણ નિત્ય ગાવે. „૨૭
જીવનખાં નવાબ અધ્યક્ષે, આપે વ્યાખ્યાન સૂરિ દક્ષે જી રે;
સુણી ઉપદેશ હુકમ તે નીકાલે, તળાવ-મચ્છી ન કોઇ મારે.૨૮
જેલ છ માસ દંડ એકાવન, રાજ્ય-કાનૂન સન્માન જી રે;
એહવાં કાર્યો અનેકો કરીને, આવે પાટડી સ્થિર થઇને. „૨૯
આવે વ્યાખ્યાન સુણવા દરબાર, સાર્વજનીન નિરધાર જી રે;
રાજમહેલ વ્યાખ્યાન-કાજે જાવે,ધર્મ નીતિ બહુ સમજાવે.„૩૦

અર્હન્નીતિ પર લક્ષ્ય આપીને, પ્રજા પાળો સ્થિર થઈને જી રે;
ન્યાય નીતિ અપમાન જે ધારે, દુર્ગતિ-પથે તે પધારે. „ ૪૧

બજાણા નવાબ-આગ્રહથી, જાય સૂરિ તે કારણથી જી રે;
રાજા પ્રજાનો ધર્મ સમજાવે, ધર્મ મંગલ ગવરાવે. સૂરિ૦ ૪૨

---



## દુહા.

વઢવાણ કૅમ્પમાંહે કરી, વીરજયન્તી મનોહાર;
જૈન જૈનેતર હર્ષ ધરી, આવી ત્યાં લાભ લે અપાર. ૧
સાહિત્ય-સેવા વિષયના, લેખો પેપરમાં તે ધાર;
વાંચે પ્રજા આનન્દમના, કહે કોણ વ્યક્તિ એ ઉદાર. ૨
આતુર મને સવી દેખતા, સૂરિ-મુખકમલ તે વાર;
કાઠીઆવાડમાં વિહરતા, પ્રજા-ઉલટનો ન પાર. ૩
સામૈયાં મ્હોટા આડંબરે, અપૂર્વ સવી મન ધાર;
પ્રતિગામમાં વાત વિસ્તરે, આવે વિનતિઓ અપાર. ૪
સુધારા અનેક પ્રકારના, ધર્મનીતિના સવી જાણ;
પબ્લીક વ્યાખ્યાન ભવિજના, હિતકારી મનમાં પીછાણ. ૫
વઢવાણમાં સવી એહવો, વ્યાખ્યાન આદિ પ્રકાર;
લીંબડીમાં સવી જાણવો, આનન્દોત્સવ શ્રીકાર. ૬

શ્રાવક સ્થાનકવાસી મળી, સત્કાર ભેદ નવી ધાર;
પૂજ્ય-બુદ્ધિ સર્વ નિરમળી, દેખી અપૂર્વ દેદાર. ૭
સ્થાનકવાસી સાધુ સતી, મળ્યા સૂરિને ધરી પ્યાર;
વાર્તાલાપ સુખ અનુભવી, ગયા આજ્ઞા લઈ નિજ દ્વાર. ૮
આપે વ્યાખ્યાન બેહુ મળી, સાર્વજનીન હિતકાર;
સૂરિ-ઉપદેશ શ્રુતિ ધરી, ખોલે બૉર્ડીંગ તે વાર. ૯
વિદ્યા-દાનસમ ધર્મ નહી, વિદ્યા અપૂર્વ ધન ધાર;
નવ ચેતન રેડે તે સહી, વિદ્યા ભવ-દુઃખ હરનાર. ૧૦
સદ્બોધ આપી સોહામણો, કરી ખોટ પૂરી ખાસ;
લાભ મળે જ્યાં અનતગુણો, ઉપદેશ-ફળ તે સુવાસ. ૧૧
કામ અપૂર્વ તિહાં કરી, આવે રાણપુર જનશોધ;
શુદ્ધોપદેશ તે મન ધરી, આવ્યા બોટાદ દુઃખરોધ. ૧૨
સવી પ્રજા ઉલટ વરી, કરે દર્શન મનોહાર;
રાત દિન પરિશ્રમ કરી, મંડપ રચીઆ ઉદાર. ૧૩
વાટ જોતાં સૂરિરાજની, આવ્યા અકસ્માત એહ;
નગર-પ્રવેશ જાણી તેહની, વરસે દૃષ્ટિએ દુઃખ-મેહ. ૧૪
વ્યાખ્યાનથી દુઃખ દૂર કરી, પરિણામે હોય શુભ બન્ધ;
સાધુનો તેહ આચાર નહીં, રાહ જોવાનો જગબંધ. ૧૫
ચાલતાં જો તે આવે લહી, નિષેધ નહી તે કરાય;
તે કાજે ઉદીરણા નહી, સાધુ-મારગ સુખ ઠાય. ૧૬
ઉપદેશથી રાજી થયા, ધામધૂમ વ્યાખ્યાનમાં ધાર;
વિષય બ્રહ્મચર્યાદિ ગ્રહી, કરે વ્યાખ્યાન મનોહાર. ૧૭

ધર્મશાલા-મુનિમો ઘણા, વળી મ્હોટી ટોળી જન ધાર;
આગ્રહ ઉતારવા તણા, પાલીતાણેથી આવ્યા તે ધાર. ૧૮
વળા-સંઘ તણી વિનતિ, સ્વીકારે સૂરિ ધરી પ્યાર;
મહાત્મા જયન્તે ભક્તિ અતિ, જન્મભૂમિ તે નિરધાર. ૧૯
જયન્તવિજય સાથ સહી, જાણી સવી હર્ષ ન માય;
પ્રથમ આગમન લહી, માતા જેઠીબાઇ સુખ થાય. ૨૦
સોનગઢથી વિહાર કરી, આવ્યા મોખડકા મોઝાર;
ટોળીવાળાઓ હર્ષ ધરી, આવે ભક્તિ કરવા તે વાર. ૨૧
પ્રાતઃ પ્રવેશ સિદ્ધાચલે, ધામધૂમ નહી પાર;
સંઘ-યાત્રાળુ ત્યાં સવી મીલે, આવે કોટાવાળીમાં ધાર. ૨૨

---



## ઢાળ બીજી.

( આવી વસન્ત બહાર રે, પ્રભુ બેઠા મગનમાં-એ દેશી )

વિજયધર્મ સૂરિરાજ રે, ધ્યાન શાસન-સેવામાં;
શાસન-સેવામાં, જિનદેવ-ચરણમાં. ....વિજયધર્મ૦ ૧
અંગ બંગ મગધ ને કાશી, યૂપી રાજપૂતા પ્રકાશી રે; ધ્યાન૦
મારવાડ ગોડવાડ મેવાડ, ગુજરાત કાઠીઆવાડ રે. ,, ૨
પવિત્ર દેશ સૌરાષ્ટ્રને જાણી, સિદ્ધાચળ મન આણી રે; ,,
લોચન શાન્ત થયાં ગિરિ દેખી, દુઃખ દોહગને ઉવેખી રે. ,, ૩

પગે પગે કર્મ નિકંદન કરતા, ધ્યાન ગિરિરાજ ધરતા રે.ધ્યાન૦
નમઃ શ્રીતીર્થ શત્રુંજય પદ જપતા,કર્મ સમૂલ ક્ષય કરતા રે. ,,૪
હિતશિક્ષા સવી સાધુને દેતા, સુણે શ્રવણ સુખ વહેતા રે; ધ્યાન૦
સિદ્ધાચળ સ્થિરતા જ્યાં સુધી, કષાય ત્યાગો શુદ્ધ બુદ્ધિ રે.,, ૫
આંબિલ એકાસણું ઉપવાસ, કરો પ્રતિજ્ઞા શુભ ખાસ રે; ધ્યાન૦
સ્વાધ્યાય રાત દિન ન વિસારો, વિકથા પ્રમાદ ન પ્રચારો રે. ,,૬
નિન્દક જન ઉપકારક જાણો,માતાથી અધિક વખાણો રે;ધ્યાન૦
વેર ભાવ મન કદી નવ લાવો, શત્રુ મિત્ર સમ ભાવો રે. ,, ૭
સામ્યભાવ કદી ન વિસારો,કરો નિર્મમતા-પ્રચારો રે; ધ્યાન૦
દુર્જન સવિ કર્મોને તે જાણો, અવર અકિંચિત્ કરનારો રે.,,૮
યોગ-કાજે યોગ્યતાને લાવો, અયોગ્યતાને મિટાવો રે; ધ્યાન૦
શુદ્ધ ક્રિયા શુદ્ધ ભાવથી ભાવો, દર્શનને દિલ લાવો રે. ,, ૯
લાલચુ થવા ભાતુ નવી ખાવો, ગોચરી ગામે શુદ્ધ લાવો રે;
એ રીતે ઉપદેશને આપી, વૈરાગ્ય-વાસના સ્થિર થાપી રે.,,૧૦
યાત્રા કરી પાતકને હરતા, જિન-મુખકમલ નિરખતા રે;
ઉપયોગ ધરી ચઢતા પરિણામે, ભવ-ભ્રમણ વિસરાવે રે. ,, ૧૧
ત્રણ ભુવનમાં ન તીર્થ એહવું, પૂર્વ પુણ્યે મળ્યું કેહવું રે;
ધન્ય દિવસ આજ સફળ ધારૂં,મોહ મહેલને દીધું તાળું રે. ,, ૧૨
એ રીતે ખૂબ ભાવના ભાવી, કરે યાત્રા દિલ લાવી રે;
ચાતુર્માસ કરવા કાજે, સુણી આગમ સૂરિરાજે રે. ધ્યાન૦૧૩
સેંકડો સ્ત્રી પુરુષ ત્યાં આવે, સૂરિ-વાણી લલચાવે રે; ,,
મોતી સુખીઆ-શાળામાંહે, વ્યાખ્યાન ચોમાસામાં સોહે રે.,,૧૪

તીર્થયાત્રા શેષકાળમાં સોહે, ધર્મધ્યાને ભવિ મોહે રે; ,,
સૂત્રો આવશ્યકવૃત્ત્યાદિ જાણો, મધ્યાન્હે વાચનાનો ટાણો રે. ,, ૧૫
તર્ક વિતર્ક યુક્તિપુરઃસર, શંકા સમાધાન ન વિસારો રે; ,,
અપૂર્વ વાચના દેવાની શૈલી, બીજે ન દીઠી તેહવી શૈલી રે. ,, ૧૬
ભાવનગર-સંઘ વિનતિ કરવા, આવ્યો તે સમય દુઃખ હરવા રે; ,,
પ્રતિચાતુર્માસ પ્લેગ જ થાવે, વચમાં સાધુ ભાગી જાવે રે. ,, ૧૭
ભાવનગર તે કાજે પધારો, અડચણનો ન પ્રચારો રે; ,,
મરણ જીવન પ્રકૃતિ વિકૃતિ, એક દિન પ્રાણ આહુતિ રે. ,, ૧૮
ધર્મ-ધ્યાન શુભ ભાવના ધરના, પ્રાણ જવાથી નવી ડરના રે; ,,
કરવું ચોમાસું ગિરિરાજમાં સારું, ધ્યાન લાગ્યું તેમાં માહરું રે. ૧૯
યુક્તિપૂર્વક સંઘને સમજાવી, થાય વિહાય શુભ ભાવી રે;
એોવન સાહેબ મુલાકાત લીધી, ધર્મચર્ચા ઘણી કીધી રે. ,, ૨૦
કામકાજમાં સંકોચ ન ભાવો, સેવક કહીને બોલાવો રે; ,,
તકલીફ આપ લોકો નવી પાવે, સૂચના કરો સુખ થાવે રે. ,, ૨૧
પર્યુષણ પર્વમાં બહુ ભારી, આનંદ મંગલની કયારી રે; ,,
કોલેરા રોગનો પ્રાદુર્ભાવ, સાધુ સાધવી આવી રાવ રે. ,, ૨૨
સૂરિજી કહે ચિંતા નવી કરશો, ધર્મ-ધ્યાન ન વીસરશો રે;
ત્રણ દિવસમાં શાંતિ જ થાશે, શાસન-શોભા ફેલાશે રે. ,, ૨૩
ચમત્કાર સૂરીશ્વરનો દેખે, શુદ્ધ ચારિત્ર ગુણ પેખે રે; ,,
શુદ્ધાચાર બ્રહ્મચર્ય-પ્રભાવે, રોગ શોકાદિ દૂર જાવે રે. ,, ૨૪
વૈદ લક્ષ્મીચંદ શુભભાવે, ઉપધાન કરાવી સુખ પાવે રે; ,,
વ્યાખ્યાન કરવા નોટીસો નીકાલી,
શાળા મોતીસુખીયાની ભાળી રે. ધ્યાન૦ વિજય૦ ૨૫

ધર્મપતિતોએ વાત જ જાણી, હૃદય–જવાલા ઉભરાણી રે; ,,
ઓવન સાહેબ મનમાં આણી, પ્રબંધ રાજ્યથી કરે જાણી રે. ,,૨૬
તળાટી માર્ગમાં તંબૂ ખેંચાયા, ધર્મધ્વજને ફરકાયા રે; ,,
હજારો જન આવી લાભ ઉઠાવે, યાત્રા વ્યાખ્યાન સુખ ભાવે રે,,૨૭
ચીમનભાઇ દસાડેથી આવે, કરી વદન સુખ પાવે રે; ,,
પ્રમુખ ઓવન સાહેબ ધારો, છીલુભા વિગેરેને ધારો રે.,, ૨૮
તીર્થ–માહાત્મ્ય ને યાત્રા–સ્વરૂપ, વિષયો તે બહુ સુખરૂપ રે;,,
પ્રત્યુત્તર સાહેબ જણાવે, સુણી વ્યાખ્યાન ખુશ થાવે રે. ,, ૨૯
યાત્રિકો કાજે સ્થાન તૈયાર, તકલીફ થાય ન લગાર રે; ,,
પ્રેમે યાત્રા કરી સુખ પાવો, તીર્થ પવિત્ર આ તુમારૂં રે; ,, ૩૦
ઉપકાર માને સૂરીશ્વર હેરો, ઓવન સાહેબ ભલેરો રે; ,,
પંચ તીરથની રચના કીધી, ઉપધાન–પૂર્ણાહુતિ લીધી રે.,, ૩૧
ભાળ વરઘોડો સાજ ભલેરો, રાજ–પ્રબંધ દુઃખ હેરો રે; ,,
દ્રવ્ય સવી પેઢીમાં તે ધારો, ધર્મ મંગલ રહે ન્યારો રે. ,,૩૨

---



દૂહા.

બારહોથી યાત્રા તણો, સંઘ નીકાલે મનોહાર;
ખીવાણદીવાસી ઘણો, આનંદ કસ્તૂર મન ધાર. ૧
વિજયેન્દ્રસૂરિ–શિષ્ય સહી, શાસન–સેવક અવધાર;
ધર્મધ્યાન હૃદયે વહી, જન્મ સફલ કરનાર. ૨

શ્રાદ્ધ શત્રુંજય ભદ્રિક ઘણા, ભકિત ભાવ દિલ પ્યાર;
મ્હોટી ન્હાની ટોળી તણા, મન વિવેક ન વિસાર. ૩

પક્ષપાત પેઢીમાં ઘણો, અજ્ઞાનતાને પ્રભાવ;
ટાળ્યો સવી અવનતિ તણો, જગજાહેર તે વિભાવ. ૪

નગરવાસી જન મન વિષે, વિહારે શોક નહિ પાર;
માગશર પૂનમ દિવસે, સૂરિ-પ્રયાણ સુખકાજ. ૫

હજારો જન સાથ આવતા, દેશના-શ્રવણની કાજ;
નગર બહાર જાવતાં, આપે દેશના સૂરિરાજ. ૬

મઢડે સાથ કેઇ આવતા, ગાવતા ગુરુ-ગુણ ગાન;
સિહોર મનમાં વિભાવતા, આઠ દિવસ વ્યાખ્યાન. ૭

ભાવનગર સંઘ આવતો, કરતો વિનતિ શ્રીકાર;
આનંદ મંગલ ભાવતો, સવી જન મન તે વાર. ૮

આડંબર સામૈયા તણો, કર્યો અપૂર્વ દેખાવ;
હાથી રથ સાંબેલા ઘણો, સંઘ સકલ ત્યાં વિભાવ. ૯

શાંતમૂર્તિ દમી અગ્રણી, ઉત્તમ ગુણ-ભંડાર;
તાર્કિક સિદ્ધાન્તશિરોમણિ, વ્યાખ્યાનવારિધિ વિચાર.

પૂજ્યપાદ વૃદ્ધિચન્દ્ર તણી, ભક્તિ ગુરુદેવમાં અપાર;
ચરણપાદુકા તે પૂજ્યની, ભેટી ભક્તિભર ધરી પ્યાર. ૧૧

ગુરુ-ગુણ અષ્ટક સંસ્તવી, વર્ષે આંસુની ત્યાં ધાર;
નેહ નજર સેવક કરી, બોલો પ્રભુ ! એક વાર. ૧૨

ઉત્તર કેમ આપો નહિ ?, કહો સેવક-અપરાધ;
ગુરુ-ચરણ ભેટયાં સહી, ભેટયા શ્રીજગનાથ. ૧૩

સંઘ સાથે આનંદ ધરી, કરે પ્રવેશ સૂરિરાય;
ગહુંલી સેંકડો હર્ષ ભરી, ગાવતી લાવતી સ્વઠાય. ૧૪

રૂમ ઝુમ કરતી આવતી, ગુરુ-દર્શન તે વાર;
વર્ષ બાવીશે પધરામણી, હર્ષ તણો નહીં પાર. ૧૫

દેશના સુણી સોહામણી, તન મન વિકસિત ધાર;
પબ્લીક વ્યાખ્યાનો તણી, વિનતિ કરે પ્રજા પ્યાર. ૧૬

સાર્વજનીન વ્યાખ્યાને કહે, ભેદ ભાવ કરો દૂર;
અધઃપાત ભેદ ભાવમાં, નિન્દા પ્રચાર ભરપૂર. ૧૭

વેદાનુયાયી આસ્તિક બને, નાસ્તિક અવર બનાય;
તત્ત્વ વિચારે જો શુભ મને, તો નહીં કલંક દેવાય. ૧૮

તત્ત્વવેદક વેદ તે સહી, હિંસક વેદ ન કહેવાય;
હિંસક વેદ જે માને નહી, નાસ્તિક કેમ બોલાય ? ૧૯

સમ્યક્ત્વી જનો સવી બને, મિથ્યાત્વી અવર બનાય;
સદ્દહણા શુદ્ધતત્ત્વની, સમ્યક્ત્વ તેહ કહેવાય. ૨૦

જેહને પરીક્ષા છે તેહની, તે સવી સમ્યક્ત્વી વિચાર;
ઠેકો ન તેહનો જૈનને, વિચાર દઢ મન ધાર. ૨૧

સજ્જન-સંગી સત્સંગીઓ, અવર કુસંગી મનાય;
સત્સંગી કુસંગી તણો, ઠેકો ન નારાયણે સુહાય. ૨૨

વીતરાગ-આશ્રયી આશ્રયી, બીજા અનાશ્રયી વિચાર;
વૈષ્ણવે ઠેકો આશ્રયી તણો, મનમાં કદી નહિ ધાર. ૨૩

હેયત્યાગી આર્યો ખરા, ઠેકો ન સમાજી લગાર;
ભારત શુદ્ધ આર્યધરા, એહ નિશ્ચય અવધાર. ૨૪

સાચા મુસલમીન તે ખરા, રૂહેમ હૃદયે ધરનાર;
જેહના મનમાં રૂહેમ ધરા, તે નહિ કાફૂર વિચાર. ૨૫
ભેદક શબ્દો સૂચિસમા, ઝગડા તોફાન કરનાર;
ફેંકો તેહને ખારાપાટમાં, પ્રેમભાવ ધરો યાર !. ૨૬
પુરુષાર્થ બ્રહ્મચર્ય ને, નૈતિક ગુણને ન વિસાર;
પાળો તે ગૃહસ્થ-ધર્મને, ઐકય ભાવ ખૂબ ધાર. ૨૭
વ્યાખ્યાન કર્યાં ધર્મ-ભાવનાં, અધર્મ ભાવ કર્યો દૂર;
પાંચ વ્યાખ્યાન પબ્લીકનાં, હૃદય હર્યાં ભરપૂર. ૨૮
કુંવરજીભાઇ બોલતા, સભ્ય સુણો એક વાત;
અમ ગુરુવાણી તણો, લીધો લાભ તુમે ભ્રાત !. ૨૯
અધમ વચમાં સહુ બોલતા, અમારા ગુરુ ન કહેવાય;
ગુરુ એકદેશી ન શોભતા, સર્વદેશીય બોલાય. ૩૦
કહો આપણા ગુરુ તણો, ઉપકાર કેમ ભૂલાય ?;
વચનામૃતે આનંદ ઘણો, સાચા સૂરિ એ કહેવાય. ૩૧
પટણી સાહેબ ઉપાશ્રયે, આવી વ્યાખ્યાન સુણે ખાસ;
પૂર્ણતાનો વિષય ગ્રહે, યુક્તિ પ્રમાણો બહુ પાસ. ૩૨
સ્થિર ચિત્તથી શ્રવણ કરી, માને ધન્ય અવતાર;
કર્યા સુધારા અનેક ફરી, વિહાર તળાજા અવધાર. ૩૩






( રાગ—ક્ષત્રિય કલંક )

ગયા તાલધ્વજ ગિરિરાજ, ભવિ ! સુણો ભાવશું રે;
સૂરિ–આગમ સવિ સુખકાજ, „ „ ૧
આનંદ તિહાં વરતાય, „ „
આવી ટેસેટોરી નમે પાય, „ „ ૨
તળાજે યાત્રાની કાજ, „ „
સહુ સાથ ગયા સૂરિરાજ, „ „ ૩
નિરુપમ ઉત્તમ એહ ઠાણ, „ „
સિદ્ધાચલ–અંશ મન માન, „ „ ૪
કરી યાત્રા અતિ મનોહાર, „ „
ગિરિ–દર્શને ભવદુઃખ પાર, „ „ ૫
વાપી કૂપી ગુફાઓ અનેક, „ „
બીજે નહિ દીઠી તેહવી એક, „ „ ૬
ટેસેટોરી પબ્લીક વ્યાખ્યાન, „ „
આપે સૂરિ પ્રમુખ શુભ ઠાણ, „ „ ૭
પબ્લીક જન ધરે બહુ રાગ, „ „
કેશવલાલ–શ્રમ અથાગ, „ „ ૮
દાઠાથી મધુમતી વિહાર, „ „
સૂરિ–જન્મભૂમિ નિરધાર, „ „ ૯

હર્ષ તણો સંઘને નહિ પાર, ભવિ ! સુણો ભાવશું રે;
પ્રવેશ ઉત્સવ મનોહાર; ,, ,, ૧૦
સૂરિ-કુટુંબ રુડું સુહાય, ,, ,,
શ્યામ વચ્છ નામે ઓળખાય, ,, ,, ૧૧
દોશી દુલભ-ભક્તિ અપાર, ,, ,,
વનમાળી પણ ન વિસાર, ,, ,, ૧૨
વ્યાખ્યાનોની મચી ત્યાં ધૂમ, ,, ,,
આવી સાધુ સંન્યાસી સુણે ઘૂમ, ,, ,, ૧૩
સૂરિ-વ્યાખ્યાને અતિ હરખાય, ,, ,,
વેપારી-વાતોએ દુઃખ થાય, ,, ,, ૧૪
ઘીમાં દુધ મેળવી વેચાય, ,, ,,
પ્રજાની પાયમાલી ઘણી થાય, ,, ,, ૧૫
સંહાર અસંખ્યનો કરાય, ,, ,,
દયા મનુષ્યોની કયાંથી તે ગણાય, ,, ,, ૧૬
અસલીરૂપે નકલી બનાય, ,, ,,
પાપબુદ્ધિથી ધર્મ ભૂલાય, ,, ,, ૧૭
બુદ્ધિ બલ બહુ હરનાર, ,, ,,
શરીરની હાનિ મન ધાર, ,, ,, ૧૮
વેપાર એ અધર્મની ખાણ, ,, ,,
દૂર કરે સૂરિ-બોધથી તે હાણ, ,, ,, ૧૯
વ્યાપારી તે કરે પાપ-ત્યાગ, ,, ,,
માની ઉપકાર ધરે સૂરિ-રાગ, ,, ,, ૨૦

ધન્ય ધન્ય એહનો અવતાર, ભવિ ! સુણો ભાવશું રે;
સવી જગતના તારણહાર, „ „ ૨૧
બોલે સવી પ્રજા ધરી પ્યાર, „ „
આપે અભિનન્દન તે વાર, „ „ ૨૨
ધર્મલાભ આશીષ સૂરિ ધાર, „ „
સદ્‌બોધની અન્તે વિચાર, „ „ ૨૩
સૂનાવાળા સજ્જન નિરધાર, „ „
માસદથી વ્યાખ્યાન સુણે પ્યાર, „ „ ૨૪
ન્યાય-પરાકાષ્ઠાની તે ખાણ, „ „
અન્યાયીનો શહુ વખાણ, „ „ ૨૫
ગુરુબુદ્ધિ ધરી સૂરિ પાસ, „ „
સવી પ્રજાનાં ચિત્ત હર્યાં ખાસ, „ „ ૨૬
બાલાશ્રમ થાયે સુખવાસ, „ „
કરે સહાય કસલચન્દ્ર ખાસ, „ „ ૨૭
સાથે સંઘ-સહાયે ન ભૂલાય, „ „
પરિશ્રમ દુર્લભનો સુહાય, „ „ ૨૮
ધર્મ જાતિ સુધારા અનેક, „ „
કરાવી રખાવે ધર્મ-ટેક, „ „ ૨૯
માસદથી સ્થિરતા ત્યાં કરાય, „ „
વિહાર કુંડલાએ સુહાય, „ „ ૩૦
ખુંટવડે સુધારા અનેક, „ „
ધર્મ મંગલ રાખી એ ટેક, „ „ ૩૧

---




વૈરભાવ આપસ ઘણો, કુંડલા નગર મોઝાર;
ટાળો તે દુરગતિ તણો, કુસંપ-રાહુ પ્રચાર. ૧
એક બીજાનું માને નહી, કોઇના ઘેર ન જવાય;
સૂરિ-આગમન જાણી સહી, કતિપય-મન અકળાય. ૨
પવિત્ર ચરણ-પ્રભાવથી, શાન્તિપ્રચાર બહાર ધાર;
સૂરિવાણી-સદ્બોધથી, આભ્યન્તર અવધાર. ૩
સ્વાગત ઉત્સાહ અતિઘણો, ભેદ ભાવ ત્યાં ભૂલાય;
અરજ કરે સવી ત્યાં સુણો, કરો સંઘ-શાન્તિ સૂરિરાય. ૪
પૂજ્યપાદ-આગમનથી, જો નવી શાન્તિ કરાય;
આકાશપુષ્પસમ અન્યથી, શાન્તિ કદી નવી થાય. ૫
વાત સુણી બન્ને પક્ષ તણી, કર્યો ફેંસલો તેણી વાર;
દ્વાદશ વર્ષ દુઃખ હણી, સુખ-પ્રચાર કર્યો સાર. ૬
વાજાં વાગ્યાં ઘણાં પ્રેમનાં, ઉત્સવ મ્હોટા મંડાણ;
રથ-યાત્રા સધર્મિ-વત્સલનાં, થયાં કાર્યો સુખખાણ. ૭
ઉદ્યોગ પાઠશાળા કરી, સાર્વજનીન વ્યાખ્યાન;
આનન્દ મંગલ હર્ષ ભરી, વદે સૂરિ બહુ ગુણ-ગાન. ૮
આગેવાનો સજ્જન ઘણા, કરે ધર્મ-સેવા અપાર;
દામોદર જીરા આંબા તણા, આવે શ્રાવકો તે વાર. ૯

કરે સ્પર્શના સવી ગામની, આવે અમરેલી સુખકાર;
પ્રજાવર્ગ ઉત્સાહ ઘણો, સવી સજ્જન અવધાર. ૧૦

સ્વલ્પ ઘર જૈન તણાં, કપોલ બહુલ પ્રચાર;
સૂરિ-વ્યાખ્યાને રાગી ઘણા, વિનતિ ચોમાસાની ધાર ૧૧

ભાવનગર આગ્રહ ઘણો, સંઘ કરે તેણી વાર;
સમર્થ સૂરીશ્વર તણો, અત્ર અવકાશ નવી ધાર. ૧૨

ભાવનગર શ્રીસંઘની, વિનતિ અપરંપાર;
કોઇ ઉપાયે નગરની, સ્વીકારો અરજ મનોહાર. ૧૩

અમરેલી-પ્રજા સવી મળી, વિહાર-રોકાવટ કાજ;
હજારો જન તે સાંભળી, આડા ઉભા માર્ગ વચ્ચે સાજ. ૧૪

શિર ઉપર પગ દઇ કરી, કરો વિહાર સૂરિરાય !;
બાવીશ હજાર જનભરી, વસ્તિથી કદી ન જવાય. ૧૫

સવી શ્રાવક જાણો આપના, ભેદ ભાવનો નાવકાશ,
આપસમ પુણ્ય પુરુષના; જાણો શ્રાવક મને ખાસ. ૧૬

પ્રજા-રાગ સૂરિ પર ઘણો, છોડી કદી ન જવાય;
દૃશ્ય દેખી શ્રીસંઘ તણો, વિચાર તિહાં બદલાય. ૧૭

કરો ચોમાસું સુખે ઈહાં, કરો સવી પ્રજા-ઉપકાર;
સવી પ્રજાનો પ્રેમ જિહાં, તે કેમ છુટણહાર ! ૧૮

ભાવનગર પાછો ગયો, સંઘ સવી નિરધાર;
અમરેલી પુણ્યોદય થયો, સૂરિ-સ્થિરતાએ તે વાર. ૧૯

---

## ઢાળ ચોથી.

( રાગ આશાવરી-નમો રે નમો શ્રીશત્રુંજય ગિરિવર—એ દેશી. )

સૂરિ-મુખકમળ દેખી સવી મોહે, સુણે વચનામૃત-ધાર રે;
કપોલ-મહાજન વિનતિ બહુ સોહે,સ્વીકારો સૂરિ મનોહાર રે;
નમો રે નમો દર્શનદાયક શ્રીસૂરિવરને બહુ વાર રે. ૧

વ્યાખ્યાન વાંચવા આપ પધારો, કરો ધર્મશાળા પવિત્ર રે;
હજારો જન મેદની અવધારો, શ્રવણકાજે ચિત્ત રે. નમો રે૦ ૨
લાભ બહુ જાણી સ્વીકારી, વિનતિ સહુની તે વાર રે;
વ્યાખ્યાન વાંચવા આપ પધારી, વર્તાવ્યો આનંદ અપાર રે.૩

હજાર દ્વય પ્રતિદિન જન આવે, શ્રવણ મનન ગુણ ગાવે રે;
ભારતમાં સાધુ નહી એહવા, જૈનાચાર્યોના જેહવા રે.નમો૦૪
હિન્દુ મુસલમાનો સવી આવે, ગુણો ગ્રહણ કરી જાવે રે;
પ્રતિદિન તિહાં મેળો બહુ જામે, નિજ અવગુણ સુણી વામે રે.૫

અમરેલી ચારે બાજૂ પ્લેગજવાલા, ઉઠી તે બહુ વિકરાળા રે;
પણ અમરેલી નગર નવી આવે, સૂરિ-ચરિત્ર-પ્રભાવે રે. ,, ૬
મૂષક-વિનાશ હજારોનો થાવે, પણ પ્લેગ રોગ ન આવે રે;
સુણી આશ્ચર્યચકિત સહુ ગાવે, જુઓ જૈનાચાર્ય-પ્રભાવે રે. ૭

શુદ્ધ બ્રહ્મચારી કૃષ્ણાવતારી, સૂરિજનની બલિહારી રે;
જ્યાં સુધી સૂરિ-ચરણ નગરમાં;
ત્યાં સુધી પ્લેગ ન જાણો મનમાં રે. નમો રે૦ ૮

ઘર ઘર વાતો બજારોમાં થાવે, મળી સૂરિ–ગુણ સહુ ગાવે રે;
શ્રાવક વાતો કરે ગુરુ પાસે, વ્યાખ્યાન ઉપાસરે થાસે રે. ,,૯
પર્યુષણ–વ્યાખ્યાન અન્ય ન સમજે, તે કારણ ઈહાં નવી હીંજે;
પ્રભાવના-ખરચ અધિક જાણી, રચ્યો પ્રપંચ મન આણી રે. ૧૦
વક્તાની તેહીજ જડતા જાણો, ન સમજે શ્રોતા દિલ આણો રે;
ચિન્તા ન કરો તુંમે સવી એહવી, જાણું પ્રકૃતિ સવી તેહવી રે.૧૧
કલ્પસૂત્ર સુણવાની કાજે, હિન્દુ મુસલમાન ખૂબ રાજે રે;
પ્રભાવના કપોલ લુહાણાની જાણો,ગયો શ્રાવકનો તે ટાણો રે.૧૨
કુંભાર તે કલ્પસૂત્રને તે લેવે, સુણી પાપ–પડલ ઉવેખે રે;
ધન્ય અમ્હારો સફલ થયો દિન, પુણ્યોદયનો ઉગ્યો ઈન રે. ૧૩
સવી ગામની સભા મળી એક, થાપે પ્રમુખ સુબાને વિવેક રે;
અભિનન્દનપત્ર સૂરિજીને આપે,નિજ કૃતજ્ઞતા ગુણ થાપે રે.૧૪
સદ્બોધ ચિન્તારત્નને આપી, સેવક–અજ્ઞાનતા કાપી રે;
બોધદાયક સૂરીશ્વર કેરો, ઉપકાર ન ભૂલાય ભલેરો રે. ,,૧૫
ભવો ભવ આપના ઋણી જાણો, નિજ સેવકરૂપે પીછાણો રે;
કાર્ય ફરમાવો નિજસેવક જાણી,અમરેલી–પ્રજા પ્રેમ આણી રે.૧૬
સંવત્સરી રોજ પાળવી પાખી,યાવચ્ચન્દ્ર–દિવાકર દાખી રે;
હિન્દુ મુસલમાન કસાઇ મળીને,સ્વીકારી તે પ્રેમની સાખી રે.૧૭
સૂરિ–વચનામૃત–પાન કરીને, ધર્મ હૃદય ખૂબ ધારી રે;
સૂરિ–ઉપકાર ફરી ફરી માની, વિદાય થયા સુખ માની રે.,,૧૮
મણીઆર જાતિ જે ધર્મ-વિમુખી, આપી બોધ કરી સન્મુખા રે;
કંઠી ઉતારી વૈષ્ણવતા ત્યાગી, જૈનધર્મમાંહે રઢ લાગી રે.,,૧૯

પ્લેગ કોલેરા રોગો દૂર જાવે, સૂરિ-ચરણકમલ-પ્રભાવે રે;
ચોમાસા બાદ પ્રજા બહુ વિનતિ,માસ એક રહે સૂરિ સુમતિ રે.
જો સૂરિ જાશે તો પ્લેગ ફેલાશે, તે કારણ ગરજ પ્રકાશે રે;
સાહિત્ય-સેવા ધર્મના મેવા,ધર્મ મંગલ થાય તે લેવા રે ૨૧

---



દૂહા.

વિહાર જૂનાગઢ ભણી, પ્રજા વળાવવા ધાર;
જૈન જૈનેતર ભેદ તણી, ખબર ન તિહાં લગાર. ૧
સદબોધ ગામોમાં આપતા, આવ્યા જૂનાગઢ મોઝાર;
ભવિજનના દુઃખ કાપતા, દેશના અમૃત-ધાર. ૨
યાત્રા કરવા શુભમના, સવી શિષ્યો લઈ સાથ;
ગિરિ-દર્શનમાં તનમના, વિકસિત હૃદય સંગાથ. ૩
શિવરમણી વરવા ભણી, મંડપ એહ અવધાર;
મિથ્યા-તિમિર-દિનમણિ, ગિરિવર એ નિરધાર. ૪
તીર્થપતિ અરિહા ઇહાં, બાવીસમો જિનચન્દ;
પુરવ પુણ્યોદય જિહાં, મળીઆ સુરતરુ-કન્દ. ૫
ભાવ ભક્તિ મનમાં ઘણી, કરે યાત્રા મનોહાર;
જિનમન્દિર-શ્રેણિ તણી, શોભા તણો નહી પાર. ૬

દર્શન દુરિત-ધ્વંસકરૂ, વન્દન વંચ્છિત કરનાર;
શ્રીપૂરક પૂજન ખરૂં, જિન કલ્પદ્રુમ અવધાર. ૭
જિનેન્દ્ર-દર્શનજલ થકી, ગાત્ર થયું શુદ્ધ આજ;
નિર્મલ નેત્ર એહ થકી, થયું પાપ-મુક્તિ શુભકાજ. ૮
નેત્રો તુમ દર્શને રહો, ઉપાસ્તિમાં મુજ હાથ;
શ્રોત્રોગુણ-શ્રવણે રહો, સર્વદા હો જગનાથ. ૯
ભાવ ભક્તિ દર્શન કરી, પાંચે ટુંક તેણીવાર;
સહસ્રાવન ભેટી કરી, આવ્યા તલહટ્ટી મોજાર. ૧૦
વિઘ્નસંતોષી જીવડા, વ્યાખ્યા-વિઘ્ન કરનાર;
પતિત-સંગતમાં પડયા, કરે પશ્ચાત્તાપ અપાર. ૧૧

---




( વીરજિણંદ જગત-ઉપકારી-એ દેશી. )

નાગર વિદ્વાનજન વિનતિએ, વ્યાખ્યાન પબ્લિક તિહાં થાય જી
હાઇસ્કૂલ અનન્ત ધર્માલયે, આનન્દ-ખજાનો લૂંટાય જી;
સૂરિવર-વાણી છે ઘણી પ્યારી, ભવિજન-મન હરનારી જી. ૧
ડૉકટર નરશી સૂરિ-ગુણ ફરશી, શીખે પાઠ સેવાનો હરખી રે;
જયશંકાન્ત સૂરિ-મુખ દેખી, આવે સવી કામ ઉવેખી રે
સૂરિવર૦ ૨

નિર્જરાહેતુ કરે સૂરિ-સેવા, ધર્મ-ચર્ચાની સાથ લેવા રે;
સંશયો સૂત્રો તણા દૂર કીધા,તત્ત્વામૃત ઘોળી ઘોળી પીધાં રે.,,૩
પ્રતિદિન ઘટિકાદ્વય પાસ આવે, સૂરિ-મુખ દેખી સુખ પાવે રે;
પ્રેમ ધરી સવી મહાવ્રતી-સેવા, કરી પાવે સુખ-મેવા રે. ,,૪
મૂર્ત્તિપૂજા સૂત્રપાઠો જણાવી, સિદ્ધ કરી યુક્તિ સમજાવી રે;
મૂર્ત્તિપૂજા-નિષેધક જનને, બોલવા અધિકાર ન એહને રે. ,,૫
ભાવ આન્તરિક શબ્દમૂર્ત્તિદ્વારા, વિના કદી ન સમજાયા રે;
આધુપણું વેષમૂર્ત્તિદ્વારા, લિપિમૂર્ત્તિદ્વારા જ્ઞાન પામ્યા રે. ,, ૬
ધર્મ-પ્રાચીનતા શિલ્પમૂર્ત્તિદ્વારા, શિલાલેખદ્વારા સિદ્ધ થાય રે;
મૂર્તિ વિના કાર્ય સિદ્ધ નવી ધારો, યુક્તિ પ્રમાણો વિચારો રે.૭
જલપૂજાએ જન્મકલ્યાણક ભાવો, જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ ગાવો;
પુષ્પજીવો અભયદાન દેવરાવો, પ્રભુ ચરણકમલમાં લાવો રે.,,૮
પાકાં પુલો અવશ્યમેવ પડવાનાં, ભોગી જીવો હાથ જવાનાં રે;
કોઇક પીલી ત્હેનું તેલ નીકાલે,કેઇક સુગંધિ-કાજ મસળે રે.,,૯
અનેકરૂપે પીડા જીવ ઉપજાવે, સુખશાન્તિ કદી નહી પાવે રે;
પ્રભુ-ચરણોમાં પુલો જે આવે,કિલામણ નહી કંઇ પાવે રે.,,૧૦
ચોવીસ ઘટિકા સુખમાં નીકાળે, એકાન્તમાં પછે પધરાવે રે;
પૂજાએ પુષ્પ-જીવો સુખ પાવે,પ્રભુ-સ્પર્શ કરી ગુણ ગાવે રે.૧૧
મૂલ સૂત્રોમાંહે છે ફૂલ-પૂજા, જીવાભિગમ આદિ બીજા રે;
એ રીતે યુક્તિ પ્રમાણ સમજાવી,જિનપૂજા સિદ્ધ કરાવી રે.,,૧૨
પ્રતિજ્ઞાઓ સૂરિ પાસે કેઇ ધારી, પીધી વચનામૃત-ક્યારી રે;
આમંત્રણ હેંડોલ સાહેબના, બંગલે ઉપદેશ કરના રે. ,,૧૩

સાહિત્ય ધર્મ તીર્થની રચના, યુક્તિ પ્રમાણુ બહુ ધરના રે;
વાર્તાલાપ આનંદમાં વર્તાવી, ગુણાનુરાગતા ધરાવી રે.સૂરિ૦૧૪

પ્રોફેસર સવી કોલેજ કેરા, કરે ધર્મ-ચર્ચા ભલેરા રે;
ઠાકરશીભાઇ થયા ગુણુરાગી,નરશી ડાહ્યાભાઇ રઢ લાગી રે.,,૧૫

દશીઆ કુટુંબ બહુ લાભ ઉઠાવે, નાગર વિદ્વાનો ગુણુ ગાવે રે;
વેરાવલ વિહાર વાત જાણી,ભકતો દીલગીરી મન આણી રે.,,૧૬

નરશી સંઘ સહુ સાથ આવે, પ્રભાવના કરી ગુણુ ગાવે રે;
અંતિમ દેશના સુણી મન ભાવે,કોધત્યામ દિલથી કરાવે રે.,,૧૭

ભારતરત્ન તુમે ન પીછાણ્યું, પક્ષપાતનું એહ ટાણું રે;
ધર્મપતિત-સંગીને જણાવે, અન્યાય ભાવને હઠાવે રે. ,,૧૮

સમભાવ મન-મંદિર પધરાવો, વિષમતા દૂર ભગાવો રે;
ધર્મ મંગલ ધર્મ-ટેક રખાવે, વેરાવળ પ્રયાણુ કરાવે રે. ,,૧૯

---




શાહપુર માળીઆ આદરી, બન્દર વેરાવળ ધાર;
દેશના અજ્ઞાનતા હરી, આપતા ઇહાં અવધાર. ૧

ભક્તિ ભાવ સંઘ મન ઘણો, હર્ષનાદથી નિરધાર;
ગોવિન્દ ગરીબ દામૂ તણો, અમ વ્યાખ્યાનનો તે ધાર. ૨

સાર્વજનીનમાં લાભ ઘણો, જૈન જૈનેતર નિરધાર;
સત્ય-સુવર્ણ-પરીક્ષા તણો, ભય મનમાં ન લગાર. ૩

ઉદ્યાપન ઉત્સવ ઘણો, નન્દકોરબાઈ-ઘર ધાર;
નૃત્ય ગાયન મંડળી તણો, અવસર મનન વિચાર. ૪

શ્રીમન્તો વસે તિહાં ઘણા, ધીમન્તો સ્વલ્પ અવધાર;
જાણે ન વિદ્યા-પ્રચાર તણો, મારગ સહુ શિરદાર. ૫

---




( પરિગ્રહ મમતા પરિહરો-એ દેશી. )

પ્રભાસપાટણ આવતા,
સવી સંઘ હર્ષ ન માય સલૂણે;
શાસન-શોભાને કારણે,
પ્રવેશ ઉત્સવ અવધાર.
સૂરિગુણ કદી ન વિસારીએ. ૧

મન્દિર-શ્રેણિ સોહામણી,
ચન્દ્રપ્રભુ ત્યાં અવધાર;
ચન્દ્રપ્રભાસ પાટણ તણી,
તીર્થ ખ્યાતિ છે શાસ્ત્ર મોઝાર. ૨

વ્યાખ્યાને સામ્યભાવ ઘણો,
    ધર્મભાવના સિંચનહાર સલૂણે;
પંડિત-શ્રવણે આનન્દ તણો,
    રહ્યો પાર ન તિહાં અવધાર „ સૂરિ૦ ૩

ભૂમિ પ્રાચીન જૈનોની જાણવી,
    હવે સવી ધર્મ તીરથરૂપ; „
વ્યાખ્યાન-ચોખ મન દાખવી,
    સુણે શ્રવણે તે શાન્ત સ્વરૂપ. „ સૂરિ૦ ૪

પ્રતિવાદીમાંહે ભયંકરૂ,
    રામાનુજાચાર્ય અવધાર; „
આગમન તેહનું આડંબરૂ,
    દિલમાં જલે તેહને મશાલ. „ સૂરિ૦ ૫

અજ્ઞાન-તિમિર જે ધર્મમાં,
    તિહાં નહી દિન-દીપક અવધાર;„
જ્ઞાન-દીપક જલે જેહમાં,
    તિહાં નહી દિપક ધાર. „ સૂરિ૦ ૬

ત્રિવેણી પાસ એક સ્થાનમાં,
    બંને ધર્માચાર્યો મળે ખાસ; „
દાખી સજ્જનતા શુભ મને,
    કર જોડી નમે સુરિ-પાય. „ સૂરિ૦ ૭

આચાર્યપણું સાચું આપમાં,
    ત્યાગમૂર્ત્તિ બીજે ન સુહાય; „

લોભ-લુબ્ધતા સવી ધર્મમાં,
જૈનધર્મમાં તે ન ગણાય સલૂણે. સૂરિ૦ ૮

લઘુતા નિજ ત્યાં પ્રગટ કરી,
ધરે ગુણાનુરાગ અપાર; „
વિના અનેકાન્ત સત્યતા ખરી,
જુવે કદી મનુષ્ય ન લગાર. „ સૂરિ૦ ૯

ભિન્ન ભિન્ન દૃષ્ટિએ પહેચાણ સહી,
કરાવે સ્યાદ્વાદ સિદ્ધાન્ત; „
વસ્તુ-પહેચાણ એ વિના નહી,
કોઈ તત્વ તણી નિતાન્ત. „ સૂરિ૦ ૧૦

વસ્તુ સંપૂર્ણ ઓળખાવે એ સહી,
સાપેક્ષવાદ અવધાર; „
પ્રકારાન્તરે માને એહને,
અવગણના કરે તે ગમાર. „ સૂરિ૦ ૧૧

વિશ્વવ્યાપી તત્વ તેહને,
સવી ધર્મ-રહસ્ય તે ધાર; „
સાચા ધર્મ-પ્રેમી જાણો એહને,
કહે ગુરુદેવ મન અવધાર. „ સૂરિ૦ ૧૨

વીતરાગ-જયન્તી છે આજની,
પધારી કરો ત્યાં વ્યાખ્યાન; „
સૂરિ-વચનામૃતધારની,
આદરતા ધરી શુભ ધ્યાન. „ સૂરિ૦ ૧૩

સપરિવાર ત્યાં આવતા,
    મધ્ય સ્થળે દીધો અવકાશ સલુણે.
પ્રમુખપદમાં પધરાવતા,
    થયો વિજ્ઞ વ્યાખ્યાન પ્રકાશ. „ સૂરિ૦ ૧૪

જગદીશ-જન્મદિન આજનો,
    કહે અનન્તાચાર્ય તે વાર; „
સભ્ય સુણો સાવધાનમના,
    વાત માહરી મન નિરધાર. „ સૂરિ૦ ૧૫

જગ—ઉદ્ધારક એહ ખરા,
    જગજન્તુ–હિતાવહ ખાસ; „
રાજ્ય—ભોગ—ત્યાગી ભૂધરા,
    સત્ય ધર્મતણી સુવાસ. „ ૧૬

ત્યાગમૂર્ત્તિ જગ કોઇ નહી,
    મન વચન કાયા નિરધાર; „
કર્મ-તાપન તપ ઇહાં સહી,
    બાહ્ય અભ્યન્તર અવધાર. „ સૂરિ૦ ૧૭

અનશનાદિક બાહ્ય કહી,
    અભ્યન્તર યોગ સ્વરૂપ; „
યોગમૂર્ત્તિ મુદ્રા પ્રભુ વહી,
    ભોગ–પ્રધાનતા ભવ-કૂપ. „ સૂરિ૦ ૧૮

વૈરાગ્ય જ્ઞાનગર્ભ સહી,
    સુખ-સાધનમાં ત્યાગ; „

દુઃખ શોક તિહાં નહી,
દુઃખ-સાધનમાં ત્યાગભાવ.સલૂણે. સૂરિ૦ ૧૯
બીજે વૈરાગ્ય તેહવો નહી,
જેહવો જૈનદર્શનમાં સુહાય; ,,
ત્યાગમૂર્ત્તિ સાધુ ઇહાં સહી,
બીજે નામથી ત્યાગ ગવાય. ,, સૂરિ૦ ૨૦
પ્રમાણ વ્યવસ્થા તિહાં સહી,
જિહાં સ્યાદ્વાદ સિદ્ધાન્ત; ,,
સ્તાવક શબ્દો પાસે નહી,
શી સ્તુતિ કરૂં નિતાન્ત. ,, સૂરિ૦ ૨૧
જયન્તી તે પરમ પુરુષની,
પ્રતિગ્રામ ઉજવવા યોગ્ય; ,,
માધ્યસ્થ્યવૃત્તિ ખરી એહની,
સૂરિ કહે સભ્ય સુણો યોગ. ,, સૂરિ૦ ૨૨
ગુણાનુરાગ ખરો જાણવો,
રામમિશ્ર સમાન અવધાર; ,,
સત્ય વાત છીપાય નહી,
ધર્મ મંગલ મન અવધાર. ,, સૂરિ૦ ૨૩






પ્રતિવાદી સવી સાથ ગ્રહી, ગયા શ્રીજિન-દરબાર;
જિનચરણાં ભેટયાં સહી, કરે શુભ ભાવે વિચાર. ૧

વીતરાગ સત્ય એહ છે, ભવિ વીતરાગ કરનાર;
દર્શન દુર્ગતિ-હરણ છે, સ્પર્શન સુખ-દાતાર. ૨

પ્રસન્ન મુખ બીજે નહી, દૃષ્ટિ સમતારસ ધાર;
મોહ-અભાવ ઇહાં સહી, અવરે મોહ અવધાર. ૩

અંગના-સંગ રાગ જાણવો, ઇહાં ન અંગના-પ્રચાર,
શસ્ત્ર હાથ દ્વેષ લેખવો, ઇહાં શસ્ત્ર-અભાવ વિચાર. ૪

રાગ દ્વેષ સર્વથા નહી, કારણે કાર્ય અવધાર;
કલ્યાણકારક એ સહી, એ રીતે સ્તવના ધાર. ૫

પ્રયાણ કરે એહ સ્થાનથી, અવર સ્થલે અવધાર,
સૂરીશ્વરે પણ નગરથી, કર્યો માંગરોળ વિહાર. ૬

વ્યાખ્યાનો પચ્ચીક કરી, આવ્યા બરેજા મોજાર;
નેમચન્દ-સંઘ મન ધરી, કર્યો યાત્રા-કરણ વિહાર. ૭

તીર્થ-યાત્રા શુભ ભાવે કરી, સાધુ પોરબન્દર વિહાર;
પ્લેગ તારો જૂઠા કરી, કર્યો ધર્મ-પ્રષ્ટે પ્રચાર. ૮

ધર્મ-પતિતતા મન ધરી, રચી પ્રપંચ બહુ જાળ;
છીપાય ન સત્ય વાત ખરી, સૂરિ પ્રબલ પુણ્ય ધાર. ૯

ઉપાધ્યાય તિહાં મુખ્ય સહી, કિધા ન્યાય નિરધાર;
ચૌરણાન્દર આવાસ ગ્રહી, સજ્યા ઓઝાહીન તે વાર. ૧૦

સંગીતહાસાદિ શ્રમ ધર્યો, સાર્વજનીન સુખકાજ;
કચેરી શાલા બન્ધ તણો, કર્યો પ્રબન્ધ શુભ સાજ.. ૧૧

વ્યાખ્યાને અધિકારી સવી, આવે ફરજ મન ધાર;
પ્રમુખ ઓઝાહીન ભવી, હજારો જન અવધાર. ૧૨

શ્રોતા સવી વિકસિતમના, સુણી વ્યાખ્યાન તે વાર;
વિદ્યાવારિધિ શુભમના, અપૂર્વ અસર કરનાર. ૧૩

સાહેબ ભક્તિ મનમાં સહી, કરાવ્યાં વ્યાખ્યાન ચાર;
વ્યાખ્યાનદાતા બીજે નહી, એહ સમો નક્કી નિરધાર. ૧૪

સ્તુતિ કરી જૈનધર્મની, સાધુ આદર્શ અવધાર;
વિનતિ પાંજરાપોળની, કરે પધારો આ વાર. ૧૫

પશુ-ચિકિત્સા ગંદકી નહી, ખોરાક-પ્રબન્ધ ખબ ધાર;
સેવા આણી મનમાં સહી, જુઓ સાહેબ-વિચાર. ૧૬

ગુરુ-દર્શનને કારણે, આવવા મનમાં વિચાર;
રાજકોટ જ્યારે પધારશે, ત્યારે આવશું મન ધાર. ૧૭
એ રીતે વાર્તાલાપ કરી, પુસ્તકો આપ્યાં તે વાર;
વિહાર કરી ગોંડલ ફરી, સુણો ત્યાંનો અધિકાર. ૧૮





## ઢાળ સાતમી.

( વિમલાચલ વેગે વધાવો—એ દેશી. )

ફરી વિહાર ગોંડલ સૂરિ આવે, સવી જન આનન્દે વધાવે;
પક્ષપાત લુંપક બહુ ધરાવે, સૂરિ–મનમાં લગાર તે નાવે રે;
સૂરિરાજ જગત–ઉપકારી, તુજ વચનામૃત ગુણ–કયારી રે. ૧

સાધુ પોરબંદરથી આવે, વ્યાખ્યાન રોજ બે વાર થાવે;
સાયંકાલે પબ્લીકને સુણાવે, સર્વજન લાભ ઉઠાવે રે. સૂરિ૦ ૨

મૂર્ત્તિમંડન પ્રમાણ બહુ આપે, ભવિજન–સંશય મન કાપે;
સુણી યુક્તિ પ્રમાણ સુખ વ્યાપે, લુંપક-હૃદયે વિષ વ્યાપે રે.,, ૩

ખાસ ક્ષેત્ર લુંપકનું તે ધારો, મૂર્ત્તિપૂજક સ્વલ્પ પ્રચારો;
સવી ગુણાનુરાગી વિચારો, દ્વેષી જ્વાલા સુકાવાનો વારો રે. ,, ૪

અધિકારી–મંડળ ગુણ–રાગી, મળવા ઇચ્છા રાજાની ત્યાં જાગી;
કરે વિનતિ સૂરિ–પાયે લાગી, સ્વીકારે સૂરિ સૌભાગી રે. ,, ૫

શિષ્યો લેઇ રાજમહેલ સિધાવે, રાજા રાણી સન્મુખ સહુ આવે;
દેખી આગમન સુખ પાવે, ઉપદેશ સુણી ગુણ ગાવે રે. ,, ૬

રાજ્ય ધર્મ નીતિ ન વિસારો, કરો પ્રજા–સુખનો પ્રચારો;
જેથી રાજ તપે બહુ વારો, ન્યાય–પુષ્ટિ કરનારો રે. ,, ૭

પતિવ્રતા રાણી મનોહારા, નીતિપોષક ગ્રન્થ રચનારી રે;
પ્રજા સદા સુખ ચાહનારી, ધર્મ–ભાવ હૃદય ધરનારી. ,, ૮

ઉપદેશ સૂરિ સમજાવે, ન્યાયવાસ હૃદયમાં કરાવે;
પુસ્તકાલય રાજા બતાવે, બીજા ગ્રન્થો સૂચનાથી મંગાવે રે.,,૯
જાહેર વ્યાખ્યાન કરો સૂરિશાયા, ન્યાય-માર્ગે પ્રજા દોરનારા;
ધર્મદાતા જગહિતકારા, રહો ચોમાસું સૂરિ ગુણકયારા રે.,,૧૦
રાજકોટ ચોમાસું સુહાય, સંઘ-વિનતિ માની સુખદાય;
તેહનો નિષેધ કદી ન કરાય, સમભાવ સહુને ગણાય રે. ,,૧૧
વ્યાખ્યાન પબ્લીક ત્યાં થાવે, રાજા સવી કુટુંબ સાથ આવે;
પબ્લીક પાંચ હજાર સવી ભાવે, સુણી વ્યાખ્યા ખુશ થાવે રે.,,૧૨
સત્ય ઉપદેશ કોઇ ન સુણાવે, સવી શાસ્ત્ર-યુક્તિથી સમજાવે;
એક વાત પ્રમાણ વિના નાવે, ગણો પંડિતરાજ કહાવે રે ,,૧૩
ધર્મગુરુ જો કોટબદ્ધ થાવે, શુદ્ધ ઉપદેશ સવીને સુણાવે;
ભારત-ઉદ્ધાર જલદી તો થાવે,રાજા પ્રજામાં શાન્તિ થપાવેરે.,,૧૪
શુદ્ધ ઉદ્ગાર રાજા નીકાળે, જૈનધર્મ સર્વોત્તમ નીહાળે;
પ્રજાપ્રેમ નજરથી નિહાળે, સ્થાનકવાસી-મન પિગળાવે રે ,,૧૫
વિનતિ જૈન મળી કરાવે, સ્થાનકવાસી પણ સાથ સુહાવે;
સમયાભાવથી સૂરિ જણાવે, ધર્મ અંગલ વિહાર કરાવે રે ,,૧૬






રાજકોટ આવ્યા સૂરિવરૂ, સવી મન હરખ ન માય;
ઉચિત સત્કાર સુહંકરૂ, સંઘ સવી મળી ત્યાં કરાય. ૧

વ્યાખ્યાન સ્થાનકવાસિની, ધર્મશાળામાં સુહાય;
સૂરિ ઉચ્ચારે સૂત્રધ્વનિ, સુણી સવી મન ખુશ થાય. ૨

ઢુંઢીઆ મૂર્તિપૂજક મળી, પ્રેમનજર દિલ લાય;
વ્યાખ્યાન સુણે હળી મળી, હજારો જન-સમુદાય. ૩

પબ્લીક ટૉઉન હૉલમાં, થયાં સૂરિનાં વ્યાખ્યાન;
રાજકુમાર—કૉલેજમાં, કર્યાં રાજકુમારોનાં ધ્યાન.૪

સેંકડો રાજકુમારો મળી, ગ્રહે સૂરિ-શિક્ષા તે વાર;
ખુશામતમાં ન જાઓ ભળી, ખુશામતી પાસ નવી ધાર.૫

રાજપાલન નીતિ સંગ્રહી, ધર્મભાવ ન વિસાર;
પ્રજા પુત્રસમ મન સહી, કરો કેળવણી-પ્રચાર. ૬

ધર્મભાવ જેહમાં રહે, ન્યાય કદી ન છોડાય;
તે સાહિત્ય સવી શિર વહે, જાણો તુમે સવી મહારાય.૭

વ્યાખ્યાન એણી પરે કરી, સૂરિ આવ્યા નિજ આવાસ;
આસપાસ સવી ગામમાં, હતો પ્લેગ-રોગનો પાસ ૮

ઉંદરો પ્લેગ તણા મરે, રાંજકોટમાં તે વાર;
શ્રાવક તણાં મન પરહરે, ન રહી ધીરજ લગાર. ૯

સૂરિ પાસ સવી આવીઆ, સુણો અરજ સૂરિ આજ;
સૂષ્ક-મરણથી ત્રાસીઆ, જશું અવર ગામ સાજ. ૧૦

શ્રાવક ! સુખે રહો સદા, ભય મન નાણો લગાર;
ચોમાસું તો થાય મુદા; શાસનોન્નતિ અપાર. ૧૧

ધીરતા-અભાવે ભાગીઆ, જામનગર સંઘ તે વાર;
વિનતિ કરવા આવીઆ, કરે વિહાર સુખકાર. ૧૨

વિહાર કરંતા આવીઆ, જામનગર મોઝાર,
સવી સંઘ મન ભાવીઆ, આનન્દ હર્ષ અપાર. ૧૩

---




( મનમોહનજી જગતાત, અથવા આંબા વડલા હેઠે ભર્યા રે,
સરોવર લહેરે લે છે રે—એ દેશી )

સૂરિરાજ જગત-શિરતાજ, સંઘ મળી સાહમો આવતો રે;
પધરાવે નગર ગુરુરાજ, વધાવે આનન્દ વરસતો રે. સૂરિ० ૧

ગાય મંગળ ગીત રસાળ, વાજાં વાગે બહુ જાતનાં રે;
ગહુંલી સોહાગણ મળી માળ, દેખી ભવિજન હોય શુભમના રે. ૨

જિનાલય વિમાનસ્વરૂપ, સમ્યક્ત્વ-વૃદ્ધિનિદાન ખરૂં રે;
નિરખંતા ભવિ સુખરૂપ, ભેટંતા ભવિ-દુઃખ સંહરૂં રે. ,, ૩

જ્ઞાનશાળે ચોમાસું કરાય, વ્યાખ્યાન ઉપાશ્રયમાં ખરૂં રે;
સુણે હજારો જન-સમુદાય, ગણધરવાદ ત્યાં સુહંકરૂ રે. „ ૪
ઇન્દ્રભૂતિ વિગેરે ગણધાર, જીવાદિ-સંશય સહરૂ રે;
શ્રોતા હંસરાજ મુખ્ય ધાર, પ્રજ્ઞાચક્ષુ શ્રદ્ધાળુ ખરૂ રે. „ ૫
પ્રથમાનુયોગ સુખકાર, તત્ત્વજ્ઞાન તેહમાં બહુ ભર્યું રે;
કથાનુયોગ પણ ન વિસાર, બાલ-શ્રવણમાં પ્રિયંકરૂ રે. „ ૬
શાન્તિનાથ-ચરિત્ર તે ધાર, શ્રદ્ધા વિવેક સિંચન ખરૂં રે;
પબ્લીક ધર્મશાળામાં સાર, સાર્વજનીન હિતકર ખરૂં રે. „ ૭
અધિકારી પંડિત અવધાર, શ્રવણ મનન કરે શુભમના રે;
રણજીત રાજા તેહ વાર, મળ્યા તે આનંદમના રે. „ ૮
વાર્તાલાપ કર્યો બહુ વાર, હૃદય કઠીણ તેહનું ખરૂં રે;
ધર્મનીતિ-મારગનો પ્રચાર, કરવા ઉપદેશ સૂરિવરૂ રે.„ ૯
બહુ થોડી અસર નિરધાર, રાજ-હૃદયમાં થાય તે સમે રે;
કુતરાં મારવાને કાજ, હુકમ નીકાળે તે એક સમે રે. „ ૧૦
દૃષ્ટિગોચર થાય શ્વાનરાજ, મારો ગોળીથી ન દયા કરો રે;
નગરમાં ન રાખો કરો કાજ, ગોળીબાર સવીને કરો રે. „ ૧૧
બજાર ગલીઓમાં તે વાર, હાહાકાર મચ્યો નગરમાં રે;
ન જાય અરજ કરવા તે વાર, કંપે સવી નિજ હૃદયમાં રે.„ ૧૨
ધર્મવીર સૂરિ જગ-તાય, જાય રાજા પાસે દુઃખ ઘણું રે;
અન્યાય અઘોર કરાય, દિલ દુઃખે સવી પ્રજા તણું રે. „ ૧૩
હિન્દુ-રાજ્યમાં એહ અન્યાય, સહ્યો ન જાય સવી હૃદયથી રે;
વાડ ચીભડાં ચોરી જો ખાય, અરજ કરવી કહો કેહને રે. „ ૧૪

એહ દુઃખ સહુ નવી જાય, શાન્તિ-પ્રચાર પ્રજામાં કરો રે;
દુર્ગતિનું ન કામ કરાય, આપ સરીખા ભવિજીવને રે. ,,૧૫
મૂક જીવ ઉપર અન્યાય, કરવો ન ઘટે કહેવું અમતણું રે;
અભયદાન સવીને કરાય, માનો શિક્ષા દિલ દુભાય ઘણું રે. ,,૧૬
ફરી અભય અન્યાય કરો દૂર, ગ્રહો આશીર્વાદ સવી તણો રે;
નિર્દય હૃદય ભરપૂર, કહે સાધુ-દૃષ્ટિએ તે નવી હણો રે. ,,૧૭
વળી ભાદરવો એક માસ, આપ કહેવાથી અમર કરૂં રે,
લેઇ વચન આવ્યા આવાસ,હુકમ બહાર નીકાળે ખરૂં રે. ,,૧૮
સવી પ્રજા-હૃદય સુખવાસ, સુણી પરિશ્રમ સૂરિ-તણો રે;
સ્વાર્થ પોષી પંડિતની વાસ,સુણો એકચિત્તથી સ્થિરમના રે.,,૧૯
હાથીભાઇના મનની સુવાસ, પાડા મરાવે નિર્દયમના રે;
દેવી પાસ દશેરાના દિન, ધર્મ માનો તે કાર્યમાં તન્મના રે. ,,૨૦
એહવી દન્તકથા એક દિન, સાચી જો હોય તો દુઃખ ઘણું રે;
સુણી હૃદય બન્યું ઘણું દીન, સમજાવું યુક્તિથી એહને રે. ,,૨૧
અધઃપાત ભારત કરનાર, સ્વારથીઆ એહવા જાણવા રે;
પરમારથ-ભૂલણહાર, સ્વલ્પ સ્વારથ ખૂબ સાધવા રે. ,,૨૨
ધિક્ સ્વારથીઓ અવતાર, ન્યાય અન્યાય ન તે ગણે રે;
ભરે પેટ બિચારા ગમાર, સ્વાર્થ અધર્મ કરાવે ઘણો રે. ,,૨૩
પશુશાલા-વ્યવસ્થા કરાય, સૂરિ-ઉપદેશથી તે સમે રે;
પૂરે ચોમાસે વિહાર કરાય, ધર્મ મંગલ જાય તે સમે રે. ,,૨૪






લતીપુરાદિ સ્પર્શના કરી, આવ્યા મોરબી મોઝાર;
ભદ્રિક જન આનન્દ ધરી, સૂરિ-દર્શન કરે સાર. ૧
સાધુમાર્ગી દ્વેષભાવ નહી, ગુણાનુરાગ ન વિસાર;
આવી દેશના સુણે સહી, ભવિજન-મન હિતકાર. ૨
સ્થાન ઉપાશ્રયમાં નહી, ગરદી તણો નહી પાર;
વ્યાખ્યાન સ્થાનકે કરો સહી, સાધુમાર્ગી અરજ વિચાર. ૩
પ્રબન્ધ કરશું અમે ઇહાં, આવો સ્થ નકે સુરિરાય !;
વિજ્ઞપ્તિ માની સૂરિ તિહાં, કરે વ્યાખ્યાન સુખદાય. ૪
હજારો જન રોજ આવતા, ઉપદેશ સુણવા શ્રીકાર;
માધ્યસ્થ્યભાવે નિહાળતા, સૂરિજી સવીને તે વાર. ૫
પ્રભાવના પ્રતિદિન કરે, સ્થાનકવાસી સંઘ ખાસ;
અસલી ધર્મ-પહેચાણ કરે, મૂર્તિ-પૂજા સુખવાસ. ૬
દુષ્કાલપીડિત જીવ ધરી, કર્યું અનુકંપાદાન ફંડ;
પન્દર હજાર રકમ ભરી, કરાવે વ્યવસ્થા પ્રચંડ. ૭
દુકાન સસ્તા ભાવ તણી, ખોલાવી તે સમયે શ્રીકાર;
વિના મૂલ્યે કેઇ દીન ભણી, આપો કરો દયાનો પ્રચાર. ૮
દયા પાળો તે દયા નહી, અનાથોધ્ધાર દયા ધાર;
દયા મનમાં જો શુદ્ધ સહી, કરો અનુકંપા-પ્રચાર. ૯
ડાહ્યાભાઇ વિગેરે ઘણા, ભદ્રિક ભાવ ધરનાર;
સૂરિ-વાણી આનન્દ તણા, ગુણ-વર્ણનના વેપાર. ૧૦

દેશના આપી વિહાર કરી, સાથ અનેક જન ધાર;
રંગપુર ભેલા જઈ કરી, આવ્યા વાંકાનેર તે વાર. ૧૧
સ્થાનકવાસી સંઘ મળી, આવે મોરબીનો તે વાર;
સૂરિ-દર્શન કરે તે વળી, લ્હાણી વાંકાનેર શ્રીકાર. ૧૨
ગામ-પ્રજા તિહાં સવી મળી, મચાવી વ્યાખ્યાન-ધૂમ;
પબ્લીક ને ઉપાશ્રય વળી, લુંટે આનંદ ભરપૂર. ૧૩
મળે નરેશ ઘણા પ્રેમથી, વાંકાનેરના તે વાર;
વાર્તાલાપ કરે આનંદથી, ભક્તિભાવનો ધરનાર. ૧૪
પ્રજા-હિતાવહ કામ કરો, વ્યસન ન રાખો લગાર;
શિકાર-પ્રભૃતિ દૂર ધરો, અનાથ-નાથ બનો સાર. ૧૫
દેશના તિહાં આપી કરી, થાન થઈ સાયલા મોઝાર;
રાજા યુવરાજ હર્ષ ભરી, આવી સુણે દેશના સાર. ૧૬
ધર્મ-ચર્ચા આનંદમને, સવી જન સન્મુખ ધાર;
રાણપુર આવ્યા શુભ મને, પ્રફુલ્લ મન અવધાર. ૧૭
એક સપ્તાહ સ્થિરતા કરી, થયા વ્રત પચ્ચખાણ તે વાર;
સવી ગામમાં તેહ જાણવાં, કોઈ ગામ ખાલી નવી ધાર.૧૮
જીર્ણોધ્ધારાદિ પણ લેખવાં, આશાતના ન વિસાર;
દૂર કરાવી ઉપદેશ કરી, ધાર્મિક સુધારા પણ ધાર. ૧૯
ઉપદેશ દ્વારા પરિહરી, અવિધિ આશાતના તે વાર;
પ્રતિગામમાં જિહાં હોય સહી, કરાવે ત્યાગ સૂરિ ધાર. ૨૦
વિહાર કરી તિહાંથી ફરી, ધંધુકા ધોલેરા મોઝાર;
તર્કપુર આરો ઉતરી, આવ્યા ખંભાત મનોહાર. ૨૧





## ઢાળ નવમી.

( કામણગારો એ કુકડો રે—એ દેશી )

હિતકર સૂરિસમ કોઇ નહી રે, ભવભય-મીટાવણહાર;
જિનવર-આજ્ઞા શિરમાં વહી રે, શુદ્ધ માર્ગ બતાવણહાર.
હિતકર૦ ૧

દીપચન્દભાઇ સવી મળી રે, સનમુખ આવે વીશ કોશ;
ભક્તિભાવ બહુ હૃદયે વળી રે, ધામધૂમ પ્રવેશ સુખ-પોષ. ,,૨

અંબાલાલ પાનાચન્દ તણી રે, ધર્મશાલા ઉતરે તે વાર;
ધર્માન્ધ-પક્ષી હૃદયે સુણી રે, દુઃખ થાય પક્ષપાત ધાર. ,,૩

ગુણી સવી સાધુ ત્યાં ઉતરે રે, ગુણરાગી દીપચન્દ સાર;
નગર-યાત્રા સાથ સહુ કરે રે,સ્તંભન પાસ ત્રિલોક-સુખકાર.,,૪

મન્દિર પ્રાચીન તિહાં ઘણાં રે, વળી ગ્રન્થભંડાર મનોહાર;
અનેકો તિહાં સોહામણા રે, જોવા વિનતિ કરે શ્રીકાર. ,,૫

એક ભંડાર તાડપત્રનો રે, પ્રાચીનતમ તે અવધાર;
અપૂર્વ ખાસ ગ્રન્થ-રત્નનો રે, ન બતાવે કોઇને તે વાર. ,,૬

પણ સૂરિ પર પ્રેમભાવ ધરી રે, બનાવે આનન્દે અપાર;
આપ્યાં પુસ્તકો કેઇ ભાવ ધરી રે, ભેટરૂપે શ્રાવક મનોહાર. ,,૭

પક્ષપાતી ગુરૂ એહ નહી રે, સવી બોલે જન તે વાર;
સમભાવે જુવે સહી એ સહી રે, વિષમતા ધરે ન લગાર. ,,૮

સાધુ મળવા કેઇ આવતા રે, સૂરિ-વિચાર સુણી હરખાય;
વ્યાખ્યાને સંશય સવી કાપતા રે, દીપચન્દ્ર-પ્રયાસ સુહાય. ,,૯

રાજ-પ્રતિનિધિ આવતા રે, સૂરિ-દર્શન સ્પર્શન કાજ;
વ્યાખ્યાન-શોખ મનમાં ભણ્યો રે,સાહિત્ય-પ્રચાર દિલ પ્યાર.૧૦

પ્રમુખપદ આપવા તણો રે, ભાવ થયો પ્રજાનો તે વાર;
હિન્દુ મુસલમાન સવી ગણો રે, જીવદયા-વ્યાખ્યાન શ્રીકાર.૧૧

પાંજરાપોળ મનુષ્યમાત્રની રે, રક્ષા અનાથ જીવની ધાર;
વ્યક્તિ એકની નવી માનવી રે, એમ સમજો સવી મનોહાર.,,

દહીં દુધ માખણ ઘી સહી રે, છાશ મલાઇ ઓકાર;
મુસલમાનો ખાય કે તે નહી રે, કેમ ન કરે રક્ષા જીવ સાર.૧૩

વૃદ્ધ તેહનાં માબાપને રે, શું રક્ષા ન કરે વિચાર;
દુગ્ધાદિ પીધું જે માતનું રે, હેવાન કતલ કરનાર. હિત૦ ૧૪

લષ્ટ પુષ્ટ કરે દિલ જેહનું, તેહ માતાને કેમ ભૂલાય ?;
ઉન આપી રક્ષા કરે દિલની, તેહવાં ઘેટાં બકરાં ન ભૂલાય. ,,૧૫
શક્તિ મનુષ્યની તે કરે રે, મલ મૂત્ર ખાતર કરનાર;
ધાન્યોત્પાદક તે ખરા રે, તે વિના પ્રાણો સવી જાય. હિત૦ ૧૬

ઉપકારી જીવ જન્તુની રે, કહો સેવા તે કેમ ભૂલાય ?;
સૂરિવચન સુણી ધ્વનિ રે, સવી બોલે કહો સૂરિરાય ! હિત૦૧૭
સેવા કરવા આ જીન્દગી સહી રે, બોલે મુસલમાનો ધરી પ્યાર;
પાંજરાપોળ વ્યવસ્થા વહી રે, રહેમભાવ હૃદય ધરો પ્યાર..,૧૮
રાજમહેલની વિનતિ કરી રે, સૂરિ શિષ્ય સાથે નિરધાર;
ફ્રૂટ ભેટ ત્યાં ટોપલી ભરી રે,કહે અહો સવી-તારનાર.હિત૦૧૯

સ્પર્શે એહનો સાધુ નવી કરે રે, નવી જમે એક ઘર મુનિરાજ;
ધર્મશાસ્ત્ર મનાઇ સવો કરે રે, સવી સાધુ આચ ર વિચાર. ૨૦

શિક્ષા ભોજન આચાર સાધુનો રે, જૈનધર્મ-તત્ત્વો સમજાય;
સુણી આચાર જૈનધર્મનો, પ્રેમભાવ હૃદય નવી માય. ,,૨૧

ગુણાનુરાગ તેહ મન વસ્યો રે, સન્માન સૂરિ ખૂબ ભાવ,
હિન્દુ મુસલમાન દિલ રહ્યો રે, દેશના પશુ-રક્ષા વિભાવ. ,,૨૨

એ રીતે કામો ઘણાં કરી રે, કાવીતીર્થ કર્યો વિહાર;
સંઘ-આગેવાનો હર્ષ ભરી રે, સૂરિ સાથ આવે તે વાર. ,,૨૩

વિહારે શેઠ સહુ લાવતા રે, કરે વિનતિ ફરી ફરી ધાર;
ધર્મ મંગલ ગવરાવતા રે. સૂરિ કાવીબન્દર નિરધાર. ,,૨૪




મન્દિર કાવી દ્વય દીપતાં, સાસૂ વહુનાં નિરધાર;
લાખ્ખો દ્રવ્ય સદ્વ્યય થતાં, તીરથ થયું મનોહાર. ૧

સંઘ સાથ બહુ પ્રેમ ધરી, કરી યાત્રા સુખકાર;
પૂજા સાધર્મિ વત્સલ કરી, ભક્તિભાવ ન વિસાર. ૨

જંબૂસરમાં પધારીઆ, શ્રાધ્ધ ભક્તિ મનોહાર;
વ્યાખ્યાન સુણી હરખીઆ, પન્ચીક કરાવ્યાં શ્રીકાર. ૩

ગામોત લક્ષિત અતિભલો, લાડવા શ્રીમાળીનો વાસ;
શ્રીમાલજ્ઞાતિ ગોદ ભલી, શ્રીમાલનગર નિવાસ. ૪

લાટદેશમાં આગમનથી, લાટશ્રીમાલી પડ્યું નામ;
સોરઠીઆ સૌરાષ્ટ્રથી, ધર્મચુસ્ત કરે ધર્મકામ. ૫

ભરુચ નગરમાં આવીઆ, શ્રીમાલી પોળ કર્યો વાસ;
મુનિસુવ્રત મન લાવીઆ, તીર્થ પ્રાચીન સુણવાસ. ૬

યાત્રા કરી પ્રેમ અતિ ઘણો, મુનિસુવ્રત જગદીશ;
મન્દિર-શ્રેણિ દર્શન પણે, ભવજલ-તારણ ઇશ. ૭

વીરજયન્તી આનંદ ઘણો, લાટવાડાની મોઝાર;
હજારો જન શ્રવણ તણો, અવસર મળ્યો મનોહાર. ૮

પારસી ઘણા તિહાં આવીઆ, સુણવા જયન્તી-વ્યાખ્યાન;
લાટવણિક બહુ ભાવીઆ, શ્રવણ મનન એક તાન. ૯

કેઇક ગુણાનુરાગ ધરે, જીવન અનન્ત ગુણ-ખાણ;
કેઇક ભદ્રિક ભાવ વરે, વીર-જીવન શવહાણ. ૧૦

વિચાર જૈન કેઇ જાણવા, અનુમોદક કેઇ ધાર;
આચારે કેઇક લેખવા, સૂરિ-વ્યાખ્યાને નિરધાર. ૧૧

વેજલપુર-શ્રાદ્ધ-વિનતિ, ગયા સૂરીશ્વર મહારાજ;
મૂળચન્દભાઇ ભાવ અતિ, ચૈત્રી પૂનમ કરી સાજ. ૧૨

કરે વિહાર સુરત ભણી, તીર્થ ઝગડીઆ જવાય;
આંગરોળ તડકેશ્વર ગણી, કતારગામ અવધાર. ૧૩

સુરતવાસી જન આવીઆ, રચી પૂજા આંગી મનોહાર;
હરિપુરામાં પધરાવીઆ, નેમુભાઇ વાડી બાદ ધાર. ૧૪

શ્રદ્ધિ નગીનભાઇ તણો, ભાવ પ્રબલ અવધાર;
ખંભાત-વિનતિ પ્રેમ ઘણો, કરી મોહમયીની ત્યાં ધાર. ૧૫



ઢાળ દસમી.

( તુમે હળવે હળવે ચાલો, તુમે ધીરે ધીરે ચાલો;
સિદ્ધાચલગિરિ ભેટવા હો જી—એ દેશી. )

સુખ શાન્તિથી પધારો, તુમ દર્શન અમૃત-ક્યારો;
સૂરીશ્વર ! ચાલો વેગથી હો જી.
નેમુભાઇ-વાડીમાં આપ પધારો,
વ્યાખ્યાન તણો મળ્યો ટાણો ઘણો સારો;
શ્રાવકો આનન્દે રે, વાટ જુવે આપની હો જી,
સુખશાન્તિથી० ૧

સુરત હીડાકરજીનું મુખ્ય સ્થાન,
ભાંગો પીને મારે ગપાટા બહુ તાન,
માલ પાણી ઉડે રે, મેવા મીઠાઇ ઘણી હો જી,
સુખશાન્તિથી० ૨

શ્રાવક ઘણા પરદેશમાં અવધાર,
શ્રાવિકાનો પ્રબલ રહે સમુદાય;
વ્યાખ્યાને આવકો રે, ચોપડાલે થોડા રહે હો જી,
સુખશાન્તિથી० ૩

સૂરીશ્વર ત્યાગમૂર્તિ અવધાર,
સવી સાધુને ત્યાગ ઉપદેશ ન ભૂલાય;
ચારિત્રની ઇચ્છા રે. જો હોય ત્યાગ ખપ કરો હો જી,
સુખશાન્તિથી૦ ૪

સાચા ત્યાગી સૂરીશ્વર અવર ન ધાર,
સવી જનતા-સુખ નીકળે તેહવી વાત;
સાક્ષર લોકો આવે રે, દર્શને ટોળે મળી હો જી,
સુખશાન્તિથી૦ ૫

વિનતિ કરે પબ્લીકજન ત્યાં અપાર,
આપી વ્યાખ્યાન કરો જનતા-ઉપકાર;
ઇચ્છા હમ હૃદયની રે, પૂરો કૃપા બહુ કરી હો જી,
સુખશાન્તિથી૦ ૬

અનેક સ્થાને વ્યાખ્યાન સૂરિજીનાં થાય,
નિત્ય પ્રતિ ઉપાશ્રયે ન ભૂલાય;
જનતા સવી રાગી રે, વિદ્વાન એ સમ બીજા નહી હો જી,
સુખશાન્તિથી૦ ૭

બોલે મુખથી સભા સહુ એક અવાજ,
ધર્મ-ચર્ચા કરવા આવે ઘણા લાગ;
શાન્તિથી ઉત્તર આપે રે, પ્રેમભાવ હૃદયે વહી હો જી,
સુખશાન્તથી૦ ૮

કલેકટર વિનતિ કરે સૂરિરાજ,
પધારો બંગલે મળવા ઇચ્છા મુજ ખાસ;

સૂરીશ્વર પધારે રે, સાધુ સાથ ગ્રહી હો જી.
સુખશાન્તિ૦ ૯

ઓળખાણુ ઘણી નીકળી યૂરોપની તે વાર,
ધર્મ-ચર્ચાથી પ્રેમ હૃદય અપાર;
લેકચરમાં આવે રે, પ્રમુખ-સ્થાન ગ્રહે હો જી,
સુખશાન્તિ૦ ૧૦

આમંત્રણ-પત્રિકા ગલીએ ગલીએ ધાર,
પબ્લીક બહુ આવે સુણવા કાજ,
સાધુ કેઇ તિહાં રે પ્રશ્નો અસંબદ્ધ કરે હો જી.
સુખશાન્તિ૦ ૧૧

જોડા પહેરી બેસે પ્રમુખ સ્થાન એહ,
તેથી નવી આવીએ અમે સહુ તેહ;
પ્રલાપ સવી એહનો રે, યુક્તિવિકલ તણો હો જી,
સુખશાન્તિ૦ ૧૨

સ્થાન-બહાર જૂતા-મનાઇ ન કરાય,
સાધુ-બેઠક અલગ સવીથી વિચાર;
આશાતના કહેવી રે, વિચારો ભાઈ! શુભ મને હો જી,
સુખશાન્તિ૦ ૧૩

આશાતના સાધુ ઉપાશ્રય સવી ધાર,
જૂતા પહેરી આવવા મનાઇ કરાય,
અસંબદ્ધ વાતો રે ભીતર દ્વેષાનલ તણી હો જી.
સુખશાન્તિ૦ ૧૪

વ્યાખ્યાનો ત્યાં પબ્લીક થયાં મનોહાર,
જૈનધર્મની સવી મન અસર અપાર;
સૂરીશ્વર-વાણી રે, સુણી સવી મોહીઆ હો જી,
સુખશાન્તિ૦ ૧૫

વાર્તાલાપ કરવા બીજે દિન ખાસ,
કલેકટર સાહિત્ય-પિપાસુ ઘણા ખાસ;
પ્રાતઃકાલે આવે રે, ચર્ચા કરવા ધર્મની હો જી.
સુખશાન્તિ૦ ૧૬

તે સાધુ પણ આવ્યા શિષ્યો લઇ સાથ,
ધર્મ-ચર્ચા થતી સાહેબ સંગાથ;
બુદ્ધિ-નિધાન રે ! સૂરીશ્વર ! જગ અવધારીએ હો જી.
સુખશાન્તિ૦ ૧૭

સાધુ એક મળવા આવે સૂરિ પાસ,
વાતો મીઠી ઉપરથી કરે ખાસ,
મેલા હૃદયનો રે સાફ મનથી નવી કરે હો જી,
સુખશાન્તિ૦ ૧૮

ઉપદેશક-મંડળ ખોલવા કરી વાત,
ધર્મોન્નતિ એહથી જાણો અવદાત;
અભિપ્રાય કહો રે જે હોય તુમ મન તણો હો જી,
સુખશાન્તિ૦ ૧૯

એવું કાર્ય બીજાથી કદી નવિ થાય,
આપ જેવા સમર્થ અવર ન ધાર;

કામ ઉપાડો રે થાય સફળ ભલી પરે હો જી,
સુખશાન્તિ૦ ૨૦

એકાન્તમાં વાતો સવી એહવી કરાય,
જી જી સવી સુખથી તેહ કરાય;
કપટ-બાજી ખુલે રે, જુઓ હવે કેહવી હો જી,
સુખશાન્તિ૦ ૨૧

જગપૂજ્ય જયંતી ગુરુની કરાય,
વૃદ્ધિચંદ્ર ગુરુવર-ફોટો સ્થપાય;
-નેમુભાઇ વાડીમાં રે, ધામધૂમ બહુ કરી હો જી,
સુખશાન્તિ૦ ૨૨

મુંબઇ-પ્રજા આગમન-વાટ જોવાય,
વિહારની ઉતાવળ ઘણી કરાય;
'ધર્મ' મંગળ ગાય રે, સૂરીશ્વર મુંબઇ નગરમાં હો જી,
સુખશાંતિ૦ ૨૩






સરલ હૃદય સૂરીશ્વર, શુદ્ધ હૃદયથી મનોહાર;
સવી આપ-સમ જાણે ખરૂ, શાન્તિ-સેવધિ ભંડાર. ૧

વિહાર કર્યો આનંદથી, સંઘ અતુલ આવ્યો સાથ;
નવસારી આગમનથી, સવી પીવે જ્ઞાનામૃત-પાથ. ૨

પારસીઓના ઘણા પ્રેમથી, પબ્લીક કરાવ્યાં વ્યાખ્યાન;
ધર્મોન્નતિ થાય ઝડપથી, થયો સંઘ આનંદ-ઉદ્યાન. ૩

બીલીમોરા કાલીઆવાડમાં, વ્યાખ્યાન પૂજા ભક્તિ ધાર;
આવ્યા વલસાડ નગરમાં, ધર્મપુર-નૃપ અવધાર. ૪

આપ્યો ઉપદેશ શુદ્ધ ધર્મનો, બલિદાન-નિષેધ કરનાર;
ગુરુ-વચનામૃત પ્રેમનો, વહ્યો ઝરો મનોહાર. ૫

બલિ-નિષેધ વચન ગ્રહી, આવ્યા સૂરિ આવાસ;
પ્રેમધારા નૃપ મન વહી, અધિકારી મનમાં ઉલ્લાસ. ૬

શાસન-રસિક થાય જેહમાં, ત્યાં મુખ્ય ઉન્નતિ વિચાર;
સાર્વજનીન વ્યાખ્યાનમાં, ધર્મોન્નતિ અવધાર. ૭

પુસ્તકો શુદ્ધ સાહિત્ય તણાં, વ્હેંચી કરે ધર્મ-પ્રચાર;
લાખ કાપી વ્હેંચ્યાં ધર્મનાં, જૈનેતરોમાં મુખ્ય ધાર. ૮

કલકત્તેથી પ્રારંભ કરી, જિહાં વિચર્યા સૂરિરાય;
તે સવી ગ્રામ ભ્રમણ કરી, કર્યાં વ્યાખ્યાનો સુખદાય. ૯

પુસ્તકો સાથ આપ્યાં વળી, પ્રતિપાદક શૈલીનાં ખાસ;
વાચનથી જાય મદ ગળી, લખ્યાં પુસ્તકો સુવાસ. ૧૦
યૂનિવર્સલ સવી એ સહી, યુનિવર્સલ ધર્મ કથનાર;
થાય યૂરોપ પ્રચાર વહી, ધર્મપુસ્તકો સાથ ધાર. ૧૧
વ્યસની ત્યાગે વ્યસન સહી, રાજા મહારાજા બહુ પ્યાર;
બ્રહ્મચર્યાદિ ગુણ વહી, થાય તેજસ્વી મનોહાર. ૧૨
દિગદર્શનાન્ત સવી એ સહી, ધર્મ-દેશના વિના ધાર;
તત્ત્વજ્ઞાન સંસ્કૃત વહી, અન્તર હૃદય ન વિસાર. ૧૩
પ્રમાણ-પરિભાષા વળી, ન્યાયનો ગ્રન્થ અવધાર;
હિન્દી ગુજરાતી મળી, ગ્રન્થો બાવીશ નિરધાર. ૧૪
હિન્દુ મુસલમાનો મહી, પઢે આનન્દથી અપાર;
યૂરોપવાસી પ્રેમ વહી, કરે યૂનિવર્સિટી પ્રચાર. ૧૫
હજારો હિંસક ઉદ્ધર્યો, પુસ્તક તણા સુપભાવ;
સાચો અહિંસક ભાવ વર્યો, વાંચી પુસ્તકો પ્રેમભાવ. ૧૬
લખ્યાં પુસ્તકો નિજહાથથી, અન્તર ન પાસે લખ વાય;
થાય ખુશી ન સંખ્યા-પૂર્ત્તિથી, યૂનિવર્સલ ન ભૂલાય. ૧૭
લખવી પંડિત પાસથી, જે રાખે પોતાનું ત્યાં નામ;
ધર્મકલંકી તેહ જાણવો, શાસન-દ્રોહીનું એ કામ ૧૮
પ્રસંગોપાત્ત વાત એ કહી, હવે પ્રકરણ ચિત્ત લાય;
વલસાડ વ્યાખ્યાનો કરી, વિદ્વાન-મન લલચાય. ૧૯
પાલઘી આવી ધામ કરી, આવ્યા વસઈ મોઝાર;
લક્ષ્મીચન્દ્ર પ્રેમ ધરી, આવે સૂરિ-દર્શન તે વાર. ૨૦

ભાઇંદરથી અલ્હારમાં, આવ્યા દેવકરણ-આવાસ;
શેઠીઆ આવે આનન્દમાં, કરવા દર્શન સૂરિ ખાસ. ૨૧

નરોત્તમભાઈ-આમંત્રણે, શાન્તાક્રુઝ અવધાર;
ભક્તિભાવ આનન્દ ઘણો, સાધર્મિ-વત્સલ નિરધાર. ૨૨

ભાયખલે સૂરિ આવીઆ, હજારો જન તેહ વાર;
દર્શન કરવા આવીઆ, સ્પર્શન સુખ-દાતાર. ૨૩

શાહી મોટરો જૂથ આવીઓ, પ્રાતઃકાલમાં નિરધાર;
આનન્દ સંગત વરતીઓ, સહુજન-મન તે વાર. ૨૪

વાજાં વિવિધ પ્રકારનાં, અનેક બેંડ અવધાર,
સવી શ્રાવક શુભમના, કરે ધામધૂમ ત્યાં અપાર. ૨૫

---




( ઇમન રાગણી. મ્હારી સહી રે સયાણી-એ દેશી. )

અલબેલી મુંબઈમાંહે આવ્યા,
સવી નગરવાસી-મન ભાવ્યા રે; સૂરિજી જગતાર.
ઠાઠ અપૂર્વ રચી સવી આવ્યા,
હર્ષ શોચ સૂરિ નવી લાવ્યા રે. ,, ૧
સત્કાર પરીષહ આવ્યો જાણી,
નિજ સ્વરૂપે રમે ગુણખાણી રે: ,,

સામૈયું નહી તે નોટીસ વખાણો,
સવી પ્રશ્નોત્તર મળ્યો ટાણો રે. „ ૨

જૈનાચાર્ય ધુરંધર આવ્યા,
વિદ્વાન્ શિષ્યો સાથમાં લાવ્યા રે; „
તેની જાહેર સામૈયું તે જાણો,
ધર્મવાદ કરવા મન આણો. „ ૩

ભાયખલેથી ફેરવીને લાવ્યા,
પાયધુનીમાંહે પધરાવ્યા રે; „
ષટ્દર્શન-વેત્તાને એહ શોભે,
સામાન્ય સાધુને નવી ઓપે રે. „ ૪

વિદ્વાન આવે પ્રશ્નોત્તર ન પાવે,
ધર્મ-હાંસી તેથી બહુ થાવે રે; „
કેઈ પરીક્ષા સાધુજીની કરવા,
પ્રશ્નોત્તરથી ચિત્તડાં હરવા રે. „ ૫

સામાન્ય સાધુને તે માટે ન શોભે,
જે અવરના મન નવી ક્ષોભે રે, „
હજારો જન વ્યાખ્યાનમાં આવે,
ઉભા રહેવાનું સ્થાન ન પાવે રે. „ ૬

વ્યાખ્યાન-રસીઆ પ્રતિદિન આવો,
જિન-વાણી સુણવાનો લ્હાવો રે; „
દિનભર ચર્ચા કરવા ઘણા આવે,
જૈન જૈનેતરો ત્યાં સુહાવે રે. „ ૭

શાન્તિપૂર્વક યુક્તિથી સમજાવે,
સુણી સંશય સવી દૂર જાવે રે; ,,
નૈયાયિક સંન્યાસી એક આવે,
સ્યાદ્વાદ-ખંડન મન ભાવે રે. ,, ૮

ચર્ચ વાદ ગીર્વાણમાં કીધો,
છ ઘંટા વચનામૃત પીધો રે; ,,
ખંડન-યુક્તિ પ્રશ્નો જણાવી,
તેના મુખથી ત્યાં સિદ્ધિ કરાવી રે. ,, ૯

શુષ્ક વેદાન્તિકો ઘણા આવે,
દ્વૈતવાદ યુક્તિ સમજાવે રે; ,,
ધર્મ-પ્રચાર ઉપદેશકથી જાણો,
ધર્મ-વૃદ્ધિ બીજાથી ન આણો રે. ,, ૧૦

આર્યસમાજી ક્રીશ્ચીયન જાણો,
ધર્મ-પ્રચાર પ્રબલ વખાણો રે; ,,
જૈનો કેઇ ધર્મ-ભ્રષ્ટ જ થાવે,
ઉપદેશ-અભાવ-પ્રભાવે રે. ,, ૧૧

ધર્મહીનપ્રાય શેઠીઆ જાણો,
જૈનતત્ત્વથી દૂર વખાણો રે, ,,
વક્તા જે દર્શનમાં બલવાન,
તે ધર્મ જાણો બલવાન રે. ,, ૧૨

તત્ત્વહીન યુક્તિ-શૂન્ય જે ધર્મો,
સર્વોત્તમ બન્યા જાણો મર્મો રે; ,,

ઉપદેશક પ્રબલથી પ્રબલતા,
　　નિર્બલથી જાણો નિર્બલતા રે. „ ૧૩

સર્વોત્તમ જૈનધર્મ વખાણ્યો,
　　સ્યાદ્વાદ જિહાં મહારાણ્યો રે, „
પ્રમાણુ પ્રમેય યુક્તિનો ખજાનો,
　　પઠઠામાં સહુયે મન માનો રે. „ ૧૪

અજ્ઞાની મૂરખ જન પાસે આવ્યો,
　　નાસ્તિક કલંક લગાવ્યો રે; „
ધર્મવૃદ્ધિ માટે થાઓ તૈયાર,
　　જ્ઞાન-પ્રચાર કરો ભવિ યાર રે. „ ૧૫

એ રીતે એકાન્તે જન સમજાવે,
　　ઉપદેશક તૈયાર કરાવે રે; „
સંમતિપત્રો સવી પાસ લખાવે,
　　ધર્મ-વૃદ્ધિ કરો ભવિ ભાવે રે. „ ૧૬

કેઈક સંમતિ પત્રોત્તર આવ્યા,
　　કેઈક પત્રોત્તર નાવ્યા રે; „
સુરતથી સાધુ-પત્ર એક આવ્યો,
　　શકતને ખાનગીમાં લખાવ્યો રે. „ ૧૭

દૈવયોગ પત્ર ન છીપાયો,
　　પોકળ ખુલવાનો તે ટાણો રે;
ઉપદેશમાં વિશ્વાસ ન કરશો,
　　પ્રપંચપણાથી તે બચશો રે. „ ૧૮

શબ્દો ખુલ્લા તે પત્રમાં વણાણો,
જાણે ધર્મ જવાનો એ ટાણો રે; ,,
દુ:ખે પેટ ને માથું ચોળાવે,
કિલ્લો લંકાનો જીત્યો એમ ભાવે રે." ,, १९

ઉપદેશક-મંડળ હવે થાશે,
ધર્મસૂરિ-કીર્તિ જગ ગાશે રે; ,,
અપશુકન કરવા જે નાક કપાવે,
જુઓ બુદ્ધિમત્તા મન ભાવે રે. ,, २०

ધર્મોન્નતિ જુઓ કઇ રીતે થાવે ?,
સાધુ સમાજ-દ્વેષ-અભાવે રે; ,,
એક થાપે એક ઉચ્છેદ કરાવે,
સવી પુરુષાર્થ તેમાં ગમાવે રે. ,, २१

જ્યાં સુધી અન્ય સંસ્થા ન નિહાળે,
વિદ્વાન-સમાગમમાં નવી આવે રે; ,,
ત્યાં સુધી સાધુ-આંખો નવી ખુલે,
કૂપ-મંડુક માફક તે ઝુલે રે, ,, २२

ગુજરાતથી સવી વિહાર કરાવો,
આર્યસમાજી-ગુરુકુલો બતાવો રે; ,,
અન્યધર્મીનાં કાર્યો ત્યાં નિહાળો,
શાસન-આશાતનાને સંભાળો રે. ,, २३

ડાકમારે ડાહ્યાં કહેવાં સાર્યાં,
બહાર નીકળીને મનમાં વિચારો રે; ,,

સમય એ આપસમાં લડવાનો ન ધારો,
કરો પુરુષાર્થ બહાર પ્રચારો રે. „ ૨૪
ધર્મ-શિક્ષા જે ભવી મન ધરશે,
ત્યારે સાધુ-સમાજ સુધરશે રે; „
લક્ષ્મીચન્દ્ર ઉત્સાહ બહુ વ્યાપે,
ધર્મ મંગલ વીર-મંડળ સ્થાપે રે. „ ૨૫

---




દેશના પ્રબલ પ્રભાવથી, સરસ અસર સવી થાય;
ઉપદેશકના અભાવથી, અવનતિ સવી તે ગવાય. ૧
સાધુ-વિહાર-અભાવ જિહાં, જે સમય સાધુ ન જવાય;
ખંડન મંડન ધર્મનું જિહાં, તિહાં ઉપદેશક અવાય. ૨
શાસને જરૂર અતિ ઘણી, ના કોઇથી ન કહેવાય;
કબુલ વાત સૂરિજી તણી, કરે સૌ મળી સુખદાય. ૩
જાહિર સભા તેહ કારણે, મળી સવી જૈનોની તે વાર;
અભિપ્રાય પ્રગટપણે, જણાવે સમયે સૂરિ સાર. ૪
લક્ષ્મીચન્દ્રાદિ દાનવીરનાં, વચન મળ્યાં મનોહાર;
એકત્ર મળી સવી જૈનનાં, ન્યૂન લક્ષદથી મનોહાર. ૫
પરમાર્થબુદ્ધિએ જે કરે, વિલંબ નહીં ત્યાં વિચાર;
ધર્મોન્નતિ થાય એણી પરે, શાસન-શોભા અવધાર. ૬

આક્ષેપ વિક્ષેપ થયા ઘણા, સૂરિ-મન ડગે ન લગાર;
સુધારા ધર્મોન્નતિ તણા, સમયે સમયે કરે પ્યાર. ૭
પ્રતિમાસ સાધારણ તણો, ટોટો બહુધા મન ધાર;
આવક નહિ ખરચો ઘણો, કહો કઇ રીતે પૂરે પ્યાર. ૮
એક ક્યારામાં પાણી ઘણું, બીજા ખાલી રહ્યા સૂકાય;
સડો પેઠો જેમાં પાણી ઘણું, કહો મહાભાગ ! ઉપાય ? ૯
દેવ-સમર્પણબુદ્ધિએ, અર્પણા જિહાં કરાય;
દેવ-દ્રવ્ય તેહ માનીએ, અવર ન તેહ મનાય. ૧૦
આજથી સંઘ ઠરાવ કરે, પૂજાદિ બોલી જે બોલાય;
સાધારણમાં તે જાય સવી, દોષ શાસ્ત્રીય ન ગણાય. ૧૧
બોલીઓ શાસ્ત્ર-વિધિ નહી, જેહવી સામાયિક વિચાર;
ક્લેશ-નિવારણ બોલી સહી, વિના ઝગડો અવધાર. ૧૨
બોલી વિના ફળ નવી મળે, બતાવો એહવું પ્રમાણ;
વિધિવાદ જો પ્રમાણ મળે, કથાનુવાદ નવી જાણ. ૧૩
પરિણામે ફળ સવી મળે, બોલી વિના ગુણ-ખાણ;
સવી ખાતાં-પેટક જાણવું, સાધારણ-પુષ્ટિ મન આણ. ૧૪
દેવ-દ્રવ્ય અવર નહી, ખાતામાં લેઈ જવાય;
લાખો દેવ-દ્રવ્યમાં સહી, પુષ્ટ સાધારણ કરો પ્યાર. ૧૫
સટ્ટા વેપાર કરાય સહી, મીલો લોન વિગેરે લેવાય;
જે કર્માદાન-નિષેધ સહી, દેવદ્રવ્યથી સવી કરાય. ૧૬
ટ્રસ્ટીઓ માલિક થાય ગ્રહી, પેઢીઓ મ્હોટી ચલાવાય;
ખરચતાં પ્રાણ જાય વહી, બાપુકી મુડી જાણો જાય. ૧૭

સૂરિ-અભિપ્રાય દાખવ્યો, સમભાવે પત્ર મોઝાર,
સુણી તોફાની ચમકીયા, કર્યો બહુ નિન્દાનો પ્રચાર. ૧૮

દેવ-દ્રવ્ય ખાવાનું તે કહે, જન-મન-ભ્રમણા કરાય;
વિષ વધારી દુર્ગતિ લહે, સુધારે પત્થરો ફેંકાય. ૧૯

કર્યો સુધારા સવી એમણે, જગ જશ લીધો અપાર;
કે.ઈ ઉપાયે વિઘન કરી, કઢી બગાડે સવી ધાર. ૨૦
હાય! દોડો ઉઠો સહુ, શાસન સવી લુંટાય;
કોલાહલ ખોટો બહુ, મચાવ્યો નિન્દકે અપાર. ૨૧

દ્વેષાનલ પ્રગટાવીએ, અજ્ઞાનતાને પ્રભાવ;
ગુણાનુરાગ વિસરીએ, પ્રબલ મોહ વિભાવ. ૨૨
સમભાવ સૂરિ-મન ઘણો, ટ્રેકટ જુઓ ચાર ખાસ;
દેવ-દ્રવ્ય સંબંધ તણો, મ્હારા વિચાર રાખો પાસ. ૨૩

ગવર્નર-આમંત્રણે, ગવર્નર-હાઉસ જવાય;
વાર્તાલાપ એકાન્તપણે, સૂરિજી ગવર્નરનો થાય. ૨૪
પ્રમાણ યુક્તિ પ્રબલ સહી, નહી નિન્દા લવલેશ;
સૂરિ-વાણીમાં તે સુખ્ય લહી, કરો વિચાર શુભ એષ. ૨૫
વીલેપારલે મંડળ સહી, થાપ્યું સૂરિ શુદ્ધ ઉદ્દેશ;
શાસનોન્નતિ બીજે નહી, એહ સમય સુવિશેષ. ૨૬





## ઢાળ બ્યાસી.

( પ્રતિમા-શોપે વાળીઆ યોગ અને ઉપધાન જિનજી-એ દેશી )

શુભ મુહૂર્તે મંડળ થાપીયું, છાત્ર-સંખ્યા સ્વલ્પ મન ધાર; લલના
વ્યવસ્થાએ મન સવી ખેંચીયું, પ્રબન્ધ-કારિણી કમીટી સાર.,,
ગુણિજન-ગુણ ન વિસારીએ, ગુણ-રાગ સુખની ખાણ. ,, ૧
અધ્યાપકાદિ પ્રબંધ કરી, ઉદ્દેશ પ્રારંભ અવધાર; ,,
ઉપાધ્યાય વિદ્યા શ્રમ ધરી, કાર્ય કરે અનેક પ્રકાર. ,, ગુણી૦
બીજું ચોમાસું પણ ઇહાં કરે, શ્રાવક-વિનતિ પ્રબલ વિચાર; ,,
વ્યાખ્યાનાદિ-વ્યવસ્થા ધરે, ભિન્ન ભિન્ન સ્થાનો મોઝાર. ,, ૩
દેહે જ્વરાક્રમણ કર્યો, સેવા-નૌકા તે ડોલાં ખાય; ,,
ઉપચાર ડૉકટરે બહુ કર્યો, મોદી મોતીલાલ-સેવા સુહાય. ,,૪
દેશી વૈદ્યો ઉપચાર ન વિસર્યો, પણ ન જાય તાવ લગાર; ,,
સમય જોઇને શ્રમ આદર્યો, વિઘ્ન-સંતોષીએ પારાવાર. ,, ૫
નવીન પુરાણી સહાય વળી, અટકી સમય તે મોઝાર; ,,
પીયરીઆં મળ્યાં રોતીને વળી, પછે વાટ જુવે ન લગાર. ,,૬
સાધુ સવી સેવાભાવમાં, મંડળ-સહાયનું ભૂલ્યા નામ; ,,
ઉપચારો કરવાના તાનમાં, સૂરિ-સેવા ધ્યાન મુખ્ય કામ. ,, ૭
પ્રબલ અશાતાભાવમાં, ઓય ઓયનું નહિ તિહાં નામ; ,,
અરિહંત સિદ્ધ સાધુ ધ્યાનમાં, ધર્મ-ધ્યાન તણું એહ ધામ. ,,૮

ભવ-ભય મીટાવે જે સહી, ગુરુ-ઉપકાર કેમ તે ભૂલાય ? „
શિષ્યોનું ધ્યાન બીજે નહી, સૂરિ-સેવા તનં મનથી કરાય. „૯
ભણવું ગણવું સવી એ સહી, બીજાં કામો સવી ભૂલાય, „
હવા-ફેર કરવા વિચાર ગ્રહી, પ્રેમચન્દ-બંગલે જવાય. „ ૧૦
શાન્તિ થોડા દિન તિહાં રહી, થૉમસ-આગમન સુહાય; „
વાત સવી જન-મન લહી, સન્માન કેઈક ન સુહાય. „ ૧૧
એસોસીએશન તિહાં મળી, ખાનગી કરવા વિચાર; „
અભિનન્દન આપવું સાંભળી, મનમાં ન ગમે તે લગાર. „ ૧૨
ઇર્ષ્યાભાવ જુઓ કેહવો ?, કૃતઘ્નતા મનમાં ધરાય; „
શાસન-કામ તે જાણવું, સૂરિજીનું નહી તે સુહાય. „ ૧૩
કમીટીથી નવી થયું લેખવું, ચાળીશ વર્ષ પરિશ્રમ ખાસ; „
થૉમસ-પત્રથી તેહ જાણવું, ગુરુદેવે કર્યું સુખવાસ. „ ૧૪
આબૂ-પ્રકરણ મન આણવું, આદર્શ સાધુમાં વિચાર, „
ટેલીફોનો સવી આવીઆ, આગમન વિષે અવધાર. „ ૧૫
મંડળ સ્હામું બંદરમાં ગયું, થૉમસ-સ્વાગત કરવા ખાસ; „
ઉતરી સ્ટીમરથી ગવરનર-હાઉસે ગયા મ્હેમાનરૂપે આમ. „૧૬
ખબર પહવાથી તિહાં ગયા, સૂરિ-શિષ્ય થઇ તેહ સ્થાન; „
મંડળ દેખી સાહેબ ચમકીયા, ગુરુ-દર્શન છે મુજ ધ્યાન. „ ૧૭
આપ ભલે ઇહાં આવીઆ, ચાલો આવું સવી મુકી કામ; „
તત્કાલ તે સાથે પધારીઆ, હજારો જન મળીઆ તે ધામ.„૧૮
રોમ રોમ સવી વિકસિત થયાં, ગુરુદર્શનથી તે વાર; „
ન્યાયથી તત્ત્વ-આલોચના, ધર્મવાદ મનથી ન વિસાર. „ ૧૯

તર્ક વિતર્ક કર્યાં તત્ત્વોના, ટાલ્યા સંશય ગુરુ–દરબાર; ,,
પ્રભુ-દર્શન કર્યાં પ્રેમથી, ભેટ ગીની ધરી જિનવાસ. ,,૨૦

હજારો જન આવ્યું દીઆ, ગુરુ દર્શન આવ્યા તે ખાસ; ,,
અભિનન્દનપત્રને આપવા, સ્વયંસેવક સભા કરી ખાસ. ,,૨૧

સવી શેઠીઆ તિહાં આવીઆ, તખ્તનશીન થયા સૂરિરાજ; ,,
થૉમસ સાહેબ પણ આવીઆ, ગદ્દી પારાવાર સભાકાજ; ,,૨૨

થૉમસ ઈંગ્લીશમાં બોલીઆ, અનુવાદ મોદીજીનો ખાસ; ,,
વિદ્યા ન્યાયાદિ ઘણા ગાજીઆ, સૂરિ ગંભીર ઘોષ સુવાસ. ,,૨૩

થૉમસ ગુરુ-ઉપકાર બહુ માનતા પુણ્યે દર્શન થયું મુજ ખાસ; ,,
અભિનન્દન આપે સ્વય સેવકો, આશીર્વાદ–પત્ર સૂરિ પાસ. ,,૨૪

સંસ્કૃત શ્લોકોમાં તે આપીયું, નમી શિર ચઢાવે આશિષ; ,,
અન્તિમ ઉપદેશ સૂરિ દાખવે, જશ લેવાનું નહિ મુજ કામ. ,,૨૫

જશ અપજશ સાધુને બે સહી, ક્ષય કરવા સવી ઉદ્દેશ; ,,
અજ્ઞાની જન સમજે નહી, મન વિપરીત ભાવ વિશેષ. ,, ૨૬

કામ કર્યું શાસન–કારણે, નહી સ્વારથનો લવલેશ; ,,
પરમાર્થબુદ્ધિએ કર્યું એણે, ભૂલે ઉપકાર કૃતઘ્ન વિશેષ. ,, ૨૭

કામ શુભ કરો સવી મળી, કર્યો ઉપકાર કદી ન ભૂલાય; ,,
કૃતઘ્નભાવ જાઓ ગળી, શીખો કૃતજ્ઞતા–પાઠ આપ. ,, ૨૮

ઉપદેશ હિતશિક્ષા ઘણો, આપે સૂરિ મહારાજ તે વાર; ,,
સવીજન–મન આનન્દ તણો, પાર ન રહ્યો ત્યાં લગાર. ,, ૨૯

હાર પહેરાવ્યો મનોહર, લક્ષ્મીચન્દ્ર વેદ–પુત્ર ખાસ; ,,
બહુ કિંમતી દેખનમાં પ્રિયંકર, સવી ચકિત થયા દેખી ખાસ. ,,૩૦

એહ સાધુ પરવા કોઇની નવી કરે,શેઠી આ બહાર બોલે સુવાસ,,
આવડે કામ કરતાં એહને, સવી કાર્ય–કુશલ ધર્મવાસ. ,, ૩૧
મોહમથી વાત સવી વિસ્તરી,સૂરિ–શિષ્ય થૅામસ સાહબ ખાસ;
હર્ષને આવ્યા સમુદ્ર ઉતરી; જુઓ ભક્તિભાવ સુવાસ. ,, ૩૨
પુસ્તક–ભંડારો દેખવા, સાથ નાગરદાસ મોકલાય; ,,
સવી તીર્થો ભંડારો દેખી કરી, સૂરિ–અન્તિમ દર્શને અવાય.,,૩૩
એસોસીએશન–આંખ ઉઘડી, અભિનન્દન આપવા ખાસ; ,,
સંમતિ–હાજ પાસ આવીઆ, સૂરિ ઉદાર ભાવ ધર્મવાસ.,,૩૪
સભા ભરી તેણે આપીયું, થૅામસ ગુરુ–ઉપકાર તિહાં થાય; ,,
પવિત્ર ધર્મને સમજાવવા, સાર્વજનીન વ્યાખ્યાન અપાય.,,૩૫
સવી અધિકારી આવ્યા જાણવા, ગોકલ મોરાર હોલ મોઝાર;
પરમ પવિત્ર ધર્મ એ લેખવો, પક્ષપાત તિહાં ન લગાર. ,,૩૬
અભેદ કિલ્લો સ્યાદ્વાદનો, ચંચુપ્રવેશ અવર ન કરાય; ,,
સાપેક્ષ દૃષ્ટિ વિના તત્ત્વનો, પત્તો લાગે કદી ન વિચાર. ,, ૩૭
અનેક વાતો વ્યાખ્યાને કહી, છપાણી સવી પત્ર મોઝાર; ,,
પ્રમુખ સૂરિવર બોલે સહી, સવી સભાને હર્ષ અપાર. ,, ૩૮
વિદ્વાનો સુણી મન ચમકીઆ, જૈનધર્મ અપૂર્વ ઉદાર; ,,
દુર્ગંધ નિન્દક મન લાવીઆ, ધર્મ મંગલ બોલે સવી ધાર. ,,૩૯






પેટ્રોલ સાહેબ આવીઆ, દર્શન ચર્ચાની કાજ;
સૂરીશ્વર-મન ભાવીઆ, જેકોસલાવી ઓલચીરાજ. ૧

સાહિત્ય-પ્રેમ મનમાં ઘણો, ગુરુદેવ પર ગુરુ ભાવ;
જી. કે. નરીમાન વિજ્ઞતણો, સૂરિ પર બહુ પ્રેમ ભાવ ૨

સાહિત્ય-સેવામાં રસ ઘણો, પ્રશ્નો કરે મનોહાર;
ઉત્તર સામ્યભાવ તણો, આપે સરસ મન ધાર. ૩

અનેક કાર્યો તિહાં કરી, મહાશુદિ પંચમી વિહાર;
ઉપકારો અનેકો કરી, વિચરે જગત-આધાર. ૪

હજારો જન સાથ આવતા, ઠામ ઠામ અવધાર;
દાદર માહીમ આવી કરી, શાન્તા કુંજ નિરધાર. ૫

અંધેરી ભોગીલાલ-બંગલે, સપ્તાહ એક અવધાર;
વાર્ષિક મહોત્સવ મંડલે, કર્યો ધામધૂમથી વિચાર. ૬

નાગરિક વિદ્વાનો આવીઆ, સભા કરી અતિ મનોહાર;
વ્યાખ્યાને જન આણંદીઆ, સંવાદ થયો ત્યાં શ્રીકાર. ૭

મલ્હારમાં સૂરિ આવીઆ, દેવકરણ-ભક્તિ વિચાર;
ગુજરાત સન વિરામીઆ, બંગાલ કરવા ઉપકાર. ૮

કાશી-શાલા-ઉદ્ધાર તણી, મન ઇચ્છા પ્રબલ વિચાર;
હિંસક જન-પ્રતિબોધની, બંગમાં લાગણી અપાર. ૯

દેવ ગુરુ ધર્મતત્ત્વનાં, ટ્રેકટો લઘુ અવધાર;
પ્રતિપાદક શૈલી તણાં, રચીને કરવો પ્રચાર. ૧૦
હજારો છૂટા હાથ આપવાં, લેકચરો સાથ અવધાર;
સાધુ વિદ્વાન મંડળ મળી, વિચરવું ભૂંગ મોઝાર. ૧૧
એ રીતે ઇચ્છા મન ધરી, પાછા ગયા અંધેરી મોઝાર;
આગરારોડ લક્ષ્ય કરી, ઠાણા શાહપુર વિહાર. ૧૨
દેવલાલી નાશિક ફરી, કરી લેકચરો મનોહાર;
માલીઆ ગામ પ્રેમ ધરી, પ્રજા કરે વિનતિ અપાર. ૧૩
નાટક હૉલ વ્યાખ્યાન કરી, મુસલમાન બહુ ધાર;
કેઇક શુદ્ધ વિચાર કરી, શુદ્ધાહારી થયા શ્રીકાર. ૧૪
ધૂલીઆ-સંઘની વિનતિ, આવ્યા ભક્તિભાવ મન ધાર;
પ્રવેશ-સમયે ભાવ અતિ, વ્યાખ્યાન-ધૂમ ન વિસાર. ૧૫
ચાતુર્માસ સંઘ-વિનતિ, શેઠ રાજમલ રઘુસી વિચાર;
આગ્રહ સવી પ્રજા અતિ, સૂરિ સ્વીકારે તે વાર. ૧૬
આમલનેર-સંઘ આવીઓ, વિનતિ કરવાને કાજ;
લાભ મનમાં જાણી કરી, ગયા તે સમય સૂરિરાજ. ૧૭
વ્યાખ્યાન-મંડપ બાંધીઆ, સવી જન સુણવા ખાસ;
વટીલો અધિકારી આવીઆ, વિદ્વાન જન આવાસ. ૧૮
માસ મેળો સખારામનો, હજારો જન અવધાર;
જૈનધર્મ-ઉન્નતિનો, ટાણો પ્રથમ દક્ષિણમાં ધાર. ૧૯
વ્યાખ્યાને સવી જન તોષીઆ, પોષીઓ ધર્મભાવ ખાસ;
કૂપ-મંડુક કેઇ આવીઆ, ચર્ચા કરવા સૂરિ પાસ. ૨૦

સુશિત પ્રબળ હેળી કરી, પલાયન થયા તે વાર;
અભિનન્દન મનમાં ધરી, જનતા સભા કરે શ્રીકાર. ૨૧
ચિત્રિત ચન્દનપેટીમાં, અભિનન્દનપત્ર ત્યાં ખાસ;
પ્રેમભાવ સભા-હૃદયમાં, વ્યાખ્યાને પ્રગટ પ્રકાશ. ૨૨
પ્રજા-પ્રેમની શુભ લાગણી, સાધુને તેનું નહિ કામ;
અવગણના મનમાં ઘણી, પ્રજા-આગ્રહે કર્યું કામ. ૨૩
સન્માન નહી એ આપનું, જૈનધર્મનું અવધાર;
પ્રત્યુત્તરે સવી સમૂહનું, મન આકર્ષ્યું તે વાર. ૨૪
સંઘ-ભક્તિ મન અતિ ઘણી, દાખવી સમય મોઝાર;
પૂને વિહાર કરવા તણી, ઇચ્છા બતાવી અવધાર. ૨૫
વિહાર કરીને આવીઆ, ચોમાસું કરવા કાજ;
પેટ્રોલ સાહેબ પધારીઆ, વ્યાખ્યાન પબ્લીક કાજ. ૨૬
કલેકટર પ્રમુખ સહી, કર્યું જૈનતત્વ-વ્યાખ્યાન;
નાટક હૉલ મેદાન ગ્રહી, હજારો જન ખૂબ ધ્યાન. ૨૭
ઈંગ્લીશમાં વ્યાખ્યાન સહી, અનુવાદ મરાઠીમાં ધાર;
અનુવાદક અજ્ઞાન સહી, રોકે બીજા પંડિતો તે વાર. ૨૮
નિજ ડહાપણ છંડી કરી, અસલી અનુવાદ ખાસ;
સત્ય વાત જૈનધર્મ ખરી, ગોપવે તે પંડિત પાસ. ૨૯
અનુવાદ શુદ્ધ કરાવીને, વ્હેંચ્યો પબ્લીક મોઝાર;
અજ્ઞાન-તિમિર હઠાવીને, સત્ય મારગ મન ધાર. ૩૦
બીમારી પેટની તિહાં રહી, સૂરિજીને બહુ વાર;
દેશપાંડ્યે ડૉકટર સહી, ભક્તિ સારવાર અપાર. ૩૧

ગુરુદેવ-બન્ધુ મુનિ તણો, સ્વર્ગવાસ ઇહાં વિચાર;
ચાતુર્માસ પૂરણ પણે, કર્યો સુખ-શાન્તિએ વિહાર. ૩૨
વિહાર-સ્થલ જૈનમન્દિરો, વસ્તિ ઉપાશ્રય વિચાર,
સંસ્થાઓ ધર્મશાલા ઘરો, વિહાર વર્ણને સવી ધાર.૩૩
શીરપુરમાં પધારીઆ, સ્હામે વીરસૂરિ અવધાર;
સામૈયું લઇને આવીઆ, સૂરિ-હર્ષને મનોહાર. ૩૪
બંને મિત્રો મળ્યા પ્રેમથી, તિહાંથી માંડવગઢ ધાર;
ઘાટા અનેકો ઉતરણથી, આન્તર વ્યાધિ અવધાર. ૩૫
ઇન્દોરથી સ્હામા આવીઆ, લેવા માંડવગઢ મોઝાર;
વિહાર કરી પધારીઆ, અનુક્રમે 'ઇન્દોર' વિચાર. ૩૬

---

## ઢાળ તેરમી.

( સમવસરણ સુરવર રચે રે—એ દેશી )

બાલચન્દ્રાદિ શ્રીસંઘ તણી રે, ભક્તિ સુન્દર અવધાર,
સૂરિ શિવપુરી વસીઆ.
આવે નગર જાણે દિનમણિ રે, એમ સહુ હૃદય-પ્રકાશ. સૂરિ૦ ૧
ધર્મધ્વજ ફરકે ઘણા રે, ગલીએ ચોક મોઝાર; ,,
પ્રવેશોત્સવ આનન્દ તણા રે, ગીત ગાન તાન ધાર. ,, ૨

અન્તિમ દેશના ટાઉન હૉલમાં રે, જગમાં સૂરિની એ ધાર. ,,
રોગ-પ્રાદુર્ભાવ શરીરમાં રે, વેદના પ્રબલ વિચાર. ,, ૩
વૈદ્ય-સંમેલન તિહાં કરી રે, લીધા અભિપ્રાય સુખકાર; ,,
ઇલાજ અનેક પ્રકાર કર્યો રે, પણ ન સમાધિ લગાર ,, ૪
હેમચાંદ્રયે સુણી આવીઆ રે, કર્યો ઉપચાર સમાચાર; ,,
ડૉકટર ગોસાવી બોલાવીઆ રે, હાર્દિક ભકિત ધરનાર. ,, ૫
પરમાર્થ બુદ્ધિએ સેવા કરે રે, ભાંડારકર-સંમતિ ત્યાં ધાર; ,,
પ્રતિ રવિવારે તે આવતા રે, સુખતંકરાદિ લેઇ સાથ. ,, ૬
અમેરીકન વિદુષી આવીઆં રે, સૂરિ-દર્શન કરવા જોડી હાથ;
સાહિત્ય-પ્રશ્નોત્તર પ્રેમનાં રે, જૈનધર્મ-જિજ્ઞાસા અપાર. ,, ૭
સપ્તાહ તિહાં સ્થિરતા કરી રે, હોલકર સરકાર આવે ખાસ;,,
ગુરુ-દર્શન સ્પર્શન કરી રે, ઉપદેશ સુણે સુખવાસ. ,, ૮
ચાતુર્માસની કરી વિનતિ રે, સ્વાસ્થ્ય-અભાવે મનાઇ કરાય;
ભક્તિ આપના ડૉકટર તણી રે, મનમાં સુજ તે અતિ સુહાય. ,, ૯
હિમ્મત-દીક્ષોત્સવ કરી રે, હિમાંશુવિજય ધર્યું નામ; ,,
મંગલાદિ ચાર સાધુને રે, કાશી વિહાર કરાવ્યો મુખ્યકામ. ૧૦
આગરા તરફ લક્ષ્યમાં કરી રે, મક્ષીથી શિવપુરી અવધાર;
શિવપુરી-સંઘ આનન્દ ધરી રે, કરાવે ચોમાસું તે વાર. ,, ૧૧
હવા પાણી અનુકૂલ વળી રે, ડૉકટર કપૂર-ભક્તિ અપાર;
ચોમાસું કબૂલ કરાવીયું રે, ભકતો આવે ચોમાસા કાજ. ,, ૧૨
ભક્ત લક્ષ્મીચન્દ્ર મન વસ્યું રે, તેથી આવે રહેવા સુખકાજ;
વ્યાધિ વધતી જાય દિન પ્રતિ રે, પણ અધ્યાત્મભાવ ન ઘટાય. ,,૧૩

શ્રાદ્ધ-સાધુ-સેવા અતિ ઘણી રે, તન મન ધનથી ન ચૂકાય; „
સૂરિ-સેવા નિર્જરા તણી રે, કહો હ્હાણી એ કેમ ભૂલાય ? „૧૪

સીલ્વન લેવી સાહેબ આવીઆ રે, ધર્મપત્ની સાથ અવધાર;
સૂરિ-દર્શને મન ભાવીઆ રે, ઉપદેશ-જિજ્ઞાસા અપાર. „ ૧૫

સ્યાદ્વાદ મુદ્રા છે જિહાં વિષે રે, પક્ષપાતનો નહિ અવકાશ;„
અન્ય જીવ-પીડા ન જિહાં દીસે રે,જૈનધર્મ-તત્ત્વ એ પ્રકાશ.૧૬

સ્યાદ્વાદ-સ્વરૂપ સમજાવીયું રે, વિસ્તૃત વિવેચન ખૂબ ધાર;
તત્ત્વ અપૂર્વ સવી મન વસ્યું રે, હર્ષ તણો ન રહ્યો તિહાં પાર.

ઉત્તમ જ્ઞાન સૂરિ ! તાહરૂં રે, સર્વોત્તમ ચારિત્ર મન ધાર;
તુમ સમ જગમાં બીજું રત્ન નહી રે,જ્ઞાન ચારિત્ર તણો ભંડાર.

વળી વળી અનુમોદન કરે રે, વાસક્ષેપ લ્યે દંપતી તે વાર;
સાધુને પૂછે સૂરિ ભલી પરે રે, ભાયખલાના કહો સમાચાર.„૧૯

તાર કરો ગવરનર ઉપરે રે, મિત્રપણાથી કામ તે કરાય; „
સમજાવી કમીટી મુંબઇ સમે રે, ભાયખલા-કામ ભલી પરે થાય.

સમજાવો કારોબાર તમે રે, 'નહીમાન્યું' પણ હવે પસ્તાય;
શાસન પર દૃષ્ટિ દઇ કરી રે, સાધુપાસે બહુ પત્રો લખાવાય. ૨૧

રાણા સાહેબને તાર કરો રે, કાંકરોલી-મન્દિરની કાજ;
શાસન-રાગ સૂરિ-મનકેરો રે, અન્તિમ સમય ન ભૂલે સમાજ.૨૨

ધર્મધ્યાન વિના વાત નહી રે, આતમ-ચિન્તન એકતાન;
છત્રીશ ઘંટા સમાધિ રહી રે, ચઢતે પરિણામે શુભ ધ્યાન. ૨૩

ભાવના પૂર્વઋષિ તણી રે, શુદ્ધ ઉપયોગ ભાવે તે વાર;
ચઉસરણ સમાધિ ઘણી રે, શાસન-સેવા જીન્દગી અવધાર. „૨૪

વીર ! વીર ! ધર્મ ધ્વનિ કરી રે, અનન્ત ચતુર્દશી ખાસ;
આયુ તજી સ્વર્ગ-સુખ વરી રે, લીધો અનન્ત સુખનો વાસ. ,,૨૫

ભારત-ભાનુ ગયો આથમી રે, શોક-સાગર જગત ફેલાય;
સાચો સુભટ જગ નહી મળે રે, ધર્મ મંગલ મન ન સુહાય. ,,૨૬

---




શોક-સાગર પ્રસર્યો ઘણો, સવી જન હૃદયે આઘાત:
સાહિત્ય સાચા સેવક તણો, ઉપકાર ન ભૂલે સુજાત. ૧

પેપરો સવી ભારત તણાં, યૂરોપનાં અવધાર;
શોકોલ્લેખ સૂચન ઘણાં, દોઢસો સંખ્યા વિચાર. ૨

દેશ વિદેશના સવી મળી, સાહાનુભૂતિ તાર ધાર;
રાજા મહારાજાના વળી, હૃદયે આઘાત કરનાર. ૩

શાસન-સુભટ-વિરહનો, કીહાં જઇ કરૂં હું પોકાર ?;
ગંભીર સંદેશ વીરનો, નહી કોઇ સુણાવનહાર. ૪

સવી પદાર્થો સ્ફુટ કરી, કહો કોણ જણાવે શ્રીકાર?;
જિજ્ઞાસુ-જિજ્ઞાસા ઘણી, કહો પૂરી કોણ કરનાર ? ૫





શ્રી વિજયધર્મસૂરિ સમાધિ મંદિર, શીવપુરીમાં
સ્થાપન કરેલી મૂર્તિનો ફોટો.

## ઢાળ ચઉદમી.

( હુવે ચારિત્રજુત્તો સમિતિનો ગુત્તો વિશ્વનો તારૂ જી-એ દેશી )

ગુરુદેવ સૌભાગી શાસન-રાગી,
ત્યાગી ગયા ઉતાવળા. તારૂ જી;
જલદી કેમ કીધી બહુ શીખ દીધી,
શું મનમાં રોષ આવીઓ ? તારૂ જી. ૧

ઔદારિક ન રંગી સ્વર્ગ-ઉમંગી,
સરાગી સંયમી ચાલીઆ તારૂ જી;
મૂલ દેહ અશુચિ ઉત્તર વિશુચિ,
રૂચિ નહી દુર્ગન્ધિમાં તારૂ જી. ૨

નગર-ખાળ સરીખા આઠ ધાતુ પરિખા,
વ્હેતી રહે નિશ દિન વિષે તારૂ જી;
મદિરા-ઘટ પરખી કાયને નીરખી,
કીમત ન કુટી બદામની તારૂ જી. ૩

અસાર તે જાણી મમતા ન આણી,
ગયા ગુરુદેવ વેગળા તારૂ જી;
શુધ્ધ મહાવ્રત પાળી પાપ પખાળી,
સમિતિ ગુપ્તિ ચિત્તમાં ધરી તારૂ જી. ૪

બ્રહ્મતેજ પ્રચંડે અવિકૃતિ દંડે,
ધર્મ-ધ્વજ ગ્રહ્યો હાથમાં તારૂ જી;

ભવ-તરુ-મુખ્યબીજ રાગાદિ તુજ,
ભાગી ગયા બહુ ત્રાસથી તારૂ જી. ૫
તુજ શાસન-સેવા સાહિત્ય મેવા,
ભવજલનાવા પાસમાં તારૂ જી;
વીર-પ્રવચનરાગી અવરના ત્યાગી,
સાચા સુભટ કેમ વિસરે તારૂ જી. ૬

શાસન-ઉન્નતિ કેરી ભાવના ભારી,
મન-મન્દિરમાં સોહામણી તારૂ જી;
રોમ રોમમાં ફરસી અંતર હરસી,
શુદ્ધ હૃદયથી તેહમાં તારૂ જી. ૭

શુધ્ધાહારી બનાવ્યા અશુધ્ધ ત્યજાવ્યા,
વિચરી ભારત-ભૂમિમાં તારૂ જી;
સાહિત્ય-પ્રચાર અનેક પ્રકાર,
દેશ વિદેશમાં બહુ કર્યો તારૂ જી. ૮

પુસ્તક-મોહત્યાગી મન રઢ લાગી,
સાર્વજનીન કાજે આપીઆં તારૂ જી;
યમ નિયમને પાળી આસન વાળી,
પ્રાણાયામે તે પધારીઆ તારૂ જી. ૯

પ્રત્યાહારે પધારી ધારણા ધારી,
ધ્યાન ધર્યું જિનરાજનું તારૂ જી;
છત્રીસ કલાક સમાધિમાં ગાળી,
સ્વર્ગપુરીમાંહે સંચર્યો તારૂ જી. ૧૦

ઉત્તર શુદ્ધક્રિયા કરવા કાજે,
    શેઠ સાહુકારો ત્યાં આવીઆ તારૂ જી.
મુસલમાન ને હિન્દુ સાથ મળીને,
    અધિકારી વર્ગ સહુ આવીઆ તારૂ જી. ૧૧

સિન્ધે સરકાર શુદ્ધ ભૂમિને આપી,
    નિરાનન્દી થયો બહુ પરે તારૂ જી;
ચન્દનની ચિતા નિરુત્સાહે બનાવી,
    ઘૃત કપૂર બહુ હોમીઆ તારૂ જી. ૧૨

તેહ સ્થાનની ઉપર મન્દિર સુંદર,
    ધર્મ-સમાધિનું દીપતું તારૂ જી;
પત્ર-પ્રચાર કીધો પરિશ્રમ લીધો,
    વિજયેન્દ્રસૂરિએ બહુપરે તારૂ જી. ૧૩

સવી પ્રજા મળી એક કમીટી સ્થાપી,
    પ્રતિષ્ઠા મહોત્સવ કારણે તારૂ જી;
મહા શુદિ પૂનમે પ્રતિષ્ઠા દિનમાં,
    ઉત્સવ મ્હોટા મંડાણનો તારૂ જી. ૧૪

મહારાજા દિવાન યુરોપીયનો,
    બંગાળી પારસી વિદ્વાનો તારૂ જી;
જૈન જૈનેતરો ત્યાં હજારો આવ્યા,
    ભેદ ભાવ નવી લાવીઆ તારૂ જી. ૧૫

સાધર્મિ-વત્સલો પણ આઠ દિવસનાં,
    ભક્તિ ભાવની નહી મણા તારૂ જી;

સ્વયંસેવકો ને વળી ગાયન-મંડળી,
મુંબઈથી આવી સુન્દર તારૂ જી. ૧૬
પ્રતિષ્ઠાને કરાવી ભાવના ભાવી,
વિજયેન્દ્રસૂરિ શિષ્યો સહુ મળી તારૂ જી;
શેઠ લક્ષ્મીચન્દ્રે પોતાના ખર્ચે,
કરાવી પ્રતિષ્ઠા સોહામણી તારૂ જી. ૧૭
ગુરુ-વિરહી શિષ્યો મંગળ જયન્તો,
આવ્યા કાશીથી ઉતાવળા તારૂ જી;
મહોત્સવના નાદો સંભળાવી સાદો,
ધર્મ મંગલ ઉલટ ઘણો તારૂ જી. ૧૮

---



## વધામણાં.

ઉત્સવ મંગલ અતિ ઘણા, સૂરીશ્વરજીના નામે;
શાસન-સેવા ભાવ તણાં, કીધાં જગ બહુ કામ. ઉત્સવ૦૧
યુગ-પ્રધાન સૂરિ-હિતમણિ, જગ-પૂજ્ય છો સ્વામી;
શુધ્ધ ભક્તિ મનમાં ઘણી, કીધી વળી શિરનામી. ઉત્સવ૦૨
એકવાર સેવક કહી, પ્રભુ આપ બોલાવો;
જાવું નહી હવે એક ઘડી, ધર્મ મંગલ ગાવો. ઉત્સવ૦૪





## કલશ.

ગાયો ગાયો રે શ્રીધર્મ સૂરીશ્વર ગાયો.
સ્યાદ્વાદ-દેશક ત્રૈલોક્ય-નાયક,
ત્રિપદી-દાયક જગનાહો;
તીર્થપતિ મહાવીર પ્રભુની,
પાટે સુધર્મ સુહાયો રે. શ્રીધર્મ૦ ૧

અકબર-બોધક સૂરિ હીરવિજયો,
અઠ્ઠાવનમી પાટ ધારો;
અમારિ-પટહ તસ રાજ્ય બજાયો,
કામ કરી નામ પાયો રે. શ્રીધર્મ૦ ૨

સત્ય ક્રિયા-ઉદ્ધારક જાણો,
પાટ બાસઠમી વખાણો;
સત્યવિજય નામ સત્ય કહાયો,
સવી બુધ મળી ગુણ ગાયો રે. શ્રીધર્મ૦ ૩

કપૂર ક્ષમા બુધ ઉત્તમ ધારો,
ઉત્તમ પદમ આધારો;
કીર્તિ કસ્તૂર સુગન્ધિ વિચારો,
શુધ્ધ સંવેગી નિરધારો રે. શ્રીધર્મ૦ ૪

ચિન્તામણિ મણિવિજયને ગાવો,
બુધ્ધિવિજય બુધ ભાવો;
શુધ્ધ સમકિતનો કરી ફેલાવો,
જગમાં થાય બહુ ચાવો રે. શ્રીધર્મ૦ ૫

શાન્તિ-સેવધિ ને ગુણ-ભંડારો,
બુદ્ધિવિજય શુભ ધારો;
જગ-પૂજ્ય સૂરિ-ગુરુ અવધારો,
રત્નત્રિતય ગુણ-ક્યારો રે. શ્રીધર્મ૦ ૬
દેશી વિદેશી જન-બોધક પ્યારો,
સવી જનને હિતકારો;
પરમગુરુ ધર્મસૂરિ એ ધારો,
ચરણ-કમલ મનોહારો રે. શ્રીધર્મ૦ ૭
સૂરિચક્ર-ચૂડામણિ ધારો,
ધ્યાન અન્તર ખૂબ પ્યારો;
યુગ-પ્રધાન જગમાંહે વિચારો,
શાસન-રાગ મનોહારો રે. શ્રીધર્મ૦ ૮
અનન્ત ચતુર્દશી મંગલવારો,
અગણિત સુખ-ભંડારો;
શિવપુરીમાં નિર્વાણને ધારો,
જગમાંહે શોક-પ્રચારો રે. શ્રીધર્મ૦ ૯
શેઠ લક્ષ્મીચન્દ્ર વૈદ સુહાયો,
દાનવીર કહેવાયો;
ભક્તિ કરી બહુ પુણ્ય કમાયો,
શિવપુરી-સંઘ સુહાયો રે. શ્રીધર્મ૦ ૧૦
જ્ઞાની ધ્યાની યોગીશ્વર કેરો,
પટ્ટધર શિષ્ય વિચારો;
શાસન-રાગ હૃદયમાં પ્યારો,
તુજ પાટ દીપાવનહારો રે. શ્રીધર્મ૦ ૧૧

ઇતિહાસ-તત્ત્વ-મહોદધિ ગાયો,
જૈનાચાર્ય પદ પાયો;
શ્રીવિજયેન્દ્ર સૂરીશ્વર-રાજ્યે,
**ધર્મ-જીવન** ખૂબ ગાયો રે. શ્રીધર્મ૦ ૧૨
સંવત ઓગણી બ્યાસીને ધારો,
ફાગણ સપ્તમી વિચારો;
પ્રથમ ખંડ આગરે અવધારો,
શિવપુરી બીજો પ્રકારો રે. શ્રીધર્મ૦ ૧૩
ત્રીજો પાલી નગરમાં જાણો,
નયાશહેર ચોથો વખાણો;
શક્તિ કવિત્વ નહી મન ધારો,
સૂરિગુણ-રાગ બહુ પ્યારો રે. શ્રીધર્મ૦ ૧૪
અગણિત ગુણતણા ભંડારો,
કહો કઇ રીતે વર્ણન ધારો ?
ધર્મ-મંગલ બાલચેષ્ટા પ્રકારો,
માફ કરો અપરાધ નિજ ધારો રે. શ્રીધર્મ૦ ૧૫

इति श्रीशासननायकार्हतदर्शनदिवाकर-सूरिसम्राद्-भट्टारक-युगप्रधान-परमयोगीन्द्र-शास्त्रविशारद-जैनाचार्य-जगत्पूज्य-परमगुरुश्रीविजयधर्मसूरीश्वरान्तेवासिना न्यायतीर्थ-न्यायविशारदोपाध्यायमङ्गलविजयेन विरचिते धर्मजीवनप्रदीपे गूर्जरदेशान्तर्गतराजनगरगमन-उपरीयाला--शत्रुञ्जयतीर्थयात्रा-भावनगर-महुवा-अमरेली-जूनागढ-गिरनारतीर्थादिगमन--जामनगर-सुरत-मोहमयी-धूलीआ-इन्द्रपुरादिविहारकरण-शिवपुरीनिर्वाणवर्णननामा चतुर्थः खंडः समाप्तः ॥ ४ ॥



સમાપ્ત

# ધર્મજીવન-પ્રદીપ

અપરનામ

# વિજયધર્મસૂરિરાસ.

## પરિશિષ્ટ.

नमो नमः श्रीप्रभुधर्मसूरये ।

# શ્રી વિજયેન્દ્રસૂરિ-જીવનસંક્ષેપ.




પ્રથમ જિન-પય-કજ નમી, ગુરુદેવ ધ્યાન સદ્ભાવ;
અવશિષ્ટ કિંચિદ્ મુનિ કમી, પટ્ટધર-ગુણ મન લાવ. ૧
ઉત્તમ ગુણે કરી શોભતા, ઉત્તમ જસ અવદાત;
ઉત્તમ પ્રજ્ઞા-વિશાલતા, વિજયેન્દ્રસૂરિ ગુણમાત. ૨

---




પાંચાલ દેશ જગત-વિખ્યાત;
તેહમાં સનક્ષત્રા ગ્રામ સુખ્યાત રે. સૂરિજી જગ-તારૂ. ૧
ક્ષત્રિય-કુલ-મુગટમણિ સરીખા,
લાલા ગોપાળદાસ પુણ્ય-પરીખા રે. સૂરિજી૦ ૨
તસ ઘર નારી કૃપાદેવી સારી;
સતી-શિરોમણિ ગુણ-ધારી રે. સૂરિજી૦ ૩

શુભ દિને દેવી પ્રથમ સુત જાયો;
ગુરુપ્યારા કહી સહુ સાગ્યો રે-સૂરિજી૦ ૪

પુત્ર બીજો શુભ લગ્ને સુહાયો;
શુભ સ્વપ્ને સૂચિત જગ ભાયો રે. સૂરિજી૦ ૫

સૂરિચંદ્ર તેહનું શુભ નામ;
જ્ઞાન ધ્યાન ધર્મ-ચર્ચાથી કામ રે. સૂરિજી૦ ૬

લઘુવયે વૈરાગ્ય-વાસના જાગી;
જૈનસાધુ દેખી રઢ લાગી રે. સૂરિજી૦ ૭

પિતા કટ્ટર વૈષ્ણવ નિરધારો;
સત્સંગતિ બહુ કરનારો રે. સૂરિજી૦ ૮

આગરા નગરમાંહે જૈન દીક્ષા;
મોહ કુટુંબને મળી શિક્ષા રે. સૂરિજી૦ ૯

ઇન્દ્રવિજય શુભ નામથી ખ્યાત;
ધર્મસૂરિ તસ ગુરુ વિખ્યાત રે. સૂરિજી૦ ૧૦

ન્યાય વ્યાકરણ સાહિત્ય અભ્યાસ;
સિદ્ધાન્ત રસની સુવાસ રે. સૂરિજી૦ ૧૧

પુરાતત્ત્વમાં અદ્વિતીય જાણો;
સર્વ આગળ મહોદધિ માનો રે. સૂરિજી૦ ૧૨

વાણારસીમાં અભ્યાસ ઘણો કીધો;
ગુરુકુલમાં રહી લાભ લીધો રે-સૂરિજી૦ ૧૩

ધર્મ-સેવા અતિશય કરનારા;
સમાજ-સેવાને નહી વિસરનારા રે. સૂરિજી૦ ૧૪

પરમ વિશુદ્ધ ચરણ ખૂબ પાળી,
ગુરુદેવ-સ્વર્ગવાસ નિહાળી રે. સૂરિજી૦ ૧૫

દિલ દુભાણાં સવીનાં અપાર;
હૃદયે આઘાત કરનાર રે. સૂરિજી૦ ૧૬

શોક-સાગરે કોલાહલ મચાવ્યો;
ઉપદેશે સર્વોપશમાવ્યો રે. સૂરિજી૦ ૧૭

ગુરુદેવ-ઉદ્દેશ સંભાળી લીધો;
ધર્મોન્નતિનો લાભ તે લીધો રે. સૂરિજી૦ ૧૮

યુરોપ ભારત સાહિત્ય-પ્રચાર;
ગુરુ-આણા તે પાલનહાર રે. સૂરિજી૦ ૧૯

શિરસાવંદ્ય ગુરુ-આણા ગ્રહીને;
પત્ર-વ્યવહાર કરે સ્થિર થઇને રે સૂરિજી૦ ૨૦

રાત દિવસ તેહ કામમાં લીન;
ધર્મ-કાર્ય કરે તે પ્રવીણ રે. સૂરિજી૦ ૨૧

વિદ્યા-વારિધિ તણો બહુ સહારો,
વ્યાખ્યાતૃ-ચૂડામણિ ધારો રે. સૂરિજી૦ ૨૨

સતીર્થ્ય સવીમાં પ્રેમ કૃપાળો;
ધર્મ-વાસના દૃઢ કરનારો રે-સૂરિજી૦ ૨૩

ગુરુદેવ સાથ વિહાર તે જાણો;
અલગ એક દિન ન વખાણો રે. સૂરિજી૦ ૨૪

શાસન-સેવા-સૂત્રો કર્યાં કંઠે;
ધર્મ મંગલ કદી ન ઉપરાઠે રે. સૂરિજી૦ ૨૫


દુહા.

વર્ષ ચોવીશ ગુરુકુલમાં, પટ્ટધર રહ્યા નિરધાર;
ગ્રહણ આસેવન વાતમાં, મન તેહનું અવધાર.

---


ઢાળ બીજી.

( કપૂર હોય અતિ ઉજળો રે–એ દેશી. )

સમાધિ–સ્થાને ગુરુદેવનું રે, સમાધિ–મંદિર વિશાળ;
સુંદર તીર્થરૂપ બન્યું રે, દર્શન કરે સુરસાળ રે.
પ્રાણી સેવો તે સૂરિરાજ. ૧

પ્રતિષ્ઠા કરાવી સોહામણી રે, લક્ષ્મીચન્દ્રે મનોહાર;
દેશી વિદેશી જન ગુણરાગણી રે, સમયે તે બહુ જન ધાર રે.
પ્રાણી૦ ૨

વારાણસીથી પધારીયા રે, મંગલ જયંત તે કાજ;
ગુરુ–પ્રતિબિંબ નિહાળીઆ રે, શોકાનંદ મન આજ રે.
પ્રાણી૦ ૩

વિરહની વેદના આકરી, મુખથી તે કહી ન શકાય;
ગુરુદેવ–ચરણ નમી કરી રે, મિથ્યા દુષ્કૃત દેવાય રે.
પ્રાણી૦ ૪

અપરાધી ગુરુદેવ ! તાહરો રે, લઘુતમ શિષ્ય નિહાળ;
અપરાધ સવી માફ તુમે કરો રે, ફરી ફરી કહું સુરસાળ રે.
પ્રાણી૦ ૫

મહોત્સવ સંપૂર્ણ કરી રે, લશ્કર કર્યો વિહાર;
નથમલ ગુલેછા સવી મળી રે, કરે વિનતિ મનોહાર રે.
પ્રાણી૦ ૬

સુધારા અનેક પ્રકારના રે, વ્યાખ્યાનાદિકથી કરાય;
ટાઉન હૉલ સૂરિ–ગર્જના રે, વિદ્યા–વારિધિ ન ભૂલાય રે.
પ્રાણી૦ ૭

હજારો જન અનુમોદના રે, જૈનધર્મની તે વાર;
થિયોસોફીકલ સોસાયટી રે, વ્યાખ્યાન–વિનતિ શ્રીકાર રે.
પ્રાણી૦ ૮

જૈનદર્શન–તત્ત્વજ્ઞાનનું રે, આપે વ્યાખ્યાન મનોહાર;
સવિ વિદ્વાન અધિકારીનું રે, ધ્યાન વ્યાખ્યાને ખેંચ્યું સાર રે.
પ્રાણી૦ ૯

ઉદાર ધર્મ જૈન જાણીને રે, અનુમોદન આપે બહુ વાર;
ધર્મ–ચર્ચા કરે શુભ મને રે, પ્રમોદ સવી–મન ધાર રે.
પ્રાણી૦ ૧૦

આશાંબર આવ્યા આડંબરે રે, ચર્ચા કરવા તે વાર;
પ્રશ્નોત્તર સુણી ચમકીઆ રે, અભિમાન સવી દૂર થાય રે.
પ્રાણી૦ ૧૧

શાળા કરાવી કન્યા તણી રે, થાપી તે સમય વિચાર;
સહાય કોઠારી જસરાજ તણી રે, અવરની પ્રભુ મન ધાર રે.
પ્રાણી૦ ૧૨

મંદિર ઝગડા અતિ હતા રે, કાઢી કમીટી ત્યાં કરાય;
સવી ઋષિકાની પ્રેરણા ઘણા રે, વિનતિ આગ્રહથી તે થાય રે.
પ્રાણી૦ ૧૩

આગરા-સંઘની વિનતિ રે, લક્ષ્મીચંદ્ર મુખ્ય ધાર;
પધારી કરાવો સૂરિ સુમતિ રે, પ્રતિષ્ઠા અતિ મનોહાર રે.
પ્રાણી૦ ૧૪

આગરા નગરમાં આવીઆ રે, પ્રભુ ચિંતામણિ-દરબાર;
સામૈયું સુંદર લાવીઆ રે, પ્રવેશોત્સવ ખૂબ ધાર રે.
પ્રાણી૦ ૧૫

બેલનગંજ ત્યાંથી આવીઆ રે, કામ અનેક શુભ થાય;
પ્રતિષ્ઠા-મુહૂર્ત નીકાલીઆં રે, શુદ સાતમ વૈશાખ માસ રે.
પ્રાણી૦ ૧૬

રચના પંચતીર્થી તણી રે, સુંદર કારીગરી ધાર;
આબુ અષ્ટાપદ ગિરનારની રે, પાવાપુરી અવધાર રે.
પ્રાણી૦ ૧૭

સમવસરણ વચમાં શોભતું રે, ભાવ અનેક સુખકાર;
રચના કરી રળીયામણી રે, દિવ્ય દર્શન દુઃખહાર રે.
પ્રાણી૦ ૧૮




શ્રી વિજયધર્મસૂરિ સમાધિ મંદિર અને
શ્રી વીરતત્ત્વ પ્રકાશક મંડળના મકાનો, શિવપુરી.

હજારો જન મળી મેહની રે, દર્શને નિરંતર અવાય;
જૈન જૈનેતર ભેદની રે, તીર્થમાં વાસ ન સુહાય રે.
પ્રાણી૦ ૧૯

ઉત્સવો સોહે આવા દેશમાં રે, લાભ પ્રચુર અવધાર;
નિરંતર ઉત્સવો જે દેશમાં રે, લાભ તેહવો નવી ધાર રે.
પ્રાણી૦ ૨૦

રથ-યાત્રા મનોહારિણી રે, અપૂર્વ તેહનો દેખાવ;
પાંચાલી રથ પધરામણી રે, સુંદર રજતનો ધાર રે.
પ્રાણી૦ ૨૧

ભરત ધવલપુર નૃપની રે, વાદ્ય-સામગ્રી સવી સાર;
નાટ્ય-સામગ્રી જૂજૂઆ દેશની રે, શોભા તણો નહી પાર રે.
પ્રાણી૦ ૨૨

વૈશાખ શુદિ પંચમી દિને રે, સ્થાપન જ્ઞાન-મંદિર કરાય;
વિજયધર્મ-લક્ષ્મી નામને રે, તે દિને પ્રગટ કરાય રે.
પ્રાણી૦ ૨૩

અપૂર્વ કામ તે દિન કરે રે, સંઘ સહુ તેણી વાર;
ઇન્દ્રવિજય ઉપાધ્યાયને રે, આચાર્યપદવી તે ધાર રે.
પ્રાણી૦ ૨૪

ઇતિહાસ તત્ત્વ મહોદધિની રે, ગુરુદેવે પદવી અપાય;
જૈનાચાર્ય સંઘ સાધુની રે, યોગ્યને યોગ્ય અપાય રે.
પ્રાણી૦ ૨૫

ધારાશ્રીપ ચંદ સાધુનો રે, શરતક ઉપર પૂણ ધાર;
ઋષ્તોંક ઉપાધ્યાયનો રે, અવસર લેહ નિરધાર રે.

પ્રાણી૦ ૨૬

શ્રીસંઘ સાધુ વાત્સલ્યની રે, અસર તિહાં બહુ દેખાય;
શિક્ષાજી સાધ્યા પ્રેમભાવની રે, ગુરુદેવ-કૃપાથી જણાય રે.

પ્રાણી૦ ૨૭

ઉત્સાહ તે સમયે શ્રીસંઘનો રે, મુખથી કહ્યો નવી જાય;
સેંકડો ગામના ભાવિકનો રે, પરિશ્રમ સફલ તે થાય રે.

પ્રાણી૦ ૨૮

ઓગણી અગન્યાસી સાલની રે, સાતમ વૈશાખ શુદ ધાર;
સવાનવ વાગ્યે પ્રતિષ્ઠા કરી રે, સુપાર્શ્વ પ્રભુની તે ધાર રે.

પ્રાણી૦ ૨૯

ગુરુમંદિરે ગુરુદેવની રે, ચરણ-પાદુકા સુહાય;
રત્નપ્રભસૂરિ જિનસૂરિ રે, દાદા વિજયહીરસૂરિ ધાર રે.

પ્રાણી૦ ૩૦

એ સવી ગુરુ-ચરણપાદુકા રે, પ્રતિષ્ઠા પણ અવધાર,
લક્ષ્મીચંદ્ર લક્ષ વ્યય કરો રે, હર્ષ મંગલ સુખકાર રે.

પ્રાણી૦ ૩૧




ચાતુર્માસની વિનતિ, શેઠ આગ્રહથી કરાય;
જ્ઞાન–મંદિર કામ છે અતિ, સ્વીકારો સૂરિ જગ–ભાય ! ૧

લાભ ઘણો તિહાં જોઇ કરી, સ્વીકારે સૂરિ સુખકાજ;
પુસ્તક–સૂચી વિષય ધરી, હસ્તલિખિન બહુ સાજ. ૨

પુસ્તકો મંગલવિજયનાં, અર્પણ કીધાં તે વાર;
વિષયવાર અનુક્રમનાં, લીસ્ટો કરાવે તૈયાર. ૩

વિદ્યા–વારિધિ રચના તણી, શૈલીનાં કરૂં શું વખાણ ? ;
અનુકરણ ગ્રન્થ નિધિને, બહુ ઉપયોગી તે જાણ. ૪

ચાતુર્માસ શિવપુરીની, વિનતિ આગ્રહભરી જાણ,
મંગલવિજય સાધુની, માગણી તેહની વખાણ. ૫

મોકલો નહી જો સાધુને, તો થાશે ઘણી ધર્મ–હાણ;
ચંપાલાલ તેહના પૂજ્યને, નિર્ણય ચાતુર્માસ જાણ. ૬

ગજલ ઠુમરી ચોપાઇઓ, છપ્પા ગપ્પા દૂહા ત્યાં સુહાય;
સમજાવે સુણો ભાઇઓ, કહી મન ભ્રમિત કરાય. ૭

સંવેગી થોડા આ દેશમાં, માલવ દેશ મોઝાર;
ભ્રામત લોકના વચનમાં, અવર ભ્રમિત કરનાર. ૮

સાધુ જો આવે કૃપા કરી, તો રહેશે અમ શુભ લાજ;
સૂરિ મંગલને મન ધરી, મોકલે સાધુને તે કાજ. ૯

મંગલવિજય-પ્રશ્નથી, હુંઢક-સમાજ દુઃખ પાય;
કહો કઈ રીતે કુશલથી, ચોમાસું પૂરણ કેમ થાય ? ૧૦
વિદ્વાન્ સાધુ તેહ સુણી, યુક્તિ પ્રમાણ બહુ પાસ;
ભારતીય ગાવી ન્યાય શાસ્ત્રી, દત્તપરીક્ષાં સુખવાસ. ૧૧

---

## ઢાળ ત્રીજી.

( પદર આંબા આંબલી રે-એ દેશી )

અધિકારી-પ્રશ્નોત્તરથી રે, પૂજ્ય ચંપાલાલ અકળાય,
મંગલવિજયના ઉત્તરથી રે, સુણી સવી ખુશ થાય રે.
ભવિયાં સેવો તે સૂરિરાય. ૧

જુવાલાલ સાધુ તેહનો રે, દેખી ઉલગ્યો સવી પોલ;
સંસ્કૃતાદિ જ્ઞાન-ગંધનો રે, વાસ તેહમાં નવી ચોલ રે.
ભવિયાં૦ ૨

મલીન ને વળી અજ્ઞતા રે, છાપ સવી જનમાં સુહાય;
લોકમાંહે હાસ્યપાત્રતા રે, એ સવી કુસંગે કરાય રે.
ભવિયાં૦ ૩

નગરજનો બહુ પ્રકારના રે, પ્રતિદિન પ્રશ્નો પૂછે ખાસ;
ચાતુર્માસની વિટંબના રે, સમાજ પૂજ્ય વળી ખાસ રે.
ભવિયાં૦ ૪

મુખ શા કાજે બાંધો સહી રે ?, અવર ન બાંધો કોઇ અંગ ?:
ઉત્તર વાયુવિઘાત ગ્રહી રે, પણ ન સમજે સુપ્રસંગ રે.
ભવિયાં૦ ૫

વાયુ-વિઘાત સારા શરીરમાં રે, તે કાજે બાંધો સવી અંગ;
ચઉસ્પર્શી ભાષા જૈનસૂત્રમાં રે, વાયુ આઠસ્પર્શી સુસંગ રે.
ભવિયાં૦ ૬

કહો કેમ તેહથી તે મરે સહી રે ?, આપો ઉત્તર હૃદય-સ્પર્શ;
ગપ્પાં સપ્પાંનું કામ નહી રે, યુક્ત ઉત્તર સુખ-સ્પર્શ રે.
ભવિયાં૦ ૭

રાતમાં પાણી રાખો નહી રે, શૌચ કહો કેમ કરાય ?;
ઔદારિક સૌનાં શરીર સહી રે, ભરોસો કદી ન રખાય રે.
ભવિયાં૦ ૮

એકદમ શરીર બગાડથી રે, નહી શૌચ-પ્રકાર તુમ પાસ;
વિના જળે તે કેમ ચાલે સહી રે, તે વિણ ન પ્રતિક્રમણ ખાસ.
ભવિયાં૦ ૯

સ્વાધ્યાય ધ્યાન પણ નવી હુવે રે, ઇશ્વર-જાપ ન કરાય;
એહ આચારે ધર્મ નવી જુવે રે, પણ્ડીકજન ન સુહાય રે.
ભવિયાં૦ ૧૦

મૂર્તિએ વંદાવો સવી જીવને, મૂર્તિએ મહારાજ કહેવાય; -
મૂર્તિએ આહાર પાણી ઉઠાવવા રે, કહો અપલાપ કેમ થાય રે?
ભવિયાં૦ ૧૧

જો મૂર્તિ સ્થાપ માનો નહી રે, તો શા કાજે સાધુ-વેષ ?;
ગુરુ ચારિત્ર વિશ્વાસ નહી રે, સાધુ અસાધુનો લવલેશ રે.

ભવિયાં૦ ૧૨

ચિરતારૂપી ચારિત્ર કહ્યું રે, તેહ તો અરૂપી સુજાણ;
અમૂર્ત તે દેખાય નહી રે, આતમ-વંદન ન થાય રે.

ભવિયાં૦ ૧૩

બહાર વેષ સાધુ તણો રે, દાંભિક અંતર પણ સુહાય;
તે કાજે આત્મવંદન નહી રે, શરીરને નવી કરાય રે.

ભવિયાં૦ ૧૪

જો આત્માને વંદન કરો રે, તો કીડાને કેમ નવી થાય ?;
આતમભાવ સવી સમ ધરો રે, ભેદભાવ ન રખાય રે.

ભવીઆં૦ ૧૫

શરીર સહુનું સારીખું રે, સાધુ અસાધુનું વિભાવ;
એક વંદ્ય બીજા નહી લેખું રે, પક્ષપાત એવડો કેમ ભાવ રે.

ભવીઆં૦ ૧૬

જડ શરીરમાં ન વંદના રે, તુમ મતે કદી ન સુહાય;
પરિખા સાત ધાતુ તણી રે, નગર-ખાળ કહેવાય રે.

ભવીઆં૦ ૧૭

તે કારણ અશુચિવંદન નહી રે, વેષ-વંદન નવી ધાર;
જો કપડાંરૂપ વંદ્ય સહી રે, તો સવી બજારને ધાર રે.

ભવીઆં૦ ૧૮

સ્નેહરણુ જે ઉનનાં રે, તે પણ વંદ્ય નવી ધાર;
જે ઉનને કરો વંદના રે, તો સવી ઘેટાંને નિરધાર રે.
ભવી૦ ૧૯

મૂર્ત્તિ ન માને વ્યક્તિ જે સહી રે, તેહને વેષનું ન કામ;
વેષ તે સાધુ મૂર્ત્તિરૂપ સહી રે, પૂર્વોક્ત ઉક્તિએ મન ઠામ રે.
ભવી૦ ૨૦

બોલવાનો અધિકાર નહી રે, મૂર્તિ ન માને જે સમાજ;
જ્ઞાન અમૂર્ત્તિરૂપ સહી રે, બોલ્યા વગર ન સમજાય રે.
ભવી૦ ૨૧

જો શબ્દદ્વારા સમજાવો સહી રે, તો તેહ મૂર્ત્તિ-સ્વરૂપ;
મૂર્ત્તિ-માન્યતા ન જાય વહી રે, જ્યાં સુધી સંસાર-સ્વરૂપ રે.
ભવી૦ ૨૨

અમૂર્ત જ્ઞાન નિમિત્ત ખરૂં રે, શબ્દ મૂર્ત્તિ મન ધાર;
જ્ઞાન-કારણ મૂર્ત્તિ વરૂં રે, અપલાપ તેહનો ન ધાર રે.
ભવી૦ ૨૩

મૂર્ત્તિ એ સવી માનો સહી રે, પણ ઈશ-મૂર્ત્તિ શું દ્વેષ ? ;
પણ મૂર્ત્તિ નિજ હાથ ગ્રહી રે, શરીર સાથ શુભ વેષ રે.
ભવી૦ ૨૪

બંને હાથ ભેળા કરી રે, જુઓ અર્ધચંદ્ર-સ્વરૂપ,
ઉપર ચોવીસ વેઢા ધરી રે, સ્થાપના ચોવીશ જિનભૂપ રે
ભવી૦ ૨૫

સિદ્ધશિલાની તે સ્થાપના રે, જે કહી અર્ધચંદ્રરૂપ;
તે ઉપર ચોવીસ જિનની રે, બેઠા તે થાપનારૂપ રે.
ભવીઆં૦ ૨૬

જ્યાં સુધી જીન્દગી આ રહી રે, ત્યાં સુધી થાપના તે ધાર;
કાઢવા કોઈ ઉપાય નહી રે, મનમાં તે નિશ્ચય ધાર રે.
ભવીઆં૦ ૨૭

અજ્ઞ જનો સમજે નહી રે, કરે હઠવાદ અપાર;
એમ અનેક પ્રશ્નો સુણી સહી રે, ઉત્તર એક મન ધાર રે.
ભવીઆં૦ ૨૮

આવી ફરશે ક્યાં આ ગામમાં રે, અશુભ કર્મ-વિપાક;
પૂરે ચોમાસે આ નગરમાં રે, જલદી ભાગે નહી થાક રે.
ભવીઆં૦ ૨૯

એક આશ્ચર્ય ચાતુર્માસમાં રે, કહું તુમે સુણો સહુ ભાય;
જીજીઆ મહારાજની છત્રીમાં રે; રાતમાં કરે તે વ્યાખ્યાન રે.
ભવીઆં૦ ૩૦

ગામથી તે બે માઈલ સહી રે, ગયા તે સાધુ મહારાજ;
વિજળી--પંખા વિજળી-લાઈટમાં રે, વ્યાખ્યાને હુમરી ગવાય રે.
ભવીઆં૦ ૩૧

હાંસી કરાવી જૈનધર્મની રે, ગજબે ગજબ કરાય;
વાત ન તત્ત્વ પ્રમાણુની રે, સુણી સહુ મન અકળાય રે.
ભવીઆં૦ ૩૨

વાત ફેલાણી સારા દેશમાં રે, ઢુંઢક-સમાજ લજવાય;
પૂરે ચોમાસે નહી એક ઘડી રે, રાખે ન તેહ સમાજ રે.
ભવીઆં૦ ૩૩

એક દિન શાંતિ નવી રહી રે, ચર્ચા વિના ન સુહાય;
ધર્મ મંગલ ગામ પરિહરી રે, લશ્કર-રસ્તે જવાય રે.
ભવીઆં૦ ૩૪

---




ચાતુર્માસ પૂરણ કરી, કર્યો શિવપુરીથી વિહાર;
આગરા નગર મન ધરી, સૂરિ-દર્શન મનોહાર. ૧

---




( દેશ મનોહર માળવો-એ દેશી. )

શુદ્ધિ-અભિપ્રાય કાજે આવીયું,ડેપ્યુટેશન સૂરિજીની પાસ લલના.
શ્રદ્ધાનંદ સ્વામિએ મોકલીયું, શુદ્ધિમાં મુખ્ય તેહની વાસ. લ૦
સૂરિ-દર્શને મન રાચીએ. ૧

લાલા હંસરાજ સાથમાં સહી, સનાતની અપર નિરધાર લ૦;
ધર્મ-ચર્ચા શાંત ભાવથી, થયો ટાઈમ તેહમાં વિચાર. લ૦,,૨

શુદ્ધિ ક્રિયા-અભિપ્રાય કહ્યો, જૈનધર્મ તણા અનુસાર; લ૦
શુદ્ધિ જૈનધર્મમાં ગ્રહો, ઉત્તરાધ્યયનસૂત્ર મોઝાર. લ૦,,૩

ચાંડાલોની શુદ્ધિ કરી, દાધિવાહને તે અવધાર લલના;
મતહીન કુલ પ્રમાણ નહી, એહવી મુજ મતિ નિરધાર
લલના. સૂરિ૦ ૪

અન્ત્યજકુલમાં જન્મ ગ્રહી; પણ વ્રત નિયમ છે ખાસ લલના;
તો તેહ કુલ પ્રમાણભૂત સહી, ધર્મબિન્દુ-ટીકા ગ્રન્થ વાસ
લલના. સૂરિ૦ ૫

જન્મ ભિન્ન ભિન્ન દેશમાં ગ્રહી, વર્ધિત ભિન્ન આહારે શરીર લલના,
જો જિન-શાસન હૃદયે સહી, તો સવી બંધુસમ ધાર
લલના. સૂરિ૦ ૬

ઉપદેશતરંગિણીમાં સહી, એ સવી બીના અવધાર લલના;
વિગેરે પ્રમાણો બહુ અહી, અભિપ્રાય પોતાનો દર્શાય લલના.
સૂરિ૦ ૭

ઓસવાળ શ્રીમાળ પોરવાડ સાહી; શુદ્ધિ પણ તેહની વિચારલ૦;
વર્તમાન જૈન સંકોચ ગ્રહી, શુદ્ધ ધર્મ તજે મનોહાર
લલના. સૂરિ૦ ૮

કેઈક આજીવિકા-અભાવથી, કેઈક ઉચ્ચ-નીચતા વિચાર લ૦;
કેઈક સગપણના અભાવથી, કેઈક દારિદ્રથી અવધાર લલના.
સૂરિ૦ ૯

કેઇક સમાજી ધર્મમાં, કેઇક ઈસાઈ બની જાય લલના;
કેઇક મુસલમાન સમાજમાં, એમ લાખો ધર્મ-ભ્રષ્ટ થાય લલના.
સૂરિ૦ ૧૦

ધર્મારાધક બેઠકો કરી, કરે નહી એહવા વિચાર લલના;
ઇદં તૃતીયં નવાં ઉભાં કરી, વાહ વાહ બે ઘડી નિરધાર
લલના. સૂરિ૦ ૧૧

પ્રતિદિન જૈનધર્મ-હ્રાસ સહી, પણ નહી વધવા ઉપાય લલના;
કારણ-સમવાયને મન ગ્રહી, ભાવી ભાવ ન એક સુહાય
લલના. સૂરિ૦ ૧૨

યૂનિવર્સલ જૈનધર્મ છે, મોક્ષમાં સર્વનો અધિકાર લલના;
મનાઇ સ્ત્રી શૂદ્રોની જે ધર્મમાં, શાસ્ત્ર ભણવા નહિ અધિકાર
લલના. સૂરિ૦ ૧૩

સંકોચ નહી જૈનધર્મમાં, સવિને સરખો અધિકાર લલના;
આચારે જાતિ જૈન-સમાજે ગ્રહી, જન્મથી જાતિ નવી ધાર
લલના. સૂરિ૦ ૧૪

એ રીતે અનેક વાર્તાલાપ સહી, જ્ઞાન મંદિરે સવી જાય લલના;
વૃન્દ્રાવન ગુરુકુલ ગ્રહી, વાર્ષિક મહોત્સવ અવધાર લલના.
સૂરિ૦ ૧૫

એક સપ્તાહ સભાઓ ભરી, વ્યાખ્યાન ભિન્નવિષયનાં ધાર લ૦,
વિદ્વત્-પરિષદ્ તેહમાં ખરી, પધારી ગ્રહો પ્રમુખ સ્થાન
લલના. સૂરિ૦ ૧૬

વિદ્યા-વારિધિ સવી સળી, વિચારી ઉત્તર તે અપાય લલના;
અવસર ન સહે એહવો ફરી, કહો શા માટે નિષેધ કરાય ?
લલના. સૂરિ૦ ૧૭

વિનતિ પધારીયા, સવી સાધુ વિદ્યા-વારિધિ સાથ લ૦;
મથુરાથી વૃન્દાવને આવીઆ, પબ્લીક ધર્મશાળા ગ્રહી હાથ
લલના. સૂરિ૦ ૧૮

ઘર ત્રણ જાણો તિહાં જૈનનાં, અંબાલાલ શેઠ મુખ્ય ધાર લલના;
ભાવ ભક્તિ ઘણી તેહમાં, શેઠ ધર્મચંદ્ર મનને વિચાર લલના.
સૂરિ૦ ૧૯

પ્રતિદિન સભામાં પધારતા, દસ સહસ્ર સંખ્યો મન ધાર લલના;
વિદ્યા વારિધિની ગર્જના. સુણી ભાષણ ચકિત સહુ થાય
લલના. સૂરિ૦ ૨૦

અખબાર લેકચરાર એ સહી, સવી મુખકજથી એમ બોલાય લ૦
કરતલ-ધ્વનિનો પાર નહી, હર્ષનાદ સવી ત્યાં કરાય લલના.
સૂરિ૦ ૨૧

સૂરીશ્વરજી પ્રમુખસ્થાન ગ્રહી, આપે સંસ્કૃત વ્યાખ્યાન ખાસ લ૦;
આર્યશબ્દ-વ્યાખ્યા અનેક સહી, સૂત્ર પન્નવણામાં સુવાસ,
લલના. સૂરિ૦ ૨૨

વહેંચ્યું છપાવીને એ સહી, પબ્લીક જનને તે વાર લ૦;
વાંચી વિદ્વાનો ખુશી થયા, જૈનધર્મ-પ્રશંસા અપાર લલના.
સૂરિ૦ ૨૩

સવી ગુરુકુલ–છાત્રો આવીઆ, નિબંધો સંસ્કૃતમાં ધાર લ૦;
વૈદિક દર્શન–ચર્ચા લાવીઆ, જૈનધર્મનું નામ ન ધાર
લલના. સૂરિ૦ ૨૪

ખંડન મંડન શૈલી આપસ ગ્રહી, પણ નહી વિખવાદનું કામ લ૦;
પ્રેમ ભાવ-પ્રવાહ બહુ સહી, સવી સુરત સમાજીનું ધામ
લલના. સૂરિ૦ ૨૫

સૂરિ–વ્યાખ્યાન પૂરણ ગ્રહી, બીજા વક્તા બોલવા તૈયાર લ૦;
સૂરિ–અનુમતિ સર્વ મન સહી, વિષયાન્તર નહી નિરધાર
લલના. સૂરિ૦ ૨૬

આચાર અને વિદ્વત્તા બેહુ, જૈનધર્મ વિના નવી ધાર લ૦;
પ્રીન્સીપાલ ધર્મેન્દ્ર સહુ, એમ મુખથી વદે વારંવાર લલના
સૂરિ૦ ૨૭

શુદ્ધ સાધુ જો હોય ભારતે, તો જૈન ત્યાગી સાધુ ધાર લ૦;
અવરમાં સાધુતા નામ તે, ખાલી ભગવાં કપડાનો ભાર
લલના. સૂરિ૦ ૨૮

ગાડી ઘોડા મોટર રેલની, સ્વારી અનેક સુહાય લલના;
દ્રવ્ય–સંચય પ્રચુર વળી, ભિક્ષા–ભોજન મન ન સુહાય
લલના સૂરિ૦ ૨૯

માલ મલીદા ઉડાવવા, ખુબ મોજ શોખ મન ધાર લલના;
ઈન્દ્રિય–નિગ્રહ નહી તેહમાં, સંત મહંત નામે પોકાર
લલના. સૂરિ૦ ૩૦

ગુરુકુલના સંબંધ કહી, ત્યાગી વૈરાગી સાધુ-પ્રભાવ લલના;
લોક પ્રશંસા અનેક સહી, ધર્મ મંગલ ઉન્નતિ સદ્ભાવ.
લલના. સૂરિ૦ ૩૧

---



દુહા.

દશ દિવસ સ્થિરતા કરી, કર્યાં સાત વ્યાખ્યાન;
પંચ ગુરુકુલ મન ધરી, બીજાં નગરમાં મન માન. ૧

ગુરુકુલ વ્યાખ્યાન-ત્રયી, વિદ્યા-વારિધિ સુજાણ;
આચાર્યશ્રી વ્યાખ્યાનકયી, એમ વિદ્યાલય એક જાણ. ૨

ચર્ચાવાદ અનેક સહી, યુક્તિ-પ્રબંધ અવધાર;
સાધુ અને વિદ્વાનો સહી, મુખ પ્રશંસાના ઉદ્ગાર. ૩

જૈનધર્મ-યુક્તિવાદ ગ્રહી, સ્યાદ્વાદ મુખ્ય નિરધાર;
પ્રમાણુ પ્રમેયવાદ સહી, નય સપ્તભંગી વિચાર. ૪

કર્મવાદ સિદ્ધાન્તના, ગ્રન્થ હજારો મનોહાર;
ચરણકથા ને ગણિતના, ગ્રન્થ તણો નહી પાર. ૫

બીજે હોય જે વિષયના, ગ્રન્થ પ્રમાણભૂત સાર;
જૈનદર્શને તે વિષયના, ગ્રન્થો અનેક તૈયાર. ૬

જૈનમાં હોય જે વિષયના, અવરમાં નહી મન ધાર;
એહમાં હોય સત્ય સ્વરૂપના, યુક્તિ પ્રબલ નિરધાર. ૭

સાગરમાં ગાગર સહી, ગાગરે સાગર ન સ્હાય;
નિડરપણે વ્યાખ્યાને કહી,ભીતિ ન લેશ સુહાય. ૮

વિચાર આપલે બહુ કરી, પ્રેમ પૂર્વક સવી ધાર;
વિહાર આગરા મન ધરી, મથુરા તરફ નિરધાર. ૯

---




( ભરતને પાટે ભૂપતિ રે-એ દેશી )

આગરા નગર પધારીઆ રે, શિવપુરી જાવા ઉદ્દેશ સલૂણા.
ઉપદેશક-મંડલ લાવીઆ રે, આગરાથી શિવપુર સલૂણા.
ધન ધન તે સૂરિરાયને રે, જે કરે શાસન-સેવ સલૂણા. ૧

સી આઇ વળી નર-કેસરી રે, વીરચંદભાઇ સદ્ભાવ સલૂણા;
શાળા-કાજે સુકામ ગ્રહી રે, આપ્યું ઉલ્લાસ સ્વભાવ સલૂણા.
ધન૦ ૨

પુત્ર સંકુચિત દૃષ્ટિના રે, શાળા બંધ કરી ખાસ સલૂણા;
આપે ન તેહ અજ્ઞજના રે, ઉપદેશક-મંડલ વાસ સલૂણા.
ધન૦ ૩

દીવા પાછલ અંધારૂં કરે રે, તેહવા પુત્ર પ્રસિદ્ધ સલૂણા;
વીરચંદ યશચંદ્રસમ ધરે રે, અમાવાસ્યા પુત્રનો ધાર સલૂણા.
ધન૦ ૪

ગુરુદેવ-શિષ્ય મુખ્ય એ સહી રે, વીરચંદ્ર શુભ નામ સલૂણા;
જૈન-સમાજ પ્રસિદ્ધિ થઈ રે, નામસમ ઉત્તમ કામ સલૂણા.
ધન૦ ૫

આગરા શહેરમાં લાવીઆ રે, કાશીથી સ્થાન-અભાવ સલૂણા;
લક્ષ્મીચંદ્ર-સન ભાવીઆ રે, પોષે સરસ સદ્ભાવ સલૂણા.
ધન૦ ૬

વીલેપારલે છાત્ર-વૃદ્ધિ નહી રે, આગરે પણ ન દેખાય સલૂણા;
ખરચ ઘણું છાત્ર અલ્પ સહી રે, એ વાત સહન નવી થાય સલૂણા.
ધન૦ ૭

ગુરુદેવ-ચરણમાં આવીયું રે, ગુરુદેવ અંતિમ બીજ સલૂણા;
થોડા કાલમાં વૃદ્ધિ પામીયું રે, ગુરુકૃપા-જલ સિંચિત આજ
સલૂણા. ધન૦ ૮

દયાનંદ-શતાબ્દી મથુરા વિષે રે, વ્યાખ્યાન સૂરિનું વંચાય સ૦
સર્વદર્શન-પરિષદ્ વિષે રે, જૈનધર્મ નામે ગવાય સલૂણા.
ધન૦ ૯

કલકત્તા નગરમાંહે મળી રે, તત્વજ્ઞાન-પરિષદ્ ખાસ સલૂણા;
જૈન દર્શન નામ તેમાં વળી રે, નિબંધરૂપે સુપ્રકાશ સલૂણા.
ધન૦ ૧૦

જગત્પ્રસિદ્ધ ગુરુદેવના રે, શિષ્યો પણ જગત પ્રસિદ્ધ સ૦
ગુરુદેવ-કાર્ય સવી એકમના રે, મળી સ્વીકારે સુપ્રસિદ્ધ સલૂણા.
ધન૦ ૧૧

શિવપુરીથી વિહાર કરી રે, મરુધરમાંહે સિધાય સલૂણા;
વિનતિ કસ્તૂરચંદ્ર મન ધરી રે,ઉદ્દેશ ખીવાણદી જવાય સલૂણા.
ધન્ન૦ ૧૨

મંગલ જયંતાદિ સાથ થકી રે, કામ અનેક વીચ ધાર સલૂણા;
સૂરિ ચોમાસું ખીવાણદી રે,મંગલ શિવગંજ નિરધાર સલૂણા.
ધન૦ ૧૩

એક ગામ ખાલી વીચમાં નહી રે, ઉપદેશ વિણુ સૂરિ સાર સલૂણા;
ઉદ્યાપન મહોત્સવ સહી રે, ગામ ખીવાણદી મોઝાર સલૂણા.
ધન૦ ૧૪

સુધારા કર્યા ગહુ મન થકી, શેઠ કસ્તૂરચંદ મુખ્ય ધાર સલૂણા;
ભાવ ભક્તિ મન ઘણી વહી રે, સૂરિ સદ્બોધ મન ધાર સલૂણા.
ધન૦ ૧૫

રોજમલ કપૂરચંદ શેઠની રે,શિવગંજ ભક્તિ મુખ્ય ધાર સલૂણા;
દાનધર્મ બહુભાવની રે, પ્રશંસા તે નગરે બહુવાર સલૂણા.
ધન૦ ૧૬

પૂર્ણ ચોમાસે ખીવાણદી રે,મંગલ સૂરિ-દર્શન કાજ સલૂણા;
નયાશહેર ત્યાંથી આવીઆ રે,દાનવીર કુન્દનમલ રાજ સલૂણા.
ધન૦ ૧૭

કોઠારી-કુટુંબમાં કેશરી રે, સખાવતો અનેક કરનાર સલૂણા;
સૂરિ ચોમાસું તે નગરે વળી રે,કરાવે શેઠ ધરી પ્યાર સલૂણા.
ધન૦ ૧૮

હુંઢક ઠાણા શત જાણવાં રે, પર છજો તેહનાં સાવધાન સલૂણા;
સંવેગી ઘર શત લેખતાં રે, તેમાં પણ ગચ્છ પક્ષપાત સલૂણા.
ધન૦ ૧૯

અસહિષ્ણુ કેઈ મન ધિરે રે. કરતા ઉન્મત્તતા કામ સલૂણા;
ગંધ નહી ઉદારભાવ તણો રે, ગચ્છ ઝઘડા બહુ ફેલાય સલૂણા.
ધન૦ ૨૦

સૂરિ-ઉપદેશ સમજાવતો રે, પણ સમજે નહીં તે વાર સલૂણા;
તિહાંથી શેઠે આવીઆ રે, દીવાન બહાદુર મુખ્ય આપ સલૂણા.
ધન૦ ૨૧

સરલ સ્વભાવી મનોહર રે, પ્રેમ આપસમાં ત્યાં ધાર સલૂણા;
શિવપુરી નગરમાં શિવંકર રે, પધાર્યા ત્યાં ગુરુ દરબાર સલૂણા.
ધન૦ ૨૨

વિચારક જન સહુ તિહાં મળી રે, કરતા મંડલનો વિચાર સલૂણા
દ્રવ્ય થોડું ખરચ છે ઘણું રે, શાળા ટકે કેમ ધાર સલૂણા.
ધન૦ ૨૩

મુંબઇ કમીટીની વિનતિ રે, મોહસયી ચાતુર્માસ થાય સલૂણા;
પ્રતિભાસ ઉપદેશ-પદ્ધતિ રે, પબ્લીક જન ન મૂકાય સલૂણા.
ધન૦ ૨૪

જૂનું દ્રવ્ય થોડું પતાવીયું રે, નવીન સહાય નિરધાર સલૂણા;
ઉત્સાહી નરરત્ને ચિત્ત ધર્યું રે, રણછોડભાઇ અવધાર સલૂણા.
ધન૦ ૨૫

ધર્મચુસ્ત જીવતભાઈ નરા રે, કાર્ય કરવા લીધું હાથ સલૂણા;
સત્યવાદી મોહનભાઈ ખરા રે, રતિલાલ મ્હેતા સંગાથ સલૂણા;
ધન૦ ૨૬

ગુરુદેવ-શિષ્ય વૃદ્ધિ જાણવા રે, ભક્તિ ભાવ બહુ ધાર સલૂણા;
કોટના સંઘની વિનતિ રે, મંગલ ચાતુર્માસ ધ્યાર સલૂણા.
ધન૦ ૨૭

સહાયક અધ્યમ વર્ગ અતિ રે, સમભાવે નિરધાર સલૂણા;
વ્યવસ્થા કોટમાં સંઘની રે, પ્રમાદમુક્ત વિચાર સલૂણા.
ધન૦ ૨૮

ટ્રસ્ટીઓ મહાનુભાવ ખરા રે, સમભાવ સર્વમાં ધાર સલૂણા;
શેઠ કસ્તૂરચંદ્ર પરિશ્રમી રે, સમભાવે શાલાનો કરનાર સલૂણા.
ધન૦ ૨૯

જીવાજી રતનાજી ઉદ્યમી રે, ધર્માત્મા અવધાર સલૂણા;
રાજમલજી પ્રેમીલા ઘણા રે, ધર્મ-કાર્યો કરનાર સલૂણા.
ધન૦ ૩૦

અન્ધેરીમાં જીવા ભક્તિ ઘણી રે, વીરસી ગોવિન્દભાઈ ધાર સલૂણા;
વિહાર કરી ત્યાંથી ચાલીઆ રે, સુરબાડમાં તે વાર સલૂણા.
ધન૦ ૩૧

મંગુભાઇ મણીભાઈ તણીરે, ભોગીલાલ ન ભૂલાય સલૂણા;
ધર્મ મંગલ મન રુચિ ઘણી રે, દિન દિન વધતી જાય સલૂણા.
ધન૦ ૩૨





## દુહા.

સિંહાવલોક ન્યાયે કરી, કહું દત્તચિત્ત અવધાર;
યૂરોપદેશીય મન ધરી, કહું કિંચિત અધિકાર. ૧

દૃષ્ટિ અભ્યાસક મન કરી, કેઇક કરે ત્યાં અભ્યાસ;
આચારે નહી જૈનતા ખરી, વિચારક જૈન કેઇ ખાસ. ૨

પક્ષપાત મીશનરી ઘણો, સ્કૉલરમાં નહી ગંધ;
મધ્યસ્થ ભાવ સ્કૉલર તણો, મીશનરી તે ધર્માંધ. ૩

કેઇ સરલ સ્વભાવી ઘણા, યૅકોબી હર્ટલ થોમસ;
બીજા પણ વિદ્વાન તણા, નામ ઉપલક્ષે સુવાસ. ૪

હર્ટલ--શિષ્યા એ ખરી, જર્મનીમાં સુપ્રસિદ્ધ;
અભ્યાસક દૃષ્ટિ ધરી, અભ્યાસ તિહાં બહુ કિદ્ધ. ૫

અભિધા જેહની જાણે સહુ, કૌઝે પી. એચ. ડી. ધાર;
સર ચાર્લોટે અવર બહુ, યૂરોપીયન નામ સાર. ૬






(નમો રે નમો દર્શનદાયક શ્રીસૂરિજીને વારંવાર રે-એ દેશી.)

વિલોક્યાં શાસ્ત્ર અનેક દર્શનનાં, યૂરોપમાં બહુ વાર રે;
સહાયક સંસ્કૃત પ્રોફેસરનાં, ટાઇટલ લૅપજિગ અવધાર રે.
નમો રે૦ ૧

જર્મન દેશમાં સ્ત્રીઓને પદવી, ત્હેની બહુ થોડી વિચાર રે;
બુદ્ધિ-ચાલાકીએ શ્રમ ત્વજાવી, પ્રસિદ્ધ કરાવી તે વાર રે.
નમો રે૦ ૨

મારવાડી પુરાતન ભાષામાં, નાસકેતરી કથા નિબંધ રે;
અનુવાદ કોશ અને ટિપ્પણમાં, નિપુણતા જાણો પ્રબંધ રે.
નમો રે૦ ૩

પી. એચ. ડી. પદવી તે નિબંધે, મેળવી સુખકર સંબંધે રે;
ભાષા યૂરોપની સઘળી તે ધંધે, વાક્ચાતુરીના પ્રબંધે રે.
નમો રે૦ ૪

પત્ર-વ્યવહાર ગુરુદેવ સાથે, ચાલે પ્રશ્નોત્તર સંગાથે રે;
પ્રેમ ઘણો ગુરુદેવ સંગાથે, ગુરુ-વચન પ્રમાણ સાથે રે.
નમો રે૦ ૫

પારસી ને વળી જૈનધર્મના, અભ્યાસે તે ભારતે આવે રે;
વિશ્વવિદ્યાલય અનુમતિ માનો, મુંબઈમાં પ્રથમ તે જાવે રે.
નમો રે૦ ૬

આગમનપત્ર ખીવાણદી દીધો, વિજયેન્દ્રસૂરિજીને સિદ્ધો રે;
ઉતારો સાકલાતવાળાનો લીધો, પારસીધર્મનો અભ્યાસ કીધો રે.
નમો રે૦ ૭

પરિચય જૈન શ્રાવકોની સાથે, સૂચિપત્ર તણે અનુસારે રે;
નાગરદાસ સહાયક સંગાથે, ગુજરાત મુખ્ય નગરમાં સાર રે.
નમો રે૦ ૮

ભ્રમણ કરી સૂરિ-દર્શનકાજે, આબુ તીર્થમાંહે સૂરિ રાજે રે;
દર્શન ધર્મ-ચર્ચા બહુ રાજે, સાત દિવસ ત્યાં સ્થિરતા છાજે રે.
નમો રે૦ ૯

શિવપુરીમાંહે અભ્યાસની કાજે, શાસનદીપક પરિચય વાધે રે;
પ્રાચીન રાસ ઉત્તરાધ્યયન રાજે, અભ્યાસ પ્રબલપણે છાજે રે.
નમો રે૦ ૧૦

આચાર વિચારે શુદ્ધ સાધુ નિહાળી, બીજ શ્રદ્ધાતણાં રોપાય રે;
સંવેગ રંગ વાસના રઢીઆળી, અંતર આતમે વાસ સુહાય રે.
નમો રે૦ ૧૧

સાધુ અને ગૃહસ્થ ધર્મ આચારો, વિદ્યા-વારિધિ સમજાવે પ્યારો રે
શ્રાવકધર્મ-ગ્રહણજિજ્ઞાસા ધારો, વધે પ્રતિદિન તે મનોહારો રે.
નમો રે૦ ૧૨

વ્રતગ્રહણ-અભિલાષાએ આવે, નયાશહેર સૂરીશ્વર પાસ રે;
વ્રત-સ્વરૂપ ખૂબ દૃઢ સમજાવે, જયંતવિજય સુવાસ રે.
નમો રે૦ ૧૩

ભેદભાવ શ્રાવક નહી રાખે, સાધર્મિ-વાત્સલ્ય સાચું તે દાખે રે;
ભોજન આમંત્રણના બ્હાને, સત્કાર સન્માન ન છાને રે.
નમો રે૦ ૨૧

પર્યુષણાપર્વ તિહાં પૂર્ણ કીધાં, વ્યાખ્યાનાદિકનો લાભ લીધો રે;
શિવપુરીમાં પઠન-કાર્ય સિધ્યાં, ધર્મ-રંગ જામે પ્રસિદ્ધા રે.
નમો રે૦ ૨૨

ગુરુદેવ-શિષ્યા મુખ્ય તે જાણો, વિદ્યાગુરુ વારિધિ વખાણો રે;
સિંદે સરકાર મહારાણી તણો, પરિચયથી ધર્મ-પ્રેમ જાણો રે.
નમો રે૦ ૨૩

એક સમાહ સૌપુરમાં પધાર્યાં, મહારાણી આમંત્રણ વખાણો રે;
આચાર વિચારે દેવીને નિહાળ્યાં, સવી મન આશ્ચર્યનો ટાણો. રે.
નમો રે૦ ૨૪

ઓઘનિર્યુક્તિ સૂત્રનો અભ્યાસ, મંગલવિજય પાસ તે ખાસ રે;
રાત દિવસ જ્ઞાન ધ્યાન વિલાસ, અવર નહી મન વાસ રે.
નમો રે૦ ૨૫

વ્રત નિયમ પાળે બહુ પ્રિતે, મોહસથી વિહારમાં યુક્ત રે;
છાત્રો સાથે જ્ઞાન-ગોષ્ઠીને કરતે, વ્યાખ્યાન પબ્લીકમાં ઉદ્યુક્ત રે.
નમો રે૦ ૨૬

લ્હાવો ધર્મોન્નતિનો સારો લીધો, સદાચારિણી વિદુષી જાણો રે;
જહાંગીર હૉલમાં ભાષણ કીધું, શ્રોતાજને વચનામૃત પીધું રે.
નમો રે૦ ૨૭

## ઢાળ સાતમી.

( કપૂર હોય અતિ ઉજલો રે—એ દેશી. )

વિહાર અંતરીક્ષ મન ધરી, કર્યો યાત્રાનો મુખ્ય ઉદ્દેશ લલના;
મંગલવિજયાદિ સાથ કરી, કરે વસઇ વિહાર સૂરિ ખાસ લલના.
સૂરિવચને મન રાચીએ લલના. ૧

લાલચંદભાઇ ભાવુક સહી, તન મન ભક્તિ કરનાર લલના;
સ્થિરતા કરી દિનદ્વય ગ્રહી, દેશના ભવિજન સુખકાર લલના
સૂરિ૦ ૨

નાના ઘાટ વિષમ સહી, કોશદ્વય આરોહણ અવધાર લલના;
આરોહણ-કષ્ટ ન મન ગ્રહી, તીર્થ-યાત્રા હૃદય સુખકાર લલના.
સૂરિ૦ ૩

અનેક વનસ્પતિ તિહાં સહી, હરિતકી-પ્રભૃતિ વિચાર લલના;
દુરારોહણ ભયંકર વહી, ચઢી ઘાટ પર નિવાસ ધાર લલના
સૂરિ૦ ૪

જુન્નર શ્રાદ્ધો આવે તિહાં, કરવા વિનતિ જુન્નરકાજ લલના;
મંદિર-દ્વયી મનોહર જિહાં, પ્રાચીન ગુફાઓ અનેક ધ્યાન સાજ
લલના. સૂરિ૦ ૫

શ્રાદ્ધ-ઘર ત્રીસ લેખવાં, ગુજરાતી કેઇ મારવાડી ધાર લલના;
ઉપદેશ અભાવ પ્રાય જાણવાં, સાધુ-વિહાર અભાવ નિરધાર
લલના. સૂરિ૦ ૬

હવા પાણી સ્વચ્છ સહી, અર્બુદગિરિ સમ ચાવધાર લલના;
કોપુર કોતુરમાં ગમન કરી, મહાવીર-જયંતી ખૂબ ધાર લલના.
સૂરિ૦ ૭

એક સપ્તાહ થિરતા ગ્રહી, સંઘ-આગ્રહ અતિશય જાણુ લલના;
આકોલા સંગમનેર સહી, અમીજરા જિનરાજ વખાણુ લલના.
સૂરિ૦ ૮

ભક્તિભાવ શ્રાવક ઘણો, પણ ધર્મ-જ્ઞાન નવી ધાર લલના,
ધાર્મિકજ્ઞાન-અભાવ તણો, તાણુયો પડદો આ દેશે નિચાર લલના.
સૂરિ૦ ૯

બેલાપુર ત્યાંથી આવ્યા સહી, સ્થાનકવાસી ઘર બહુ ધાર લલના;
મહાશય હીરાચંદ્રજી ગ્રહી, નગરસંઘને સાથ વિચાર લલના.
સૂરિ૦ ૧૦

વિનતિ કરવા આગ્રહભરી, હાર્દિક પ્રેમ બહુ નિરધાર લલના;
સ્વીકારે વિનતિ સૂરિજી ખરી, ગયા અહમદનગર તે વાર લલના.
સૂરિ૦ ૧૧

વ્યાખ્યાને જન-જડતા હરી, ઉપદેશ ત્યાં પ્રબલ અપાય લલના;
જનમેદની દિનભર ખરી, ધર્મ-ચર્ચા અનેક કરાય લલના.
સૂરિ૦ ૧૨

પબ્લીક થીએટરમાં સહી, શ્રોતાજન ત્રણ હજાર લલના;
સ્થાનકવાસી ત્રિશતી ગૃહી, મૂર્તિપૂજક થત વિચાર લલના.
સૂરિ૦ ૧૩

કલેકટર આમંત્રણ ગ્રહી, ગયા મળવા તિહાં સૂરિરાય લલના.
ધર્મ-ચર્ચા ખૂબ કરે સહી, સ્કૉલર કલેકટર સુહાય લલના.
સૂરિ૦ ૧૪

નગર જીલ્લો પ્રાય ઢુંઢક થયો, શુદ્ધ ઉપદેશક અભાવ લલના;
સૂરિ૦ ૧૫

ઇસાઇ ધર્મમાં કેઇ જન ગયો, ચોઠનદી પ્રભૃતિ મન લાવ લલના;
પ્રતાપમુનિ અનુભવ સહી, સુણી વાત ખેદ બહુ થાય લલના.
સૂરિ૦ ૧૬

ગુજરાત સાધુ છોડે નહી, કરે ઝગડા આપસમાં અપાર લલના;
વીરતા ખરી મન જો સહી, આ દેશમાં કરો ઉપકાર લલના.
સૂરિ૦ ૧૭

જૈન-વૃદ્ધિ પૂર્વાચાર્યે કરી, હાનિ કરવા બેઠા તુમે આજ લલના;
જો ધર્મભાવ મનમાં જરી, તો કરો ઉદ્ધાર સમાજ લલના.
સૂરિ૦ ૧૮

વિનતિ ચોમાસાની અતિ ઘણી, કરે શ્રાવક મન ધરી પ્યાર લલના,
જયસૂરિ-સ્થિરતા તિહાં તણી, કરે ઔરંગાબાદ વિહાર લલના.
સૂરિ૦ ૧૯

સ્થાનકવાસી પ્રેમધર્યો, સુણી વ્યાખ્યાન સૂરિનું તેવાર લલના;
મંદિર ચાર આશાતના બહુ, ઢુંઢક હાથ વહીવટ ધાર લલના.
સૂરિ૦ ૨૦

આશાતના સમજે નહી, મૂકે નહી વહીવટ-કામ લલના;
ઉપદેશ ખૂબ આપે સહી, જાલનામાં યુવક-ઉત્સાહ લલના.
સૂરિ૦ ૨૧

ગણેશમલ સાધુ ઉપદેશથી, થયા ઢુંઢક એ પ્રાંત ધાર લલના;
ધર્મ-નિંદા થાય એહથી, સૂરિ-ઉપદેશે મીટાવણુહાર લલના.
સૂરિ૦ ૨૨

કેઇક ધર્મથી ઉભગી સહી, કેઇ ધર્માન્તરમાં જાય લલના,
શ્રાવક-સાધન પાસ એક નહી, જાવકનાં અનેક સુહાય લલના.
સૂરિ૦ ૨૩

ધર્મ રસાતળ જાય વહી, સાધુ શ્રાદ્ધ પ્રમાદ કરાય લલના;
બતાવો વીરતા ઇહાં સહી, વિદ્વત્તા પણ ન ભૂલાય લલના.
સૂરિ૦ ૨૪

લુણાર તિહાંથી પધારીયા,મૂર્તિપૂજક-ગૃહ પંચવીશ ધાર લલના
સુખી સવી તેહ જાણુવા, મારવાડી સવી નિરધાર લલના.
સૂરિ૦ ૨૫

ભાવ ભક્તિ સવી મન ગ્રહી,આવ્યા અંતરીક્ષ તીરથ ધામ લલના
યાત્રા કરી પૂરણ ભાવ સહી,દિન પંચ ત્યાં સ્થિરતાનું કામ લલના
સૂરિ૦ ૨૬

માસિક ખરચ પુષ્કલ સહી,પણ સમય ઓળખી નવી કરાય લલના;
દિગંબર જન આગ્રહ વહી,ઝગડા ફીસાદ બહુ થાય લલના.
સૂરિ૦ ૨૭

ફરમાની શ્વેતાંબરી સહી, કેમી જ્યાં ત્યાં આડ ગો લગાય લલના;
દશ વીશ વાર લડતાં સહી, થાડું મળે પગ-પેસારો કરાય લલના.
સૂરિ૦ ૨૮

માલીકી હક પછી દાખવી, મૂર્તિ ઠામ ઠામ મૂકાય લલના;
ઝગડા અનેક પ્રકારના, કરવા પછી તૈયાર થાય લલના.
સૂરિ૦ ૨૯

આશાતના તે દેખે નહી, અભિનિવેશ તણો નહી પાર લલના,
તથ્યાંશ તેહમાં થાડો નથી, જૂઠ કહ્યાનું નિરધાર લલના.
સૂરિ૦ ૩૦

ધર્મ-ભાવના સાચી મન સહી, કરો શાંતિ-પ્રચાર એકવાર લલના;
બેહુ જણ મળી ઉન્નતિ સહી, કરો ધર્મની મન ધરી પ્યાર લલના.
સૂરિ૦ ૩૧

રાગ દ્વેષમાં ધર્મભાવ નહી, વીતરાગ પુજ્ય થાવો પ્યાર લલના.
શ્રવણ અનુભવમાં સહી, જો વિતથપણું સ્વરૂપ ધાર લલના.
સૂરિ૦ ૩૨

મિથ્યા દુષ્કૃત સવી મન સહી, માગું પ્રભુ પાસે બહુવાર લલના;
સૂરિ-ગુણ સાચે ઉલટ થઈ, ધર્મ મંગલ વારંવાર લલના.
સૂરિ૦ ૩૩



# શુદ્ધિપત્રક.

| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ |
|---|---|---|---|
| ચિન્તામણી સમ ઠર્યો રે | ચિંતામણી સમો રે | ૭ | ૧૨ |
| લાભ | લાભ થઈ | ૧૧ | ૭ |
| આ | ૦ | ૧૪ | ૨૨ |
| ૦ | આ | ૧૬ | ૧૪ |
| રાવણ | રામણ | ૧૯ | ૧ |
| વાત | વ્રાત | ૨૦ | ૬ |
| માંહે | મનમાંહે | ૨૧ | ૧૧ |
| અભ | અભં | ૨૨ | ૨૫ |
| તણું | પણું | ૨૯ | ૧૯ |
| રામી | રોગી | ૩૦ | ૨૭ |
| પરી | પૂરી | ૩૪ | ૧૬ |
| સઘ | સંઘ | ૩૬ | ૧૬ |
| વાત | વ્રાત | ૩૮ | ૫ |
| પામ | પાય | ૩૮ | ૧૯ |
| સામ | સમ | ૪૦ | ૧૪ |
| રે | ૦ | ૪૧ | ૮ |
| ૦ | જી રે જી | ૪૫ | ૪ |
| બાહે | બોહે | ૫૪ | ૪ |

| અ. | શુ. | પૃ. | પં. |
|---|---|---|---|
| ચશે | ચશો | ૫૪ | ૧૮ |
| પ્રકાર | પ્રચાર | ૫૫ | ૧૬ |
| ગર્જર | ગૂર્જર | ૫૫ | ૧૭ |
| વજ | વજા | ૫૬ | ૧ |
| ખંઠિત | ખંડન | ૫૬ | ૧૭ |
| રચત | રશ્ચિત | ૫૮ | ૧૯ |
| ૦ | ન | ૬૦ | ૫ |
| જાવેરે | જાવે | ૬૦ | ૧૬ |
| ૦ | રે | ૬૧ | ૭ |
| નારે | નરે | ૬૧ | ૧૭ |
| કઠણ | કઠીણ | ૬૩ | ૯ |
| ધમ | ધર્મ | ૬૪ | ૯ |
| તો | નો તો | ૬૫ | ૨૦ |
| રે | હે | ૬૬ | ૪ |
| ચાશે | થાશે | ૬૭ | ૨ |
| શી | શીચ | ૬૭ | ૨ |
| ૦ | ગુરુ | ૬૮ | ૫ |
| ભષ્ટ | અહિત | ૬૯ | ૨ |
| ાવ | વે | ૬૯ | ૧૯ |
| ન | નિ | ૭૦ | ૧૧ |
| પ્લેટ | પલેટ | ૭૧ | ૬ |
| ાત | તિ | ૭૨ | ૧૫ |
| કો | કનો | ૭૩ | ૨૨ |

| અ. | શુ. | પૃ. | પં. |
|---|---|---|---|
| હો | હોય | ૭૧ | ૪ |
| વાસિએ | જિવાસએ | ૮૭ | ૧૭ |
| ગ્રાહીને | ગ્રહી કરી | ૮૯ | ૧ |
| તયાર | તૈયાર | ૯૦ | ૧૭ |
| રી | રહી | ૯૩ | ૧ |
| માકણ | માકડ | ૧૦૦ | ૨ |
| જન | જૈન | ૧૦૭ | ૯ |
| મોહનો | મોહનો ન | ૧૧૦ | ૬ |
| ૦ | સુજ્ઞાની | ૧૧૧ | ૫ |
| ફીલપી | ફિલિપી | ૧૨૦ | ૧ |
| હર્ટલાદિ | હૉર્ટલાદિ | ૧૨૨ | ૫ |
| સાહત્તન | સાદ-તન | ૧૨૫ | ૧૦ |
| બને | બની | ૧૨૫ | ૨૦ |
| દેખા | દેખી | ૧૨૬ | ૧૪ |
| અપણ | અર્પણ | ૧૨૭ | ૧૩ |
| કેળવણી | કેહક વલી | ૧૨૯ | ૧૯ |
| કહો | કરો | ૧૩૦ | ૩ |
| ય | પરે | ૧૩૨ | ૧૯ |
| ભવ પાશ રે | આભાસ રે | ૧૩૩ | ૨ |
| અ | ઐ | ૧૪૨ | ૧૫ |
| રા | શા | ૧૪૭ | ૧૪ |
| ધરી | ધરી રે | ૧૫૩ | ૪ |
| જન | જૈન | ૧૫૭ | ૪ |

| અ૦ | શુ. | પૃ. | પં. |
|---|---|---|---|
| ત | તિ | ૧૫૯ | ૧૬ |
| પ | પં | ૧૬૦ | ૧૯ |
| ત્ર | ત્રૈ | ૧૬૧ | ૧૫ |
| અવ્યા | આવ્યા | ૧૬૩ | ૧૫ |
| આપવા | આવવા | ૧૬૪ | ૧૦ |
| ઇહ | એહ | ૧૭૧ | ૭ |
| યુક્ત | સુહિત | ૧૭૩ | ૨૨ |
| ના | ની | ૧૫૭ | ૧૯ |
| આણી | ખાણી | ૧૭૯ | ૧૨ |
| રૂચે | ચ ણે | ૧૮૭ | ૧૮ |
| અધમ | અધ | ૧૮૮ | ૧૧ |
| થાચે | થાપે | ૧૯૧ | ૧૩ |
| સધર્મિ | સાધર્મિ | ૧૯૨ | ૧૪ |
| કુંભાર તે | કુંભાર | ૧૯૫ | ૯ |
| સન્મુખા | સન્મુખી | ૧૯૫ | ૨૧ |
| વ્યાખ્યા | લાગ્યા | ૧૯૭ | ૧૦ |
| હેંડોલ | રેણ્ડોલ | ૧૯૮ | ૨૨ |
| દિલમાં | દિનમાં | ૨૦૧ | ૧૨ |
| ૦ | સૂરિ | ૨૦૪ | ૧૨ |
| ઓપ્રાહીન | ઓપ્રાયન | ૨૦૬ | ૨ |
| ” | ” | ૨૦૬ | ૪ |
| પુષ્ટ | પુષ્ટિને | ૨૦૭ | ૧૭ |
| પરહરે | થરથરે | ૨૦૯ | ૧૮ |

| અ. | શુ. | પૃ. | પં. |
|---|---|---|---|
| સહય | સહચો | ૨૧૧ | ૨૧ |
| વાઠાની | વાડીની | ૨૧૮ | ૯ |
| મલ્હારમાં | મલ્હાડમાં | ૨૨૬ | ૧ |
| ઠાકૂ | ડાકુ | ૨૩૦ | ૨૧ |
| વાળીયા | પાપીઆ | ૨૩૪ | ૧ |
| વાસ | પાસ | ૨૩૬ | ૨ |
| પેટ્રોલ | પેટ્રોલ્ડ્ | ૨૩૮ | ૧૬ |
| માલીયા | માલેગાંવ | ૨૩૯ | ૮ |
| પેટ્રોલ | પેટ્રોલ્ડ્ | ૨૪૦ | ૧૨ |
| છંઠી | છાંઠી | ૨૪૦ | ૧૬ |
| પાસ | પાશ | ૨૪૦ | ૧૭ |
| ભાંઠાકર | ભાંડારકર | ૨૪૨ | |
| ઉ | સુ | ૨૬૫ | ૫ |
| હર્ટલ | હેર્ટલ | ૨૭૮ | ૭ |
| ,, | ,, | ,, | ૯ |
| વસઇ | ધસઇ | ૨૮૪ | ૪ |
| ધર | ઘર | ૨૮૪ | ૧૩ |
| વાં | વો | ૨૮૪ | ૧૯ |

न्यायतीर्थ न्यायविशारद उपाध्यायजी

# મંગલવિજયજી મહારાજે.

## રચેલા અન્યાન્ય ગ્રન્થો.

---

### હિંદીમાં.

૧ જૈનસાહિત્યમાં પદાર્થની વ્યવસ્થા (હિંદીમાં)

### ગુજરાતી ભાષામાં.

### ૨ સપ્તભંગી પ્રદીપ.

સ્યાદ્વાદના અંગરૂપ સપ્તભંગીના સ્વરૂપના જ્ઞાન સિવાય જૈનદર્શનમાં પ્રવેશ થવો અશક્ય હોવાથી અને તે જ્ઞાન ધરાવનાર બહુ અલ્પસંખ્યામાં હોવાથી સર્વસાધારણ તેવું જ્ઞાન મેળવી શકે એવા આશયથી ગુજરાતીમાં રચાયેલો નવીન પદ્ધતિનો આ અપૂર્વ ગ્રન્થ છે. સપ્તભંગીનું સ્વરૂપ બહુ વિસ્તારથી યુક્તિપૂર્વક આમાં સમજાવવામાં આવ્યું છે. પૃ. ૧૫૦ પાકું પૂઠું હોવા છતાં મૂલ્ય માત્ર નકલો થોડી હોવાથી ૦-૧૨-૦.

### ૩ તત્ત્વાખ્યાન (પૂર્વાર્ધ)

આમાં બૌદ્ધ, નૈયાયિક, સાંખ્ય અને વૈશેષિક એ ચાર દર્શનોના આચારો, માનેલા પદાર્થો અને તે પર મધ્યસ્થદૃષ્ટિથી કરેલી સમાલોચના હરેકને વાંચવા લાયક છે. તુલનાત્મક દૃષ્ટિએ પદાર્થોનું વિવેચન એ કેટલું કષ્ટસાધ્ય છે, તે

અનુભવી વિદ્વાનો સમજી શકે છે, તે જ વિષયને બહુ સરલતાથી પ્રતિપાદન કરી સર્વસાધારણને પણ અત્યુપયોગી થઇ શકે તેવી શૈલી આ ગ્રન્થમાં જોવામાં આવે છે.

## ૪ તત્ત્વાખ્યાન (ઉત્તરાર્ધ).

વેદાંત, મીમાંસક અને જૈનદર્શન એ ત્રણે દર્શનોના આચારો, માનેલ પદાર્થો, તે પર સમાલોચના વિગેરે બહુ વિસ્તારથી આમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે. અનેક વર્તમાનપત્રકારોએ અને બન્ય સજ્જન મહાશયોએ આ ગ્રંથની મુક્તકંઠે પ્રશંસા કરી છે, જેમાંની કેટલીક પાછળ દર્શાવી છે. નકલો બહુ થોડી સિલિકમાં છે. બન્ને ભાગની કિંમત રૂ. ૪]

## ૫ દ્રવ્યપ્રદીપ.

ન્યાયશૈલીથી યુક્તિપુરઃસર ગુજરાતી ભાષામાં છ દ્રવ્યોનું સ્વરૂપ બહુ સ્પષ્ટતાથી આમાં સમજાવવામાં આવ્યુ છે.

## ૬ ધર્મપ્રદીપ

આમાં વર્તમાન ૨૪ તીર્થંકરોનાં દ્રવ્યાનુયોગગર્ભિત ભિન્ન ભિન્ન વિષયનો બોધ કરાવનાર સ્તવનો છે. તે સિવાય સદ્‌ગત ગુરુદેવ શ્રીવિજયધર્મસૂરિવિરચિત સ્તવનો તથા તેમની અષ્ટપ્રકારી પૂજા, યોગનાં અંગો અને લક્ષણોથી ગર્ભિત સ્તવન વિગેરે છે. કિંમત ૦-૬-૦

## ૭ સમ્યક્ત્વ પ્રદીપ.

પ્રસ્તુત ગ્રન્થ સમ્યક્ત્વ વિષયમાં પ્રકાશ પાડે છે. ૦-૪-૦

## ૮ અષ્ટ પ્રકારી પૂજા.

ગુરુદેવજીવનઅભિંત અષ્ટપ્રકારી પૂજા ગુજરાતીમાં

## ૯ ધર્મ-જીવનપ્રદીપ.

( શ્રીવિજયધર્મસૂરિ-રાસ )

## સંસ્કૃત ગ્રન્થો.

## १० जैनतत्त्वप्रदीप.

જૈનતત્ત્વજ્ઞાનનો અપૂર્વ પ્રકાશ પાડતો આ ગ્રંથ ભાષાભિજ્ઞોને અત્યુપયોગી છે. જૈન પદાર્થોનું અતીવ ર..લ-તાથી જ્ઞાનસંપાદન કરવા માટે આ એક ઉત્તમ સાધન છે. રૂ. ૧)

## ११ धर्मदीपिका ( व्याकरण. )

સંસ્કૃત વ્યાકરણના અભ્યાસીઓ થોડા સમયામાં સારો બોધ કરાવનાર, નવીન પદ્ધતિથી લખાયેલ, લગભગ સાત હજાર શ્લોક પ્રમાણવાળો આ ગ્રંથ બહુ મહત્ત્વનો છે. પાશ્ચાત્ય અને એતદ્દેશીય અનેક વિદ્વાનોએ સમાલોચના કરી આ સંબંધમાં ઘણા સારા અભિપ્રાયો આપ્યા છે. ૪-૦-૦

## છપાય છે.

### १२ आर्हतदर्शनदीपिका.

યાને

### જૈનતત્ત્વ પ્રદીપનું વિસ્તૃત વિવેચન.

આ ગ્રન્થ ક્રાઉન આઠ પેજી સવાસો ફરમાનો લગભગ થશે. એની અંદર ઘણા જૈન સિદ્ધાન્તોનું વિસ્તૃત વિવેચન અપાશે. પ્રાયઃ ચારે અનુયોગથી ભરપૂર થશે. આ એકજ ગ્રંથથી જૈન દર્શન જાણવા જેને ચાહના હોય તેણે પોતાનું નામ જલદી લખાવવું જોઇએ વહેલો તે પહેલો. જૈન યા જૈનેતર બંનેને ઉપયોગી થઇ પડશે.

અગાઉથી ગ્રાહક થનાર પાસેથી રૂ. ૬) અને પાછળથી રૂા ૧૦) આપવા છતાં પણ મળવો દુર્લભ થઇ પડશે. એના મૂળ લેખક ન્યાયવિશારદ ન્યાયતીર્થ ઉપાધ્યાય શ્રીમંગલવિજયજી મહારાજ પોતે છે અને અનુવાદક પ્રોફેસર હીરાલાલ રસિકદાસ કાપડીયા છે. દરેક વિષયને લગતાં શાસ્ત્રીય પ્રમાણો પણ બહુજ સારી રીતે આપવામાં આવે છે.

હિન્દી તત્ત્વ જ્ઞાનના ઇતિહાસના લેખક મ્હેતા નર્મદાશંકર દેવશંકરે પ્રથમ ભાગમાં જૈન દર્શન વિષે જે ભયંકર ભૂલો કરી છે, તેવી ભૂલોનું પણ પ્રાસંગિક નિરીક્ષણ પૂર્વક નિરસન કરવામાં આવશે.

## છપાવવાના ગ્રન્થો.

૧૩ વ્યુત્પત્તિવાદ ટીકા.
૧૪ શક્તિવાદ ટિપ્પન.
૧૫ નયપ્રદીપ.

## મળવાનું ઠેકાણું.

લુહાણા મિત્ર પ્રેસ.
ઠે. સીયાપુરા,
મુ. વડોદરા.

શ્રીયશોવિજય જૈન ગ્રંથમાળા
ઠે. હેરીસ રોડ,
મુ. ભાવનગર.